વિષયે પરાભૂત થઈને ભવામ્બુધિમા નિમગ્ન થતો નથી પરન્તુ પરા જ ગતિને પ્રાપ્ત થાય છે એ જ પુરુષોત્તમનુ સર્વસમર્થત્વ અને દયાળુત્વ છે કે અતિરાજસ અતિતામસ મહાપતિત પણ સ્વરસંબદ્ધ ભક્તનો સમ્બન્ધમાત્રે પવિત્ર થઈ જાય છે અત એવ શ્રીમદાચાર્યચરણે '**સર્વોદ્ધારપ્રયત્નાત્મા કૃષ્ણ પ્રાદુર્બભૂવ હ**'—સર્વોદ્ધારપ્રયત્નાત્મા કૃષ્ણ પ્રાદુર્ભવ્યા—એમ નિબન્ધમા અને '**યે ભક્તા શાસ્ત્રરહિતા સ્ત્રીશૂદ્રદ્વિજબન્ધવસ્તેષામુદ્ધારક કૃષ્ણ સ્ત્રીણામત્ર વિશેષત**' જે ભક્તો શાસ્ત્રરહિત હોય એઓ સ્ત્રી શૂદ્ર અને દ્વિજબન્ધુ હોય તેમના ઉદ્ધારક કૃષ્ણ છે, સ્ત્રીઓના અત્ર વિશેષે કરીને—એમ શ્રીસુબોધિનીજીમા નિરૂપ્યુ છે આ જ પ્રકારે પૂતનાદિ પાપયોનિ સ્ત્રીઓ ઉદ્ધૃત થઈ ગઈ '**તેનાધીતશ્રુતિગણા નોપાસિતમહત્તમા નાસા દ્વિજાતિસંસ્કારો ન નિવાસો ગુરાવપિ ન તપો નાત્મમીમાંસા ન શૌચ ન શુભા ક્રિયા**'—તે અનધીતશ્રુતિગણોએ મહત્તમની—ભક્તોની—ઉપાસના કરી ન હતી તેમને ન હતો દ્વિજાતિસંસ્કાર કે ન હતો ગુરુસમીપ નિવાસ, ન હતુ તપ કે ન હતી આત્મમીમાંસા, ન હતુ શૌચ કે શુભ ક્રિયાઓ—એ ભાગવતવાક્યે તેમ જ '**કેવલેનૈવ ભાવેન ગોપ્ય**'—કેવલ ભાવે જ ગોપીઓ સર્વસાધનરહિતતાએ પ્રતિપાદ્યમાના અને લૌકિકમા જ વ્યાપૃતા ભારતમા રહેલી પ્રસિદ્ધ વ્રજપુરવનિતાઓ, ભારતમા પ્રખ્યાત તુલાધારાદિ વૈશ્યો અને પ્રસિદ્ધ જ નન્દાદિ વ્રજવાસીઓ, શૂદ્રીને વિષે ઉત્પન્ન વિદુરાદિ શૂદ્રો, અને જે પાપયોનિ—હીનજાતી હણુચન્દનશબરાદિ—શ્રીમતી પુલિન્દીજીઓ સર્વે જ **મામ્**—મને—દયાસાગર કરુણાવરુણાલય મહાપતિતપાવન અશરણ્યશરણાગત જ વ્રજપાલક પુરુષોત્તમને—યેન કેનચિદ્ ભાવે આશ્રીને—મારા આશ્રયમાત્રે જ પરા ગતિને પ્રાપ્ત થયા છે અત્ર આ વૈલક્ષણ્ય છે કે વૈદિક મર્યાદામાર્ગમા પુરુષત્વને અને તત્ર પણ ત્રૈવર્ણિકત્વને જ અગ્રે કરીને નૈષ્ઠિક વેદાધ્યયનસમ્પન્ન બ્રાહ્મણોની સેવાદ્વારા સ્ત્રીશૂદ્રાદિની મુક્તિ સ્વીકારી છે પરન્તુ તેથી વિપરીત આ પુષ્ટિમાર્ગમા તો શ્રીમદાચાર્યચરણે નિસાધન સ્ત્રીશૂદ્રાદિને જ અગ્રે કરીને તદ્દ્વારા જ ત્રૈવર્ણિક પુરુષોની યથાધિકારફલપ્રાપ્તિ સ્વીકારી છે '**સ્ત્રીશૂદ્રાદ્યુદ્ધૃતિક્ષમ**' શ્રીમદાચાર્યચરણે અંગીકૃત જીવોમા અધુના પણ આ નિસાધનતાની જ પ્રણાલી શુદ્ધમર્યાદાપૂર્વક સચવાય છે, તેમા પૂર્વોક્ત ક્રમમુક્ત્યાદિક સાધનનો આદર નથી, પરન્તુ '**સર્વધર્માન્ પરિત્યજ્ય**' એ ગીતોક્ત સર્વધર્મપરિત્યાગપૂર્વક પ્રપત્તિને—શ્રીગોકુલેશાશ્રયને—જ સર્વથા સ્વીકારવામા આવે છે અત એવ સારસ્વતકલ્પમા શ્રીકૃષ્ણની સ્વરૂપાવતારદશામા વર્ણની અને કર્મની અપેક્ષા વિના જ કેવલ ભગવદાશ્રયનુ જ અવલમ્બન કરીને નિસાધન શ્રીગોપીજનોનો જેવો ભાવપ્રધાન ત્યાગાત્મક વિરહાનુભવાર્થ ગૃહસ્થધર્મ હતો તેવો જ ભાવપ્રધાન ત્યાગાત્મક વિરહાનુભવાર્થ ગૃહસ્થધર્મને અધુના શ્વેતવારાહકલ્પમા પણ શ્રીમહાપ્રભુજીરૂપ વાણીપતિ અવતારદશામા પણ આધુનિક ભગવદ્ભક્તો આચરી જ રહ્યા છે આ માર્ગમા લૌકિક તેમ જ વૈદિક કર્મોના અકરણે પ્રત્યવાયભાગનો સમ્ભવ જ ન હોવાથી તદ્ભય તો સર્વથા જ નથી પુષ્ટિની—ભગવત્કૃપાની—અપેક્ષાએ સર્વ કર્મ અને સ્વભાવ કરવાદિનું અત વ્યર્થ જ થઈ જાય છે, '**આનન્દ બ્રહ્મણો વિદ્વાન ન બિભેતિ કુતશ્ચન**' '**એવ મદર્થોજ્ઝિતલોકવેદસ્વાનામ**' '**નારાયણપરા સર્વે ન કુતશ્ચન બિભ્યતિ**' ઇત્યાદિ વાક્યયૂથ અત્ર પ્રમાણ છે આ પુષ્ટિમાર્ગમા—પુષ્ટિભક્તોના ભાવોદ્રેક છે, ભાવ અતિપ્રચુર—ઉત્કટ—છે ગૃહસ્થિત પદાર્થમાત્રમા પણ પ્રભુસંનિહિત સર્વ જ બાધક છે એમ સ્ફૂર્તિ થયા કરે છે આ માર્ગમા અનુપસમ્બન્ધ જ સાધન અને ફલ એમ ઉભય છે, માર્ગાન્તરમા વૈદિક સાધનોએ મોક્ષ—સદ્યગતિ—હોય છે, અત્ર મોક્ષથી વિરુદ્ધ **સમ્બન્ધ**—સમ્બન્ધ સ્વ—હતુ કે તે સમ્બન્ધ ફલ છે એટલુ જ નહિ પરન્તુ તે જ સમ્બન્ધ સાધન પણ છે, મુખ્યફલની જ પૂર્વદશા છે, અને આ સમ્બન્ધ પણ સ્વેચ્છામાત્રથી જ થાય છે

**સંવત્ ૧૯૮૧ના ભાદ્રપદ શુકલ એકાદશીએ મુંબાઈમાં શ્રીપુરુષોત્તમોત્સવ પ્રસંગે વે. શા. સં. મગનલાલ શાસ્ત્રીજીએ પ્રમુખત્વે કરેલો**

# ઉપસંહાર.

શ્રીમદ્ગોસ્વામી શ્રીપુરુષોત્તમજીમહારાજનો પ્રાકટ્યોત્સવ આપણે પ્રથમ જ વાર આ મુંબાઈમાં ઉજવીને પરિસમાપ્ત કરીએ છીએ, અને તેમાં ઉભય વિભાગે શ્રીમાન્ ગોસ્વામીઓ આદિ ઉપસ્થિત થયા છે એ આપણું અહોભાગ્ય છે. આપણો બ્રહ્મવાદ જ નિત્ય સનાતન વૈદિક ધર્મ છે અને જો કોઈ પણ વાડા બન્ધાયા હોય તો તે આપણા અખણ્ડ શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદના જ કેવળ એકદેશ છે. વેદના પ્રારમ્ભમાં, મધ્યમાં, અને અન્તમાં, બ્રાહ્મણોમાં, કલ્પસૂત્રાદિમાં, આરણ્યમાં ઉપનિષદ્માં આ અખણ્ડ શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ વિના અન્ય કાંઈ પણ ઉપદિષ્ટ નથી. શ્રીમદ્ભગવદ્ગીતામાં પુરુષોત્તમ શ્રીકૃષ્ણ અક્ષરે અક્ષરે આ બ્રહ્મવિનાદ કરે છે. કૃષ્ણદ્વૈપાયન વેદવ્યાસ બાદરાયણ પણ બ્રહ્મસૂત્રમાં એ જ બ્રહ્મવાદનો ભક્તિસ્વતન્ત્ર ઉપદેશ કરીને પ્રપત્તિનો-શરણનો-સત્કાર કરે છે. અને સર્વોત્કૃષ્ટ શ્રીમદ્ભાગવત પ્રસ્થાન તો પદે પદે અનુગ્રહાત્મક પુષ્ટિનો જ ડિણ્ડિમઘોષ કરે છે.

શ્રીપુરુષોત્તમજીના ગ્રન્થના લક્ષણો વિષે વૈ. તેલીવાલાએ અને શ્રીમદ્વલ્લભાચાર્યાદિની નિસ્પૃહતા વિષે વૈ. ધીરજલાલભાઈએ એવું તો વિવેચન કર્યું છે કે તે વિષે વિવેચન-વિશેષ ન કરતા શ્રીમદાચાર્યચરણ, શ્રીવિઠ્ઠલેશ, શ્રીગોકુલેશ, શ્રીહરિરાયજી ઇત્યાદિએ જે પ્રમેયાત્મક ભાવપ્રધાન માર્ગનું નિરૂપણ કર્યું હતું તેજ સિદ્ધાન્તને પ્રમાણત્વે પોષક શ્રીપુરુષોત્તમજીના કેટલાક ગ્રન્થોનો પરિચયમાત્ર હું આપને કરાવીશ.

"ભાષ્યપ્રકાશ" શ્રીપુરુષોત્તમજીનો ઉત્તમોત્તમ ગ્રન્થ છે અને તેની ઉત્તમતા એ છે કે તેના પ્રત્યેક સૂત્રમાં, અધિકરણમાં શ્રીમદ્વલ્લભાચાર્યજીના જ સિદ્ધાન્તના સ્પષ્ટીકરણમાત્રે સન્તોષ નહિ માનતા શઙ્કર, ભાસ્કર, રામાનુજ, મધ્વ, ભિક્ષુ, અને નીલકણ્ઠ એ છ ટીકાકારોની ટીકામાંથી પણ અક્ષરશઃ ઉપન્યાસ કરીને તેમની સુન્દર સમીક્ષા કરીને બ્રહ્મસૂત્રનો સિદ્ધાન્ત અખણ્ડ શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ જ છે એમ આધુનિક વિદ્વાનોને પણ અત્યન્ત આદરણીય શૈલીથી પ્રતિપાદન કર્યું છે. શ્રીપુરુષોત્તમજીની વૃત્તિ કેવળ ગ્રાહી હતી. સામ્પ્રત આરોપિત રાજ્યસત્તાનો આ વિદ્વાન ગોસ્વામીમાં લેશમાત્ર પણ અંશ ન હતો. પ્રાપ્ત સમ્પત્તિનો પણ ભગવદ્વિદ્યાના પ્રચારમાં જ તેઓશ્રીનો વિનિયોગ સર્વથા આદરણીય છે.

ઉપનિષદ્ની દીપિકાઓ, શ્રીમદ્ભગવદ્ગીતાની તેમના પિતૃચરણશ્રીજીવણજીકૃત ગીતાટીકાની-પરિશુદ્ધિ, ભાષ્યપ્રકાશ, સુબોધિનીપ્રકાશ, આવરણભઙ્ગ, વિદ્વત્પ્રયોજના, જૈમિનિસૂત્રભાષ્યવિવરણ, ષોડશગ્રન્થવિવૃતિ, પ્રકરણાદિના ગ્રન્થ અને પ્રસ્થાનરત્નાકર ઇત્યાદિ મર્મપૂર્ણ ગ્રન્થોમાં આ લક્ષણો કોઈ પણ વાચકને સુપ્રતીત થયા વિના રહે તેમ નથી, તેથી આપણા સમ્પ્રદાયનું ગૌરવ આ શ્રીપુરુષોત્તમજીની શ્રેણીનું ભવિષ્ય અત્યન્ત ઉજ્જ્વળ છે એમ હું આગ્રહપૂર્વક કહું છું. જે માર્ગ અખણ્ડ શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ ઉપર પ્રકટ થયો છે, જે માર્ગ અનન્ય ભક્તિનો અત્યન્ત આગ્રહ કરે છે અને જે માર્ગમાં કાંઈ પણ શક્ય ન હોય તો કેવળ પ્રભુના શરણમાત્રનો ઉપદેશ છે એ માર્ગ વિશ્વધર્મ થયા વિના સર્વથા રહેશે જ નહિ, અને તેથી આજે અને આજે જ આપણે એ શ્રીપુરુષોત્તમમણ્ડળનું સ્થાપન કરીએ, જેમાં એક પાઈની પણ ભાગે કોઈની અપેક્ષા નથી, પરન્તુ જેમાં આપે સર્વેએ આપના કાળનો થોડોક ભાગ આપીને પ્રતિરવિવારે વા પ્રતિસોમવારે અથવા તે ઉભય વિભાગે, અથવા પ્રતિપક્ષે પણ એકવાર અવશ્ય શ્રીપુરુષોત્તમજીના ગ્રન્થોનું અધ્યયનાધ્યાપન કરવાનું છે. આ મણ્ડળે ક્યાં અને ક્યારે મળવું ઇત્યાદિનો નિર્ણય કરવાને વૈ. ધીરજલાલ શાસ્ત્રીઓ, વૈ. મગનલાલ તેલીવાલા, વૈ. વાડીલાલ નગીનદાસ શાહ, વૈ. જમનાદાસ ગોવર્ધનદાસ, વૈ. ગોવર્ધનદાસ જમનાદાસ, વૈ. સુન્દરલાલ મણિલાલ, વે. શા. સં. ચીમનલાલ હરિશંકર, અને વે. શા. સં. હરિકૃષ્ણ વીરજી એટલા વૈષ્ણવોને હું આ સત્કાર્યમાં નિયોજું છું, અને તેમને જો કોઈ પણ સહાયકની અપેક્ષા હોય તો એવા અન્ય પણ નામો નહિ કરી લેવાને આ સભાના સર્વ ભાઈઓને પૂર્ણ અધિકાર પણ આપું છું.[1]

---

[1] આ મણ્ડળ મુંબાઈમાં સ્થપાયું છે એટલું જ નહિ પરન્તુ પ્રતિ રવિવારે પૂનાથી મગનલાલ શાસ્ત્રી મુંબાઈ આવીને અણુભાષ્યનું અને પ્રતિસોમવારે શ્રીપુરુષોત્તમજીના વાદગ્રન્થનું પ્રવચન કરે એ જણાવતા આનન્દ થાય છે.

૧ મુમ્બાપુરીમાં માધવબાગમાં શ્રીગોપાષ્ટમીને દિવસે અપૂર્વ સભા મળી હતી. જેમાં નગરીના મુખ્ય હિન્દુ ગૃહસ્થો ઉપસ્થિત થયા હતા સભાનું પ્રમુખપદ સર પુરુષોત્તમદાસ ઠાકુરદાસને અર્પવામાં આવ્યું હતું, તથાપિ મુમ્બાસ્થ યાવન્માત્ર ઉપસ્થિત શ્રીમદ્ગોસ્વામિવર્ગ વૈષ્ણવપરિષદ્વત્ અધ્યક્ષ હતો જ (૧) પોતની વિરુદ્ધ તીવ્ર અપ્રસન્નતાનો (૨) તે પત્રના બહિષ્કારનો અને (૩) ઉક્ત ઉભયે ઠરાવની પ્રતિ સરકારમાં મોકલી આપવાનો એમ સર્વ મળીને ત્રણ ઠરાવો સર્વાનુમતે કરવામાં આવ્યા હતા દેશપરદેશથી આવેલા ત્રીસેક તાર વાંચવામાં આવ્યા હતા તેથી પણ સ્પષ્ટ જ પ્રતીતિ થતી હતી કે વૈષ્ણવોના પરમનિધિ શ્રીનાથજીના પણ દિવ્ય સ્વરૂપની નિન્દાકાર પત્ર સર્વત્ર જ વૈષ્ણવોની અપ્રીતિમાત્રનું પાત્ર થઈ પડ્યું છે યદ્યપિ સર પુરુષોત્તમે નિજ ભાષણની સમાપ્તિમાં પ્રદર્શિત શ્રદ્ધા સ્વાભાવિક હોવાથી સ્તુત્ય જ છે, પરન્તુ તે શ્રદ્ધા જ્ઞાનમૂલક પણ થાઓ એમ અમે ઇચ્છીએ છીએ, એ કથનમાં અમારો એ આશય છે કે પુષ્ટિસમ્પ્રદાયના ગ્રન્થો પ્રસિદ્ધ થયા જાય છે જ, તેથી સર પુરુષોત્તમદાસજેવા સદ્ગૃહસ્થોએ પ્રમુખપદમાત્રથી જ સન્તુષ્ટ નહિ થઈ જતાં યથાવકાશ પણ પુષ્ટિમાર્ગીય ગ્રન્થો આગ્રહપૂર્વક વાંચવા જોઈએ, અને પુષ્ટિમાર્ગીય સાહિત્યની પ્રસિદ્ધિમાં પણ સહાયક થવું જોઈએ

*　　*　　*　　*　　*　　*

૨ લક્ષ્મીત્રયોદશીને દિવસે મુમ્બાનગરીના ધનાઢ્ય વૈષ્ણવોની સભા ચન્દ્રબાગમાં મળી હતી, યત્ર મુમ્બાસ્થ સર્વ શ્રીમદ્ગોસ્વામીઓ પણ ઉપસ્થિત હતા, અને પ્રમુખપદ શ્રીગોકુલનાથજીએ અલંકૃત કર્યું હતું આ સભાએ એક 'પુષ્ટિમાર્ગપ્રકાશનમણ્ડલ'ની સ્થાપના કરી છે, જેના વ્યવસ્થાપક ભગવદ્ધર્મપરાયણ શેઠ પરાગજી સૂરજી થયા છે મણ્ડલનો ઉદ્દેશ સમ્પ્રદાયનો ઉત્કર્ષ સાધવાનો હોવાથી પ્રશસ્ય છે ભાષાચતુષ્ટયમાં શ્રીમદણુભાષ્ય ઉપર નિબન્ધ લખાવવો લાભપ્રદ પણ લેખાય, પરન્તુ પુષ્ટિમાર્ગીય ધનાઢ્યનું ભગવદર્થક ધન શાઙ્કરભાષ્ય ઉપર ભાષાદ્વયમાં નિબન્ધ લખાવવામાં વિનિયોજાય એમાં અમારી લેશમાત્ર પણ સમ્મતિ નથી પુષ્ટિસમ્પ્રદાયની સમ્પત્તિએ શાઙ્કરભાષ્ય ઉપર નિબન્ધ લખાવાય અને તે નિબન્ધના પરીક્ષકનું પણ વરણ શઙ્કરાચાર્ય કરે ત્યારે તો અનિચ્છાએ પણ એ જ અનુમાન પ્રાપ્ત થાય છે કે (૧) શાઙ્કરભાષ્યનિબન્ધપરીક્ષકોનું વરણ કરી શકાય એટલું પણ પાણ્ડિત્ય સામ્પ્રદાયિક આચાર્યવર્ગમાં આ ધનાઢ્ય વર્ગને પ્રતીત થતું નથી (૨) પુષ્ટિમાર્ગીય ભગવદર્થક વિત્તનો વિનિયોગ ક્યાં કરવો અને ક્યાં ન કરવો એનું પણ ભાન આ ધનિકોને નથી, અને (૩) સમ્પ્રદાય ઉપર પ્રાપ્ત આપત્કાલમાં માયાવાદી સ્પષ્ટ ન થતાં પ્રસન્ન રહે એ ઉદ્દેશે માયાવાદીએ સહ ભ્રાતૃભાવને ઉત્કોચે પણ સાધવો એમ પણ પરાગજીશ્રેષ્ઠીની અને તદનુસારી વર્ગની મતિ થઈ છે અણુભાષ્યના પણ નિબન્ધ વિષયે અમારો નમ્ર અભિપ્રાય તો એ છે કે અપક્વ અભ્યાસકમાત્રને આવા મૂલપ્રમાણગ્રન્થોપરિ નિબન્ધ લખવાને પ્રેરવા તે કરતાં જે સામ્પ્રદાયિક વિદ્વાનોનો પરિપક્વ અભ્યાસ છે અને જેમની વસ્તુતઃ પરીક્ષક થવાની પણ યોગ્યતા છે તેવા વિદ્વાનોને જ વ્યવસ્થાપકે પ્રાર્થના કરવી જોઈએ કે 'ભાષ્ય જેવા સર્વતોમુખ ગ્રન્થ ઉપર નિબન્ધ લખવાની આપની જ યોગ્યતા સ્વીકારું છું અને તેથી આપ મહાનુભાવને વિજ્ઞપ્તિ કરું છું કે આ નિબન્ધ કૃપા કરીને આપ સિદ્ધ કરો. પારિતોષિકનાલાભે આપ નિબન્ધ લખશો એમ હું ક્ષણમાત્ર પણ સ્વીકારતો જ નથી, કારણ કે આપના પરિશ્રમનું યથાર્થ મૂલ્ય તો શ્રીકૃષ્ણ જ જાણી શકે છે, અથાપિ આપ નિબન્ધ લખીને પારિતોષિકનો સ્વીકાર કરશો તો હું ઉપકૃત થઈશ' આવો એક પણ નિબન્ધ એક પણ ભાષામાં સંસિદ્ધ કરાવ્યા પછી તેમાં શુદ્ધિવૃદ્ધિ પણ કરી લીધા પછી તે નિબન્ધને એક એવું વિશિષ્ટ સ્વરૂપ પ્રાપ્ત થઈ જશે કે અન્ય ભાષામાં પણ તે જ સંસિદ્ધ નિબન્ધનો અનુવાદ પ્રમાણત્વે વાચ્ય ગ્રન્થ ગણાશે પ્રાપ્ત સર્વ ભાષ્યનું જેણે તુલનાત્મક અધ્યયન કરીને સર્વભાષ્યથી અણુભાષ્યના ઉત્કર્ષનું બુદ્ધિપૂર્વક ગ્રહણ કર્યું છે તેવા જ વિરલ વિદ્વાનને આવો નિબન્ધ લખવાનો અધિકાર છે આવા આદર્શ નિબન્ધના અભાવમાં પારિતોષિકલાલસુ યત્કશ્ચન અપરિપક્વબુદ્ધિએ લિખિત નિબન્ધ સર્વથા ઉપયોગી નહિ જ થાય, ઉદાહરણ શ્રીગોકુલનાથજીએ લખાવેલા મર્વજ્ઞ નિબન્ધ

*　　*　　*　　*　　*　　*

## वे. शा. सं. मगनलाल शास्त्रीजीनुं भाषण

# “श्रीहरिरायजी”

**ઉપક્રમ**

ભાદ્રપદકૃષ્ણપક્ષસપ્તમીએ શ્રીહરિરાયજીના પ્રાકટ્યોત્સવનિમિત્તે શ્રીમદ્વૈષ્ણવપરિષદ્ તરફથી એક સુમહતી પ્રસિદ્ધ સભા ગત સોમવાસરે સાય પચ્ચવાદનસમયે મુમ્બાપુરીમા માધવબાગમા મળી હતી તત્પ્રસઙ્ગે પુનાની ડેકન કૉલેજના સસ્કૃતના વ્યાખ્યાતા પ્રોફેસર ભગવાન ગણપતિરામ શાસ્ત્રીજી એમ્ એ એમણે ‘શ્રીહરિરાયજી’એ વિષયોપરિ મનનીય વ્યાખ્યાન આપ્યુ હતુ પ્રમુખસ્થાને શ્રીવલ્લભાચાર્યજીના ચિત્રજીને પધરાવવામા આવ્યા હતા અને તેઓશ્રીના ઉત્સઙ્ગમા શ્રીહરિરાયજીના ચિત્રજીને પધરાવ્યા હતા અખિલ સભાસદન વૈષ્ણવ સ્ત્રીપુરુષોથી સુપૂર્ણ ભરાઈ ગયુ હતુ, અને કેટલાકને તો સ્થલ પણ નહિ મળી શકવાથી ચાલ્યા જવુ પડ્યુ હતુ

સભાનો સમય થતા વૈષ્ણવપરિષદ્‌ના માનનીય મન્ત્રી વૈ મૂલચન્દ તેલીવાલાએ જણાવ્યુ કે ગત સોમવાસરે શ્રીહરિરાયજીને વિષે સભા મળી હતી, તથાપિ આજે પણ આ સભા બોલાવવાનુ શુ પ્રયોજન હશે એ સમ્બન્ધમા મારે કાઈક કહેવુ જોઈએ સમ્પ્રદાયમા શ્રીહરિરાયજી એક એવી મહતી વ્યક્તિ થઈ ગઈ છે કે જેને અર્થે એક જ નહિ પરન્તુ અનેક સભાઓ મળે તો તેમા સમ્પ્રદાયનુ ભૂષણ છે, તેથી આ સભા ગત સોમવાસરની સભાથી વિરુદ્ધ બોલાવી છે એમ માની લેવાનુ નથી, પરન્તુ જે આશય તે સભાનો હતો તે જ આશયને વિશેષત પોષવાને જ આ સભા બોલાવવી ઉચિત ધારી છે સમ્પ્રદાયમા આચાર્યચતુષ્ટયી ‘ શ્રીમહાપ્રભુજી ’ નામથી પ્રસિદ્ધ છે, એક તો શ્રીમદ્વલ્લભાચાર્યજી, બીજા એઓશ્રીના પુત્ર શ્રીગુસાઇજી, ત્રીજા શ્રીમદાચાર્યજીના પૌત્ર શ્રીગોકુલેશ, અને ચતુર્થ શ્રીહરિરાયજી આ ત્રણે ‘શ્રીમહાપ્રભુજી ”ના નામથી પ્રસિદ્ધ છે શ્રીહરિરાયજીની વિપ્રયોગનિષ્ઠાને અને દૈન્યને લીધે સમ્પ્રદાયમા ‘શ્રીહરિરાયમહાપ્રભુ’ એ નામથી વૈષ્ણવો અદ્યાપિપર્યન્ત એમનુ સ્મરણ કરે છે સમ્પ્રદાયમા જે સ્વરૂપો પ્રાચીનતાએ સેવાય છે તેને ‘ નિધિ ’ તરીકે ઓળખવામા આવે છે, તેમા જેમ શ્રીમહાપ્રભુજીના નિધિ, શ્રીગુસાઇજીના નિધિ, બાલકસપ્તકના ‘નિધિ’ કહેવાય છે તે જ પ્રકારે શ્રીહરિરાયજીએ સેવિત સ્વરૂપો પણ ‘ નિધિ ’ તરીકે વૈષ્ણવોમા મનાય છે શ્રીહરિરાયજી ભૂતલોપરિ ૧૨૦ વર્ષ બિરાજ્યા હતા આપશ્રી એટલા બધા દીનભાવયુક્ત હતા કે પોતે યદ્યપિ ગોસ્વામી હતા, તથાપિ સ્વામિભાવને અને ગુરુભાવને ગૌણ ગણીને પોતાને ‘ હરિદાસત્વે ’ જ પ્રસિદ્ધ રીતિએ જણાવતા આપશ્રીનુ ‘ શિક્ષાપત્ર ’ પ્રત્યેક વૈષ્ણવ વાચે છે, અને શ્રીહરિરાયજીના ગ્રન્થનુ વાચનકર્તા કોઈ પણ વૈષ્ણવ એમની દીનતા અને ભગવદ્ભાવથી અપરિચિત હશે જ નહિ આવા મહાનુભાવ દૈન્યમૂર્તિ ગોસ્વામીનુ વર્ણન અને યશોગાન સમ્પ્રદાયના અગ્રગણ્ય વિદ્વાનના અને અનુભવીના દ્વારા થાય એ ઉદ્દેશ–શાસ્ત્રી ભગવાન જેમણે પોતાના આયુષ્યના ૪૦ વર્ષના મનન પ્રયાસે સમ્પ્રદાયનુ તત્ત્વ અપૂર્વ રીતિએ સમ્પાદિત કર્યુ છે તેમની જ દ્વારા થાય એ ઉદ્દેશ–પરમ ઉચિત છે અને જે શ્રીગોકુલનાથજી મહારાજ સ્વય અત્ર બિરાજત પરન્તુ તેઓશ્રીને ‘બરોડી’ જવાનુ નિશ્ચિત થયનુ હોવાથી–અને તે પણ એ નિયમથી

નિશ્ચિત થઈ જવાથી-તેઓશ્રી આજે અત્ર પધારી શક્યા નથી, તથાપિ આજની સભા માટે તેઓશ્રીની સમ્પૂર્ણ સમ્મતિ છે એમ આ સભાને નિવેદન કરવાની મને તેઓશ્રીએ આજ્ઞા આપી છે એટલુ જ નહિ પરન્તુ મારી વિનતિને અનુસરીને એઓશ્રીના જ્યેષ્ઠ લાલસાવા શ્રીગિરિધરલાલજીને તથા શ્રીદીક્ષિતજીને અત્ર પધારવાને પણ અનુમતિ આપી જ હતી'

વે શા સ૰ શાસ્ત્રીજીએ તત્ર પધરાવવામા આવેલા ચિત્રજીને પુષ્પમાલા ધરાવ્યા પછી **"सौन्दर्य निजहृद्गतम" "साय कुञ्जालयस्थासन"** ઇત્યાદિ શ્લોકોએ મઙ્ગલાચરણ કર્યા પછી નીચેનુ ભાષણ આપ્યુ હતુ ભાષણના અન્તે તેમણે પ્રસિદ્ધ કર્યુ હતુ કે વ્યાસસૂત્રોપરિ શ્રીમદાચાર્યચરણકૃત 'અણુભાષ્ય'ના સતત પ્રવચનને અર્થે મુમ્બાઈમા એક વર્ગનુ ઉદ્ઘાટન ઉચિત મનાયુ છે આ વર્ગ પ્રત્યેક રવિવાસરે અત્ર માધવબાગમા સાય પઙ્ક્વાદનસમયે મળશે, અને તેમા 'અણુભાષ્યનુ' અધ્યયન થશે એટલુ જ નહિ પરન્તુ વ્યાસસૂત્ર સમજવામા શઙ્કર રામાનુજ મધ્વ ઇત્યાદિ ટીકાકારોનુ ક્યા સ્ખલન થયુ છે તે પણ તુલનાએ સ્પષ્ટ કરવામા આવશે. કિઞ્ચ શ્રીપુરુષોત્તમજીના પ્રાકટ્યોત્સવસમયે 'શ્રીપુરુષોત્તમમણ્ડલ'ની જે સ્થાપના કરવામા આવી છે તેની કાર્યવાહક સમિતિએ પ્રતિસોમવાસરે અધુના આરમ્ભમા શ્રીપુરુષોત્તમજીના વાદગ્રન્થો વાચવાનુ નિશ્ચિત કર્યુ છે, અને તદનુસાર તે પ્રવચન ત્રીજા ભોઈવાડામા શ્રીનાથજીના નવામાળામા રા વાડીલાલ નગીનદાસ શાહને ત્યા સાય સમયાદિને કરવામા આવશે[1] આ પ્રવૃત્તિમા મારે આપની પાસેથી એક પણ પાઈની અપેક્ષા નથી હુ આ માર્ગાર્થે મારા પોતાને વ્યયે પૂનેથી આવીશ અને જઈશ, પરન્તુ એક બ્રાહ્મણ તરીકે હુ આપની પાસે યાચુ છુ કે આ સમ્પ્રદાયનુ મર્મ સમજવાને આપનો સ્વલ્પ સમય તો અવશ્ય આપશો તદનન્તર શ્રીઆચાર્યજીમહાપ્રભુજી ઇત્યાદિના જયધ્વનિસહિત સભા વિસર્જન થઈ હતી

## ઉપર્યુક્ત પ્રસઙ્ગે વે. શા. સ. શાસ્ત્રીએ આપેલુ ભાષણ.

**પરમભાગ્યવાન્ વૈષ્ણવો,**

આજે મારા ભાષણનો વિષય 'શ્રીહરિરાયજી' છે શ્રીહરિરાયજી શ્રીમદ્વલ્લભાચાર્યજીના ઉત્તમોત્તમ વંશમા સર્વોત્કૃષ્ટ વ્યક્તિત્વે પ્રસિદ્ધ છે એમ જો હુ વદુ તો તે અતિશયોક્તિ થઈ ગઈ એમ ભાગ્યે જ કથી શકાશે સવત્ ૧૫૨૯મા અથવા ૧૫૩૫મા શ્રીમદ્વલ્લભાચાર્યજીએ આ ભૂતલોપરિ પધાર્યા પછી કેટલાક ગહનતમ પ્રશ્નોનો નિર્ણય કર્યો છે આચાર્યશ્રીના પધાર્યા પ્રાગ્ જ આચાર્યો વાગ્યુદ્ધ કરતા સહિતા બ્રાહ્મણ આરણ્યક ઇત્યાદિ ગ્રન્થોને અગ્રે કરીને તેઓમાના કેટલાક કર્મનુ પ્રાધાન્ય દર્શાવતા, અને તેથી વિપરીત અન્ય વર્ગ કર્મભાગને પૃષ્ઠે રાખીને **'सत्य ज्ञानमनन्तं ब्रह्म'** ઇત્યાદિ શ્રુતિને અગ્રે કરીને જ્ઞાનની મુખ્યતા દર્શાવતા, મધ્યમા કતિપય ઉપાસકો પણ હતા, જેમનો સિદ્ધાન્ત દ્વૈત વિના ઉપાસના ન જ થઈ શકે એમ હતો જો જગત્નુ જીવનુ અને બ્રહ્મનુ અદ્વૈત જ હોય તો ઉપાસના ન થાય એમ તેઓ કથતા તેથી કર્મને અને જ્ઞાનને ગૌણ માનીને તેઓ દ્વૈતમૂલક ઉપાસનાએ વેદનો નિર્ણય કરતા પરન્તુ કર્મનો જ્ઞાનનો અને ઉપાસનાનો સાઙ્ગોપાઙ્ગ વેદભાગ નિર્ણય કરવાનુ કાર્ય શ્રીમદ્વલ્લભાચાર્યજી કરે એમ પ્રભુએ પૂર્વત નિર્ણય કરી રાખ્યો હતો જેને આપણે કર્મ કથીએ છીએ તે સર્વગુણસમ્પન્ન ભગવાન્ની ક્રિયાશક્તિ છે, જેને આપણે જ્ઞાન કથીએ છીએ તે તે જ ભગવાન્ના અનન્ત ધર્મમાનો એક ધર્મમાત્ર છે એક જ અચિન્ત્યાનન્ત

---

[1] આ પણ પ્રવચન હવે માધવબાગમા જ પ્રતિસોમવારે થાય છે

શક્તિમદ્ બ્રહ્મની એક જ શક્તિમાનના અવલમ્બનથી બ્રહ્મનુ પરિપૂર્ણ જ્ઞાન થતુ નથી, હરિતપુચ્છન્યાયે એ તો એકદેશ જ્ઞાન છે, પૂર્ણ નથી પત્રાવલમ્બને શ્રીમદ્ અણુભાષ્યને શ્રીસુબોધિનીજીને, શ્રીતત્ત્વદીપનિબન્ધને ષોડશગ્રન્થને પૂર્વમીમાંસાભાષ્યને ઇત્યાદિ ગ્રન્થોને પ્રકટ કરીને શ્રીવલ્લભાચાર્યજીએ સિદ્ધ કર્યું છે કે અદ્વૈત વિના ભક્તિ જ સમ્ભવતી નથી નારદપઞ્ચરાત્રાદિ ગ્રન્થોમા **'માહાત્મ્યજ્ઞાનપૂર્વસ્તુ'** આદિ શ્લોકનો અનુક્તસિદ્ધ આશય સ્વીકારીને સ્નેહ ઉત્પન્ન થાય તત્પર્યન્ત માહાત્મ્યજ્ઞાનની આવશ્યકતા દર્શાવીને ભગવાનથી જ્યેષ્ઠ અને શ્રેષ્ઠતર કોઇ પણ નથી એ પ્રકારે અનુભવ થવાને માહાત્મ્યજ્ઞાનપૂર્વક અદ્વૈત ઉપર શ્રીમદાચાર્યચરણે ભાર મૂક્યો, અને **'पुरुष एवेदं सर्वं यद् भूतं यच्च भाव्यम्'** શ્રુતિપ્રતિપાદિત અદ્વૈતમા માયા અવિદ્યા ઉપાધિ શરીર ઇત્યાદિ કશાની પણ અપેક્ષા વિના શુદ્ધ જ બ્રહ્મ સ્વય જીવજગદ્રૂપે થાય છે એ કમનીય સિદ્ધાન્તનુ પ્રતિપાદન કર્યું ।

પરન્તુ પૂર્વોક્ત જ ભક્તિનો અધિકાર ક્યારે પ્રાપ્ત થાય? આ પ્રકારે અખણ્ડ શુદ્ધ બ્રહ્મનુ અદ્વૈત જ્ઞાન કેવળ વાચિક નહિ પરન્તુ આર્થિક થાય ત્યારે જ મુખ્યભક્ત્યર્થે **ભક્તિનો અધિકાર** એવુ જ્ઞાન અપેક્ષિત છે, અને તેવા જ્ઞાનાનન્તર જ ભક્તિ અર્થાત્ પ્રભુમા **ક્યારે પ્રાપ્ત થાય?** સર્વથી અધિક સુદૃઢ સ્નેહ થાય છે, કે જે સ્નેહ લોકથી અને વેદથી પણ સર્વથા અતીત છે, **'आत्मनस्तु कामाय सर्वं प्रियं भवति'** એ બૃહદારણ્યકોપનિષદ્મા પ્રિયતા આત્મા-બ્રહ્મ-વિષે જ રાખવાનો ઉપદેશ છે, તેથી ઉપનિષદ્મા જે ઉભયપ્રકારક વાક્યો છે તેમા એક માહાત્મ્યપ્રતિપાદક સૃષ્ટિવાચક વાક્યો છે, અને તે વાક્યો પરમાત્મા વિના અન્ય કોઇ પણ બલિષ્ઠ નથી એમ પ્રતિપાદન કરે છે એતાદૃશ બલિષ્ઠ ભગવદ્રૂપ પદાર્થમા જ ભક્તિ સ્નેહ-શક્ય છે, અને તેથી **'तत्त्वमसि'** આદિ અદ્વૈતશ્રુતિનો વિનિયોગ પૂર્વોક્ત બલિષ્ઠ ભગવાનમા જ સ્નેહ સ્થાપવામા છે અન્યાશ્રયની નિવૃત્તિને અર્થે પૂર્વોક્ત માહાત્મ્યજ્ઞાન અપેક્ષિત જ છે ઉપનિષદુક્ત **'यतो वा इमानि भूतानि जायन्ते'** ઇત્યાદિ સૃષ્ટિવાક્યે માહાત્મ્યજ્ઞાનાનન્તર બ્રહ્મ વા પરમાત્મા નિર્દોષ છે અને તે જ ઈશ્વર-સમર્થ-ઐશ્વર્યાદિપૂર્ણગુણવિગ્રહ પણ છે-એમ અવધારણાનન્તર જ પુરુષોત્તમ સ્નેહે જ પ્રાપ્ય છે એમ **'तत्त्वमसि'** ઇત્યાદિ અભેદશ્રુતિ ઉપદિશે છે, આ સ્નેહ સર્વથા લૌકિક નથી, આપણા શરીરમા પ્રાણમા ઇન્દ્રિયમા અન્તઃકરણમા અને આત્મામા ભેદ છે તથાપિ ઈશ્વરમા તેમ નથી, તેમનુ શ્રીઅઙ્ગ પણ આત્મસ્વરૂપ જ છે, અને તાદૃશ અદ્વિતીય આત્માએ સહ જ સ્નેહ કર્તવ્ય છે આપણે આત્મા હોઈને આત્માનુ ભજન કર્તવ્ય છે **'तत्त्वमसि'** ઇત્યાદિ અદ્વૈતવાક્યો આ પ્રકારના સર્વતોધિક સુદૃઢ સ્નેહનુ જ પ્રતિપાદન કરે છે, જ્યારે સૃષ્ટિવાક્યો માહાત્મ્યજ્ઞાને તે જ પ્રભુનુ સર્વોત્કૃષ્ટત્વ દર્શાવે છે આ પ્રકારની ભક્તિએ જ મોક્ષ થાય છે, અન્યથા-માહાત્મ્યજ્ઞાનપૂર્વક ભક્તિ વિના-**'तया मुक्तिर्न चान्यथा'** મોક્ષ શક્ય જ નથી, અર્થાત્ તાદૃશી ભક્તિ વિના અહન્તામમતાનો આત્યન્તિક નાશ કદાપિ થતો નથી આ પ્રકારના નારદપઞ્ચરાત્રાદિ ગ્રન્થોના વાક્યોનુ અવલમ્બન કરીને સૃષ્ટિપ્રતિપાદક માહાત્મ્યદર્શક વાક્યોની અને સ્નેહમૂલક અદ્વૈતપ્રતિપાદક વાક્યોની એકવાક્યતા શ્રીમહાપ્રભુજીએ દર્શાવીને પરમાત્મા જ આત્મા છે અને તે સર્વભવનસમર્થ પરમાત્મા જ સ્નેહના પાત્ર છે એમ સિદ્ધ કર્યુ છે પૂર્ણપુરુષોત્તમ પ્રભુ પ્રતિ આ સ્નેહ લૌકિક પુત્રમા કે સ્ત્રીમા છે તાદૃશ નહિ જ પરન્તુ સર્વત અધિક અને સુદૃઢ સ્નેહ જ કર્તવ્ય છે. માહાત્મ્યજ્ઞાને સ્નેહપૂર્વક શ્રીકૃષ્ણની સેવા જ કર્તવ્ય છે એમ શ્રીમહાપ્રભુજીએ પ્રાચીન વૈદિકી પરમ્પરા સિદ્ધ કરી આપી, અને એ જ માર્ગની વૃદ્ધિ શ્રીવિઠ્ઠલેશ્વરપ્રભુચરણે 'વિદ્વન્મણ્ડન' 'શૃઙ્ગારરસમણ્ડન',

ઇત્યાદિ આકર ગ્રન્થોથી કરી તેઓશ્રીથી અનન્તર પણ બાલકસપ્તક અને તેઓમા પણ અત્યન્ત પગરવી શ્રીગોકુલેશે તે જ પ્રણાલિકાને સુદૃઢ કરી સમ્પ્રતિ આપણા પ્રતિ જેવુ દુ ખ પડયુ છે તેવા જ કોઇ પ્રકારનુ દુ ખ સમ્પ્રદાય ઉપર તેમના સમયમા આવી પડયુ હતુ અકબર બાદશાહના સમયમા જેમ વૈષ્ણવો પ્રબલ હતા તેમ જહાંગિર બાદશાહના સમયમા માયાવાદીઓ પ્રબલ હતા, કોઇ એક ચિદ્રૂપ નામનો સન્યાસી જહાંગિરને જેટલુ પાણી પાય તેટલુ તે બાદશાહ પીતો હતો તેથી કાશ્મીરપર્યન્ત પ્રધારીને 'અમારો સમ્પ્રદાય શુદ્ધ છે, અમારો સિદ્ધાન્ત વિશુદ્ધ છે, અને સામ્પ્રદાયિક તિલકમાલાદિ સદાચાર વેદશાસ્ત્રસિદ્ધ છે' એમ શ્રીગોકુલેશે આગ્રહ સ્થાપન કર્યુ શ્રીગોકુલેશ ભૂતલોપરિ ૮૯ વર્ષ બિરાજ્યા, અને તેથી એ વયોવૃદ્ધ મહાનુભાવી ગોસ્વામી અનેક બાલકોને અને વૈષ્ણવોને બ્રહ્મસમ્બન્ધ કરાવતા આપણા અદ્યતન નાયક શ્રીહરિરાયજીને અને તેઓશ્રીના પિતા શ્રીકલ્યાણરાયજીને પણ બ્રહ્મસમ્બન્ધ એ વયોવૃદ્ધ શ્રીગોકુલેશે જ કરાવ્યો હતો શ્રીગુસાઇજી અને શ્રીગોકુલેશ એમના સ્થિતિકાલમા જ પુરુષોત્તમતે પણ સેવાતા તેથી શ્રીગોકુલેશ વિના તેઓ અન્ય કોની પાસે બ્રહ્મસમ્બન્ધ લે ? આજે શ્રીગોકુલેશ આપણા નાયક નથી તેથી એઓશ્રીના વિષયે મારે વક્તવ્યવિશેષ નથી, અદ્ય તો શ્રીહરિરાયજીના ગુરુ શ્રીગોકુલેશ છે એટલુ જ અવિસ્મરણીય છે, અને તેથી જો કોઇ પણ બહિર્મુખ નિન્દા કરે તો સ્મરણમા રાખજો કે શ્રીહરિરાયજીના પણ ગુરુ તો શ્રીમાન્ ગોકુલેશ હતા, અને તેથી શ્રીગોકુલેશના અને તેમના અનન્ય વૈષ્ણવોના નિન્દક બહિર્મુખોની સમીપ આપની શ્રુતિ પિહિત કરી દેજો

**શ્રીહરિરાયજીની અપૂર્વ દીનતા**

આપણા નાયક શ્રીહરિરાયજી સવત્ ૧૬૪૭ મા પ્રકટ થયા હતા એમના બ્રાહ્મ જાતકર્માદિ અને ભક્તિમાર્ગીય પ્રપત્તિબ્રહ્મસમ્બન્ધાદિ સસ્કાર વિષે અત્ર વક્તવ્યવિશેષ ન જ હોય, કારણ કે તેઓશ્રી જીવન કયે પ્રકારે વ્યતીત કરતા અને એ જીવનકલામાથી આપણે કોઇ પણ પ્રકારનો લાભ પ્રાપ્ત કરી શકીએ તેમ છે કે નહિ એ જ પ્રશ્ન અત્ર તો પ્રધાન છે આધુનિક લૌકિકવત્ તેઓ નિજ જીવનનો અપવ્યય કરતા ન હતા શ્રીહરિરાયજીની જીવનરેખા એટલી તો પવિત્ર હતી કે તેનો કોટિતમ પણ ભાગ પ્રભુકૃપાએ પ્રાપ્ત થઇ જાય તો આપણુ જીવન સફલ થઇ જાય પ્રથમ તો શ્રીહરિરાયજી શ્રીગુસાઇજીવત્ કે શ્રીગોકુલનાથજીવત્ પુરુષોત્તમતે સેવાતા ન હતા 'મારે તે પ્રકારે સેવાવુ કે નહિ' એ પ્રશ્ન તેઓશ્રીને પણ ઉદ્ભવ્યો જ હતો અને આપે જ તેનો નિર્ણય કરી દીધો કે 'હુ પુરુષોત્તમ નથી, હુ તો હરિદાસ–હરિનો દાસમાત્ર–જ છુ ' એમની એ માન્યતા એટલી બધી તો સુદૃઢ હતી કે તેઓ કોઇને બનતા સુધી ચરણસ્પર્શ પણ કરવા દેતા નહિ 'હુ સ્વામી નથી, હુ તો હરિનો દાસ છુ, તેમનો સેવક છુ,' એમ તેઓ અન્તકરણપૂર્વક આગ્રહ માનતા શુદ્ધ ગુરુઓની પણ અપેક્ષાએ વૈષ્ણવો શ્રેષ્ઠ છે એમ પણ તેઓ સ્વીકારતા અને તેથી તેઓશ્રી આજ્ઞા કરતા કે 'હો વારો ઇન વ્રજબીયન પર, મેરે તનકો કરો બિછોના, શિર ધરો ઇનકે ચરણનતર ' એવો એક પણ ગોસ્વામી અને સમ્પ્રતિ બતાવશો કે જે શ્રીપ્રભુના કૃપાપાત્ર ઉપર વારી જઇને શ્રીહરિરાયજીવત્ તેના ચરણારવિન્દમા પોતાનુ શ્રીમસ્તક મૂકવાનો વિચાર પણ કરે ? એવા વૈષ્ણવો પણ કેના આદર્શ હશે અને એવા ગોસ્વામી પણ કેવા ભિન્ન હશે ? અસ્તુ એવ શ્રીહરિરાયજીએ જે ભાવ દર્શાવ્યો છે તે દાસ્યભાવનુ દાન થાય તેની વૃદ્ધિ થાય એ જ યાચના આપણે તો કરવી રહી.

ક્રિયાનો—કર્મનો—અને જ્ઞાનનો વિકલ્પિત ભેદ પણ શ્રીમહાપ્રભુજીએ જ દૂર કર્યો

**સાંખ્ય અને યોગનો સમન્વય**

ગીતામા યોગનો અને સાંખ્યનો જે કલહ પ્રતીત થતો તે પણ તેઓશ્રીએ જ નિવૃત્ત કર્યો છે જેમ જ્ઞાન અને ક્રિયા એક જ જ્ઞાનક્રિયાવિશિષ્ટ બ્રહ્મની અનન્ત અચિન્ત્ય શક્તિમાની એક શક્તિ જ વા ધર્મ છે, તેમ જ જ્ઞાનાત્મક સાંખ્ય ભગવાન્‌માથી વિરહરસનો અને ક્રિયાત્મક યોગ તે જ પુરુષોત્તમે સહ સંયોગરસનો સમાગમનો—સંસ્પર્શ કરાવે છે, આ પ્રકારે સાંખ્યયોગે અર્થાત્ વિરહાનન્દમા નિમગ્નને અને લીલાના આસ્વાદે ભગવાન્ પ્રાપ્ય છે એમ સિદ્ધ કર્યું આ દૃષ્ટિએ યોગ અને સાંખ્ય અર્થાત્ સંયોગ અને વિપ્રયોગ ઉભયે એક જ શૃઙ્ગારરસના જ દલ છે એમ અનુભવાય તો શાસ્ત્રમા પ્રતીત દ્વૈતમાત્રની નિવૃત્તિ અનાયાસે થઈ જાય

**નિ:સાધનતા**

શ્રીહરિરાયજીના હૃદયમા નિજ અધ્યયનકાળમા જ '**भावो भावनया सिद्ध साधन नान्यदिष्यते**' વાક્ય આરૂઢ થઈ ગયુ એમ હુ સ્વીકારુ છુ ભાવનાએ સિદ્ધ ભાવ જ પુષ્ટિમાર્ગમા સાધન છે, એ વિના અન્ય સાધન નથી, આ નિ:સાધનતાનુ બીજ ષોડશગ્રન્થમા જ નહિ, પરન્તુ દશમસ્કન્ધના શ્રીસુબોધિનીજીમા પણ સ્ફુટ છે કેવળ શૃઙ્ગારરસરૂપે ભગવાને સ્વત પ્રકટ થઈને પ્રમાણ પ્રમેય સાધન અને ફલ એમ ચતુર્ધા લીલાથી—લીલાથી—યોગ્ય તેમ જ અયોગ્ય પણ જીવને સ્વરૂપસમ્બન્ધમાત્રથી કૃતાર્થ કરી દીધા એમ પ્રતિપત્તિપૂર્વક તત્ર તત્ર પ્રકટ જ દર્શાવ્યુ છે દશમસ્કન્ધના પ્રથમથી દ્વાત્રિંશ અધ્યાયપર્યન્ત એ નિ:સાધનતા જાગરૂક જ છે '**ये भक्ता शास्त्ररहिता ये चापि द्विजबन्धव तेषामुद्धारक कृष्ण स्त्रीणामत्र विशेषत**' કારિકામા નિ:સાધન જીવના ઉદ્ધારાર્થ શ્રીગોકુલના ઈશ શ્રીમદ્ ગોકુલેશ ભગવાનનો પ્રાદુર્ભાવ નિરૂપ્યો છે ઋગ્વેદમા પણ '**ता वा वास्तून्युष्मसि**' આદિ વિષ્ણુસૂક્તની ઋચામા શ્રીમદ્‌ગોકુલમા પરમફલરૂપ શ્રીગોકુલેશકૃષ્ણ નિત્ય બિરાજે છે એમ નિરૂપણ કર્યું છે આ શ્રીગોકુલેશસ્વરૂપ તે સારસ્વતકલ્પમા પ્રકટ થયા હતા તે જ, અને તે પણ ગોપજનવલ્લભ નહિ, પરન્તુ શ્રીગોપીજનવલ્લભ છે, તેથી આ કારિકાના '**स्त्रीणामत्र विशेषत**' વિભાગમા સ્ત્રીઓનો પુરુષથી પણ કૃષ્ણસેવામા વિશેષ અધિકાર નિરૂપ્યો છે કેવળ ઉચ્ચ જન્મને પ્રાપ્ત કર્યું તથાપિ ઉચ્ચ ધર્મોને પાળી ન શકે તેવા દ્વિજોને નામધારિ વચનૂ 'દ્વિજબન્ધુ' કથવામા આવે છે, સ્ત્રીનો અને શૂદ્રનો ઉદ્ધાર કરવામા વૈદિકી મર્યાદાથી નહિ થઈ શકે તેથી તેમને જ અગ્રે કરીને ગીતમા ભક્તિમાર્ગ ઉપદિશ્યો છે, અને તદનન્તર જ '**किं पुनर्ब्राह्मणा पुण्या**' ઇત્યાદિએ તે માર્ગે જો બ્રાહ્મણાદિ પણ જાય તો નિ:સાધનતામાત્રે તેમનો પણ ઉદ્ધાર થઈ શકે છે, એમ કથ્યુ, કારણ કે પુરુષ તો ઉદ્ધારાર્થે નન્દ મોક્ષસાધન કદાપિ કરી પણ શકે પરન્તુ સ્ત્રીનો અને શૂદ્રાદિનો ઉદ્ધાર તો શ્રીકૃષ્ણ વિના અન્ય કોણ કરે? આ કારિકાથી શ્રીહરિરાયજીનુ હૃદય ભેદાયુ હશે એમ હુ સ્વીકારુ છુ શ્રીહરિરાયજી નિજ બ્રાહ્મણ દેહને અથવા ગોસ્વામિત્વને પણ અતિતુચ્છ માનીને શ્રીગોપીજનને જ સર્વોત્કૃષ્ટ ગણે છે કે જો હુ આહીરણી હોત તો પ્રભુના શ્રીમુખનો સંસ્પર્શ મને નહિ તો મારા દધિને પણ થઈ શકત. શ્રીહરિરાયજી આ શુદ્ધરસાત્મક પુરુષોત્તમની પ્રાપ્તિમા આ પ્રકારની કોઈક નિ:સાધનતા-નિર્ધનતા—સ્વીકારે છે એનુ આલોકન કરાવીને હવે હુ રસ અને વિષય એ ઉભયને એક ગણીને જે વિભાવ કરાય છે તે વિષે કાઈક કહીશ

**રસનુ અને વિષયનુ તારતમ્ય**

શ્રીમહાપ્રભુજીથી પ્રારમ્ભીને શ્રીપુરુષોત્તમજીપર્યન્તના ૨૦૦ વર્ષમા પણ આપણા રસાત્મક સમ્પ્રદાયમા કતિપય દુષ્ટો હતા જ, અત્યારે જેમ દુષ્ટો વિષયનુ અને રસનુ તારતમ્ય સમજ્યા વિના જ વિપ્લવ કરીને રસને વિષયાત્મક માને છે અને નિજ જન્મને વિફલ કરે છે તેમ તે સમયે પણ એતાદૃશ કતિપય દુષ્ટો વિદ્યમાન હતા જ શ્રીહરિરાયજીના ચત્વારિંશ શિક્ષાપત્રમા સુરતમા તેમના એક સેવક વિરક્ત અધિકારીએ સમ્પ્રદાયનુ નામ બોળ્યુ એ વિષય આપ સર્વને સુવિદિત જ છે રસનુ અને વિષયનુ મર્મ નહિ સમજીને દુષ્ટતાને વિવશ થઈને જે વૈષ્ણવાભાસો સમ્પ્રદાયે પરિ આક્ષેપ કરાવતા તેમનુ નિયન્ત્રણ કરીને તેમને પામરા કરવાની તેમની વૃત્તિ બુદ્ધિપૂર્વક જ હતી, અને તેથી ક્રિયાત્મક યોગાત્મક સંયોગરસની પણ અપેક્ષાએ જ્ઞાનાત્મક ભાવાત્મક વિપ્રયોગરસના જ ઉપરિ એમણે જ્ઞાનપૂર્વક ભાર મૂક્યો છે શ્રીગુસાંઈજીમા અને શ્રીગોકુલેશમા સંયોગરસનુ પ્રકટ પ્રાધાન્ય હતુ ત્યારે શ્રીહરિરાયજીમા કેવલ વિપ્રયોગરસ મુખ્ય હતો શ્રીમહાપ્રભુજી તો શ્રીમૂર્તિમાન્ વિરહાનલ જ, હતા અને તેમના સમયનો શ્રીનાથજીનો પણ શૃઙ્ગાર વૃન્દારણ્યવિરહાત્મક હતો શ્રીગુસાંઈજીના સમયમા ભગવદિચ્છાએ સંયોગરસનુ પ્રાધાન્ય થયુ, અને શ્રીનાથજીને અને વિશેષત શ્રીનવનીતપ્રિયજીને નન્દાલયના રાજકુમારશૃઙ્ગારનો અઙ્ગીકાર થયો શ્રીગોકુલેશના સમયમા પણ એ જ પ્રકારના સંયોગાત્મક શૃઙ્ગારનુ જ પ્રાધાન્ય જોવાયુ, પરન્તુ શ્રીહરિરાયજીનો તો નિજ શૃઙ્ગાર પણ કેવલ વિરહાત્મક જ હોવાથી આપના પ્રભુ પણ પ્રાય વિપ્રયોગાત્મક જ શૃઙ્ગાર ધરતા, અને તેથી પુન પણ કેવલભાવાત્મક વિપ્રયોગરસને જે પ્રાધાન્ય ઉચિત હતુ તે મુખ્યતઃ પ્રાપ્ત થઈ ગયુ શ્રીમહાપ્રભુજીની અને શ્રીહરિરાયજીની સ્થિતિ પ્રોષિતભર્તૃકાવત્ હતી, અર્થાત્ પતિ વિદેશ જતાં સાધ્વી ધર્મપત્ની વિરહિણી નિજ પતિમાત્રની નિત્ય પ્રતીક્ષા ઔત્સુક્યે કર્યા કરે તેના જેવી હતી, પ્રાતઃકાળથી રાત્રિપર્યન્ત 'હા નાથ, રમણ પ્રેષ્ઠ' કથીને પ્રભુના વિરહમા જ અહોરાત્રને તેઓ વ્યતીત કરતા વિપ્રયોગરસને અગ્રે કરી લેવાથી ભોગની નિવૃત્ત્યર્થ સન્યાસના આડમ્બરને પણ દૂર જ રાખ્યો, અને નિસ્સાધન શરણનો જ અઙ્ગીકાર કરીને વૈરાગ્યનુ પણ વૈરાગ્ય એટલે પર્યન્ત દર્શાવી દીધુ કે 'આ વિરહાવસ્થામા મારે ભોગ કિમર્થ ? જ્યારે પ્રભુમિલન થશે ત્યારે તેમની જ સાથે અલૌકિક જ ભોગ પ્રાપ્ત કરીશ' એમ વદીને સમ્પ્રતિ તો શ્વેત ધોતી ઉપરણા ધરીને કેવલ નિરપેક્ષ રહીને ભક્તિમય વિશુદ્ધ જીવન વ્યતીત કરતા, કારણ કે આપે આદેહાન્ત વિરહિણીની અવસ્થાનો જ અઙ્ગીકાર કર્યો હતો, અતઃ એ કોઇ પણ લૌકિક ભોગને એમના જીવનમા સર્વથા સ્થાન ન હતુ તેમણે રાજસવૃત્તિનો પરિપૂર્ણરીતિએ ત્યાગ કર્યો હતો અને દુઃખાત્મક વિયોગજ દૈન્યે પ્રભુના દાસ થઈને જ વસ્તુત આપશ્રી વિચરતા આ ભાવાત્મક તાપક્લેશાનન્દપ્રચુર દૈન્ય સર્વથા સાધનસાધ્ય નથી, પરન્તુ કેવલ ભગવત્કૃપાએ દાનત જ પ્રાપ્ત થઈ શકે છે, તેથી અસ્મન્માર્ગ નિસ્સાધન કથાય છે

**આપણે ત્યા બ્રહ્મ રૂક્ષ નથી.**

આપણા સમ્પ્રદાયમા બ્રહ્મ રૂક્ષ નથી, પરન્તુ અલૌકિકશૃઙ્ગારરસાત્મક છે આ શૃઙ્ગાર પણ કેવલ વિરહરૂપ જ શ્રીહરિરાયજીએ સ્વીકાર્યો છે, એટલે કે વિરહ કેવલ ધર્મમાત્ર નથી, પરન્તુ આસ્વાદ ધર્મી છે, જેમા એતાદૃશ તો પ્રચુર ભાવમા પ્રાદુર્ભૂત થાય છે કે બાહ્ય સ્વરૂપની પણ અપેક્ષા રહેતી નથી એમના ગ્રન્થો વાચીને પણ્ડિતોને પણ વિમર્શ કરવો પડે છે કે આ વિપ્રયોગ તે ધર્મ કે ધર્મી ? વિપ્રયોગ રસ એટલે પર્યન્ત તો સ્વતન્ત્ર છે કે તેમા પ્રભુની અમુક જ લીલાનો અનુભવ નથી, પરન્તુ યાવન્માત્રલીલાનો સાક્ષાત્કાર થઈ જાય છે ત્યારે આ વિપ્રયોગરસની અપેક્ષાએ અન્ય ધર્મિસ્વરૂપ

કયું ? ગુણગાનાત્મક વિપ્રયોગ ધર્મ કે અને તે અંગ છે, પરન્તુ આ તો ધર્મી વિપ્રયોગ છે, ધર્મ વા અંગરૂપ વિપ્રયોગ નહિ, આચાર્યશ્રીનું સ્વરૂપ પણ આ વિપ્રયોગાત્મક ધર્મિસ્વરૂપ હોવાથી શ્રીહરિરાયજી તો શ્રીમહાપ્રભુજીમાં અને શ્રીકૃષ્ણમાં–આચાર્યમાં અને તત્સેવ્યમાં–અભેદ જ અનુભવતા, આચાર્યમાં અને સેવ્યમાં લેશમાત્ર પણ ભેદ આપણા સન્માન્ય સમ્પ્રદાયમાં નથી, કારણ કે આચાર્ય અને તત્સેવ્ય ઉભયે પણ વસ્તુત વિપ્રયોગરસ છે પરિપૂર્ણ રસાત્મક પુરુષોત્તમની પ્રાપ્તિ કોઇ પણ સાધનથી થઈ શકતી નથી, કારણ કે આચાર્ય અને સેવ્ય પ્રભુ ક્રિયાત્મક નથી, પરન્તુ સ્થાયિભાવાત્મક છે, અને તેથી જ આપણે ત્યાં મહતસમ્બન્ધે 'તદનત્વે' વ્યવહારીએ છીએ પ્રોષિતભર્તૃકાવત્ સ્થિતિ કરવી એ એઓશ્રીના ગ્રન્થોનો મહાન્ ઉપદેશ છે ભોગના અત્યન્ત પરિત્યાગપૂર્વક સર્વોત્તમત્વે તાપકલેશાનન્દમાં નિમગ્ન થઈને '**हा नाथ रमण प्रेष्ठ क्वासि क्वासि महाप्रभो**' હા નાથ! હા રમણ હા પ્રેષ્ઠ હા મહાપ્રભો! આપ ક્યાં છો ?' ઇત્યાદિ ઉચ્ચાર મૂર્ચ્છાન્ત કરતા રહીને વિપ્રયોગમય જ જીવન કરી દઈને દેશકાલોચિત સ્થિતિમાત્ર કરીને તે વિપ્રયોગાગ્નિએ જ દેહાન્ત પણ કરી લઈને નિત્યલીલામાં પ્રવેશ કર્તવ્ય છે ભારતીય આર્યશાસ્ત્રોમાં આવા જીવનનું આદિ મધ્ય અને અવસાન અગ્નિ જ છે, તેથી વિશેષત આપણા સમ્પ્રદાયમાં પણ આદિમાં મધ્યમાં અને અન્તમાં આ આધિદૈવિક વિપ્રયોગાગ્નિ શ્રીમહાપ્રભુજી વિરાજમાન છે અધિષ્ઠાતા વિપ્રયોગાગ્નિ વિના આ સમ્પ્રદાયમાં કંઇ પણ માધુર્ય જ નથી એ જ સ્થાયિભાવાત્મા વિરહાગ્નિ સમ્પ્રદાયનું સર્વસ્વ ધન છે

**સાહિત્યસામગ્રી**

શ્રીહરિરાયજીએ નાના અને મોટા લઘુ અને બૃહદ્ ગ્રન્થો પણ લખ્યા છે હું બ્હીતા બ્હીતા કહીશ કે તેમના એક સહસ્ત્ર ગ્રન્થો તો છે જ તેમના પ્રકીર્ણ વિદ્યમાન ગ્રન્થો અત્ર ગટ્ટુલાલજીની સરસ્વતીમાં છે, પરન્તુ અદ્યાપિ તેનું યોગ્ય મુદ્રણ થયું નથી, અન્ય પ્રસિદ્ધ ગ્રન્થોની અપેક્ષાએ શ્રીહરિરાયજીના ગ્રન્થો સરલ છે એમના ગ્રન્થો નાના અને મોટા એમ સર્વ જ કક્ષાના હોવાથી પાંચ મુદ્રામાં પણ રંક વૈષ્ણવ તે ગ્રન્થ પ્રસિદ્ધ કરીને નિજ મનોરથ સફલ કરી લે છે તેમ જ પાંચ લક્ષ મુદ્રામાં ધનાઢ્ય વૈષ્ણવ તેમના ગ્રન્થો પ્રસિદ્ધ કરી શકે છે, તેથી કોઇ પણ–પામર વા ધનાઢ્ય–વૈષ્ણવ આ સેવા ધારે તો કરી શકે એમ છે જેમ આ વર્ષે આપણે રિક્ત હસ્તે ભેગા થયા છીએ તેમ આગામી વર્ષે તો શ્રીહરિરાયજીનો ઉત્સવ ઉજવવાને નિમિત્ત હસ્તે આપણે મળીશું નહિ, પરન્તુ શ્રીહરિરાયજીના સમગ્ર પ્રાપ્ય ગ્રન્થો અનુવાદ સહિત આપણા હસ્તમાં શોભશે એમ હું આશા રાખું છું

હું હવે શ્રીહરિરાયજીના ગ્રન્થોના નામ આપું છું એમના ગ્રન્થોના હું બે વિભાગ પાડું છું, જેમાંના પ્રથમને હું 'નિરૂપણગ્રન્થો' કહું છું અને દ્વિતીયને શિક્ષણગ્રન્થો કહું છું પ્રથમ વિભાગમાં સામ્પ્રદાયિક જ્ઞાનનો ઉપદેશ છે, જ્યારે દ્વિતીયમાં તે જ્ઞાનને કેવે પ્રકારે સદાચારમાં મૂકવું એ દર્શાવેલું છે એમના ગ્રન્થોનો આપણે ત્યાં એટલો બધો આદર છે કે અદ્યાપિ પણ યત્ર રાત્રિએ ભગવદ્વાર્તા થાય છે તત્ર યદ્યપિ અન્ય વાચન થાય છે જ તથાપિ વૃદ્ધોનો તો આ નિયમ જ છે કે શ્રીહરિરાયજીના શિક્ષાપત્રમાંથી એકાદ શ્લોકમાત્ર પણ વાંચ્યા વિના શયન જ કરવું નહિ, આથી જ આપણે ત્યાં વૈષ્ણવત્વબીજ અદ્યાપિ પણ તત્ત્વસ્થ રહ્યું છે, વિનષ્ટ થયું નથી

**પુષ્ટિમાર્ગ ભોગવિલાસ ઉપર રચાયલો નથી.**

આપણો પુષ્ટિમાર્ગ ભોગવિલાસ અને ઇન્દ્રિયારામ ઉપર નહિ, પરન્તુ વૈરાગ્યનું પણ વૈરાગ્ય જે વિરહરસ તે વિરહરસ ઉપર રચાયલો છે એમના ગ્રન્થોમાં કૃપાના પ્રકાર પણ વાચક જોઈ શકે છે અને એ પકવાન્નનો પરિવેષ જો હું થાઉં તો તમે કહેશો જ કે આ તો છપ્પનભોગનો જ સામગ્રીપ્રકાર છે અને વૈષ્ણવભગિનીઓ આટલી મહતી સંખ્યામાં ઉપસ્થિત છે તે

**વિવેચનગ્રન્થો.**

નિજ જનના બોધાર્થ આપ કવચિદ્ વિવેચન કરતા તેમ કરતા આપ અક્ષરાર્થને વિપુલ કરી દેતા, ઉદાહરણત્વે બ્રહ્મસમ્બન્ધમન્ત્ર તે સમગ્ર જ મન્ત્રનુ વિપુલીકરણ નહિ કરતા તેમાના **તાપક્લેશાનન્દ**નો કઠિન ભાગ જ સુસ્પષ્ટ કરતા એઓશ્રીના '**ब्रह्मसम्बन्धकठिनांशविवेचन**' ઇત્યાદિ ગ્રન્થો આ 'વિવેચન' કોટિના ગ્રન્થો છે

**વિવૃતિઓ**

કેટલીક તેમની વિવૃતિઓ પણ છે અક્ષરાર્થ ન્યૂન પણ નહિ તેમ અધિક પણ નહિ પરન્તુ યથાર્થ ગ્રહી શકાય એ ઉદ્દેશે ષોડશગ્રન્થવિવૃતિ ઇત્યાદિ વિવૃતિઓ તેઓશ્રીએ રચી છે તે આ કોટિના ગ્રન્થો છે

**વિવરણગ્રન્થો.**

કોઇક પ્રસઙ્ગે આપ 'વિવરણ'રૂપ ગ્રન્થો લખતા તેમનો તેવો ગ્રન્થ **कामाख्यदोषविवरण** છે પણ્ડિત રમાનાથજીએ ભાટીઆ મહાજનવાડીમા ઉજવાયલા આ જ પ્રાકટ્યોત્સવનિમિત્તે પરમદિવસે આ ગ્રન્થનો ભાવ સ્પષ્ટ કરેલો હોવાથી હુ તે વિષયે અત્ર વિશેષત કાઇ કથતો નથી, પરન્તુ આટલી વાત ઉપર આપનુ વિશેષત ધ્યાન ખેચુ છુ કે પ્રમા વિવશ થઈને પ્રાવાહિક કામનો અને પુષ્ટિરસનો વિપ્લવ આપ કરશો મા કામ નરકમાં લઈ જાય છે, રસ ભગવચ્ચરણની પ્રાપ્તિ કરાવે છે, એટલી પણ સ્મૃતિ પર્યાપ્ત છે

**લક્ષણગ્રન્થો.**

વસ્તુની સિદ્ધિ લક્ષણથી અને પ્રમાણથી થાય છે '**जन्माद्यस्य यत**' મા બ્રહ્મનુ લક્ષણ આપેલુ છે અને તે જ સૂત્રના ઉત્તર ભાગ '**शास्त्रयोनित्वात्**'મા એનુ પ્રમાણ આપેલુ છે, આ પ્રકારે લક્ષણથી અને પ્રમાણથી બ્રહ્મ સિદ્ધ થાય છે, તેમ આપશ્રીએ **पुष्टिमार्गलक्षणानि** ગ્રન્થ લખીને પુષ્ટિમાર્ગના વિંશતિ લક્ષણો નિરૂપ્યા છે, અને એ દ્વારા પણ એઓશ્રીએ ભગવત્પ્રાપ્તિનો માર્ગ લક્ષ્યો છે

ગ્રન્થ વાચતા લખતા કયારેક કોઇ શ્રીમદ્ભાગવતાદિના શ્લોકપ્રસઙ્ગે તેમને મૂર્છા આવી જતી હતી, તે સમયે તેઓ સહજ જે કાઇ ઉચ્ચારતા તે પણ અન્તેવાસી-શિષ્યો-લખી લેતા આ પ્રકારના તેઓશ્રીના કેટલાક ગ્રન્થો 'સ્વતન્ત્ર' લેખો કથાય છે **क्रिया सर्वापि** ઇત્યાદિ ગ્રન્થો આ કોટિના છે

**અનુકરણગ્રન્થો.**

કોઇ પ્રસઙ્ગે તેમને અનુકરણની પણ ઇચ્છા થતી સમ્પ્રતિ તો શ્રીમહાપ્રભુજીનો માર્ગ 'સાપ ગયા અને લીસોટા રહ્યા' જેવો થઈ ગયો છે કયા એ મૂલ અને કયા આપણે? પરન્તુ શ્રીહરિરાયજી તો અનુકરણ પણ યથાર્થ જ કરતા આચાર્યશ્રીની **चतुःश्लोकी**વત્ આપશ્રીપણ ચતુઃશ્લોકી લખતા સમ્પ્રતિ કીર્તનો ગવાય છે તેવા તેમના પણ કીર્તનો છે, અને શ્રીગુસાઇજીએ જેમ અષ્ટપદીઓ કરી છે તેમ તેઓશ્રીની સસ્કૃત અષ્ટપદીઓ પણ વિદ્યમાન છે શ્રીમહાપ્રભુજીનુ કેટલુક કીર્તનાદિ સાહિત્ય તૈલઙ્ગભાષામા પણ સમ્ભવે છે, પરન્તુ એ તો શોધ કરે જ પ્રાપ્ત થઈ શકે એવા તેમના ગ્રન્થો 'અનુકરણ' કોટિના છે

**વર્ણનગ્રન્થો.**

તેમના અન્ય 'વર્ણન'ગ્રન્થો પણ છે, ઉદાહરણત્વે '**गवां स्वरूपवर्णनम्**' '**भगवच्चरणचिह्नवर्णनम्**,' પ્રથમમા ગાયના સ્વરૂપનુ અને દ્વિતીયમા ભગવચ્ચરણના ચિહ્નનુ વર્ણન છે આ પ્રકારના આપના ગ્રન્થો 'વર્ણન' કોટિના છે પરન્તુ તેમા પણ એમનો સર્વથી સુન્દર ગ્રન્થ '**भावनामाहात्म्य**' છે જેમ શ્રીમહાપ્રભુજીના ગ્રન્થોમા શ્રીસુબોધિનીજી મુખ્ય છે તેમ શ્રીહરિરાયજીના ગ્રન્થોમા મુખ્ય આ ભાવના ગ્રન્થ છે ગર્ભાધાનથી શયનપર્યન્ત સેવાની સર્વતત્ત્વતનુમાર્ગ ભાવનાનુ વર્ણન આ ગ્રન્થમા છે

આ સર્વ તેમના 'વિશેષણ' ગ્રન્થો છે એ વિશેષણ ગ્રહાય ત્યારે જ વિશેષ્ય ગ્રહી શકાય વૈષ્ણવ થઈને કેમ વર્તવું ? યત્ર જ્ઞાન હોય તત્ર જ સદાચાર, અને યત્ર સદાચાર તત્ર જ્ઞાન પણ, જ્ઞાન થયા અનન્તર જો તે જ્ઞાન સદાચારમા ન મૂકાય તો તેવા જ્ઞાનીને પણ ધિક્કાર છે, અત એવ આપણા માર્ગમા જ્ઞાન વિશેષણ અને સદાચાર-ભક્તિ-વિશેષ્ય છે

**વિશેષણાનન્તર વિશેષ્ય**

કદાચિત્ કોઈક પ્રશ્ન કરશે કે કાંઈ ન આવડતું હોય તો શું કરવું ? તો તેણે શબ્દાત્મક અને અર્થાત્મક શ્રીમદ્ભાગવત પધરાવવું શ્રીમદ્ભાગવત શ્રીકૃષ્ણરૂપ છે તેના દ્વાદશ સ્કન્ધ પ્રભુના દ્વાદશ શ્રીઅંગ છે, અર્થાત્ વાચના પણ ન આવડે તો શ્રીસુબોધિનીજીનું શ્રવણ કરો શ્રીસુબોધિનીનાન Exoteric અને Esoteric પણ છે

**શ્રીભાગવતસુબોધિની**

હવે હુ આપશ્રીના 'વિધિ'ગ્રન્થો ઉપર આવીશ તેના ગ્રન્થોમા ' ભાગવતવિધિપૂજન ' ઇત્યાદિ છે, પૂજનથી તેની અધિદેવતા પ્રસન્ન થાય છે વે. ગીતા બ્રહ્મસૂત્ર ભાગવત-સુબોધિની નિબન્ધ ષોડશગ્રન્થો ઇત્યાદિની અવરોહે અને પુન ષોડશગ્રન્થ નિબન્ધ ઇત્યાદિથી આરોહે પણ એકવાક્યતા થવી જોઈએ ભાગવતના શાસ્ત્રાર્થથી અક્ષરાર્થપર્યન્ત સપ્તપ્રકારક અર્થ અનુભવે ત્યારે આ અહન્તામમતારૂપ સસારના બન્ધનથી મોક્ષ પ્રાપ્ત થાય છે, તેથી શ્રીમદ્ભાગવતનું પૂજન પ્રથમ કરો

**વિધિગ્રન્થો**

એમના ઇતિકર્તવ્યતાના પણ કેટલાક 'પ્રકાર'ગ્રન્થો છે, ઉદાહરણત્વે **स्वमार्गीयस्वरूप स्थापनप्रकार' 'प्रभोश्चिन्तनप्रकार'** ઇત્યાદિ રાજભોગાનન્તર નિવૃત્ત થઈને પ્રભુની સેવાભાવના કર્યા પછી જ આપણે પ્રસાદ પણ લેવાનો અધિકાર પ્રાપ્ત થાય છે તેમા અકસ્માત્ આપણે ત્યા જો કોઈક વૈષ્ણવ કૃપા કરીને આવે ત્યારે તો તેને અવશ્ય કણિકામાત્ર પણ પ્રસાદ લેવડાવવો જ, અને તે પ્રસાદથી તે સન્તુષ્ટ થાય ત્યારે જ માનવું કે ભગવાન્ આજે આરોગ્યા આપણે પોતાને અર્થે સ્વય પાક કર્તવ્ય નથી શ્રીગીતાજીમા સ્પષ્ટ જ આજ્ઞા છે કે જેઓ આત્મકારણથી સ્વયપાક કરે છે તેઓ તો સ્તેન-ચોર-છે આપણો માર્ગ સર્વથા ચોરનો નથી પરન્તુ શાહુકારનો છે પ્રભુને અને વૈષ્ણવોને મહાપ્રસાદ લેવડાવીને દેહસ્થિત્યર્થ યત્કિંચિત્ સુધાપ્રસાદનું ગ્રહણ કરવું ,અને પ્રસાદ લેતા પહેલા ચિન્તનપ્રકારોક્ત ચિન્તનાદિ પણ કરવું જ

**આપણો માર્ગ શાહુકારનો છે**

તેમના સ્મરણગ્રન્થો પણ છે અન્ય દેવોના ઉપાસક નિજ દેવોનું પ્રાતસ્મરણ કરે છે તેમ આપણે કોનુ સ્મરણ કરવું ? તો તે અર્થે તેમણે સ્મરણગ્રન્થો સ્મૃતિશાસ્ત્ર-લક્ષ્યા છે તેમના ધ્યાનગ્રન્થો પણ છે 'जपसमये स्वरूप ध्यानम् ' ઇત્યાદિ ગ્રન્થો આ કોટિના ગ્રન્થો છે

**સ્મરણ અને ધ્યાનગ્રન્થો**

આપણે ત્યા સ્તોત્રો કેવલ અર્થવાદ જ નથી સ્તોત્ર કેવલ સ્તુતિકર્તૃ સ્તાવક નથી, પરન્તુ વસ્તુત યથાર્થ છે આ પ્રકારના ગ્રન્થોમા અષ્ટકોનો સમાવેશ થાય છે તેમના તેવા અષ્ટકોમા **श्रीगोपीजनवल्लभाष्टक, पोडशाष्टक** ઇત્યાદિ પ્રભુપરત્વે છે, **राधाष्टक मुख्यशक्तिस्तोत्र** ઇત્યાદિ સ્વામિનીજીપરત્વે છે, **वैश्वानराष्टक, वल्लभशरणाष्टक, निजाचार्याष्टक, वल्लभभावाष्टक, दैन्याष्टक हा हा दैन्याष्टक, पादयुगलाष्टक, गोकुलेशाष्टक मर्यादाशरणाष्टक** ઇત્યાદિ અષ્ટકો શ્રીમહાપ્રભુજી શ્રીગુસાંઈજી શ્રીગોકુલેશજી પ્રભૃતિપરત્વે છે આમા મને **वैश्वानराष्टक** અત્યન્ત પ્રિય છે ૧૮૯૦થી એ સ્તોત્રે મારુ હૃદય વેધ્યું છે

**સ્તોત્રો**

**વિજ્ઞપ્તિઓ**

એમની વિજ્ઞપ્તિઓ પણ છે શ્રીમહાપ્રભુજીએ શ્રીગુસાંઈજીએ વિજ્ઞપ્તિઓ કરી તેમ આપે પણ કેટલીક વિજ્ઞપ્તિ કરી છે આ વિજ્ઞપ્તિદ્વારા પ્રભુપાસે વિરહરસની જ યાચના કરી છે તેવી તેમની 'વિજ્ઞપ્તિ'કોટિના ગ્રન્થમા **શ્રીયમુનાવિજ્ઞપ્તિ, શ્રીવલ્લભચરણવિજ્ઞપ્તિ, સ્વપ્રભુવિજ્ઞપ્તિ શ્રીસ્વામિનીવિજ્ઞપ્તિ** ઇત્યાદિ ગ્રન્થો મુખ્ય છે વિરહની પરાકાષ્ઠા પ્રાપ્ત થતા શ્રીહરિરાયજીએ આચાર્યચરણોનુ સ્મરણ કરીને તેમની સરલ 'નામાવલિ' પણ યોજી છે, અને તેના શ્રીમહાપ્રભુજીનુ શ્રીગુસાંઈજીનુ શ્રીગોકુલેશનુ અને નિજ પિતા શ્રીકલ્યાણરાયજીનુ પણ સ્મરણ કર્યું છે

**શિક્ષાપત્ર**

કિંચ શ્રીહરિરાયજી વારંવાર વિરહપત્રો પણ લખતા. એમના આ પત્રોનો સંગ્રહ તે તેમનુ '**શિક્ષાપત્ર**' છે

**ભાષાગ્રન્થો**

સંસ્કૃત ન જાણનારાને અર્થે ભાષામા પણ કેટલાક પદો આપશ્રીએ રચ્યાં છે, અને એ માર્ગે પણ ભાવનુ દાન કર્યું છે કદાચિત્ કોઇ કહે કે રાગતાલસ્વર વિના ગાન કયાથી શક્ય હોય ? તો તેનાના પણ હિતાર્થ ગાનનૈપુણ્યાનપેક્ષ ધનનો-ધોળો-પણ પ્રકટ કર્યા છે તે જ રીતિએ આપના કેટલાક ખ્યાલાદિ પણ સમ્પ્રદાયમા પ્રસિદ્ધ છે

**બ્રહ્મસમ્બન્ધનુ 'દાન' કિમર્થ ?**

ક્યા આપ એ રાજાના રાજા અને ક્યા હુ એક જીવમાત્ર' એ ભાવે '**यच्च दुःखं यशोदाया**' ઇત્યાદિમા દર્શાવેલે પ્રકારે કૃષ્ણદર્શનલાલસામા આપશ્રીએ નિજ સમગ્ર જ જીવન વિપ્રયોગરોદન કરીને વ્યતીત કર્યું છે એમનો ભગવદ્ભાવ તેમ જ એમનુ ચારિત્ર્ય એવા ઉચ્ચ પ્રકારનુ હતુ કે જન્મોજન્મ એમના ગુણગાન ગાઈએ તો પણ એમના ઋણમાથી આપણે મુક્ત થઈ શકીએ તેમ નથી
સમ્પ્રતિ મુદ્રણ સુગમ હોવાથી તેમના ગ્રન્થો આપણે સત્વર પ્રસિદ્ધ કરાવી શકીએ એમ છે, પરન્તુ પુરુષોત્તમ અક્ષરથી પણ પર છે એ આપણે વિસ્મરવાનુ નથી, અર્થાદ્ જ્યારે શ્રીપુરુષોત્તમની ભક્તિનુ દાન થાય ત્યારે જ તેની પ્રાપ્તિ આપણને થઈ શકે છે કેવળ કાળાક્ષર ઘૂંટી મારવાથી મુખ્ય ફલ જ મળી ગયુ એમ સર્વથા ન જ માનવુ આપણા સમ્પ્રદાયમા પ્રભુ તો સ્વાવિર્ભાવાત્મક છે અને તેને પ્રાપ્ત કરવાનો ઉપાય પણ ભાવમાત્ર છે, ક્રિયાત્મક સંયોગપર્યન્ત સાધન હોઈ પણ શકે, પરન્તુ ભાવાત્મક વિપ્રયોગ તો સર્વથા નિઃસાધન જ છે ભલે શ્રવણાદિ અધ્યયન કરો, વિચારાદિ મનન ચિન્તનાદિ નિદિધ્યાસ પણ કરો, કરો, પરન્તુ બ્રહ્મનો સમ્બન્ધ આપણે ત્યા તાવન્માત્રથી નથી, તેથી જ આપણા માર્ગમા બ્રહ્મસમ્બન્ધને સાધન ન ગણતા 'દાન' કથવામા આવે છે

**ઉપસંહાર.**
**પ્રવચનાર્થ પ્રબન્ધ**

વૈષ્ણવપરિષત્ તરફથી અણુભાષ્યનુ પ્રવચન માઘમાસમા પ્રતિરવિવાસરે સાય ષડ્વાદન સમયે તથા નવ્ય પુરુષોત્તમમણ્ડલ તરફથી શ્રીપુરુષોત્તમજીની વાદાવલિનુ પ્રવચન તે જ સ્થળે પ્રતિસોમવાસરે સાય સપ્તવાદનસમયે થશે અને તેને અર્થે હુ તે ઉભયે દિવસોએ પૂનાથી અત્ર મારા પોતાના જ વ્યયે આવીને પ્રવચન કરીશ, તેથી તેનો લાભ સર્વેએ અવશ્યમેવ લેવો શ્રીનૃસિંહલાલજીના મન્દિરમા શ્રીમહાપ્રભુજીના સભાપતિત્વે જ પૂર્વે સભા મળતી, તેમ અદ્ય પણ શ્રીમદાચાર્યચરણના પ્રમુખત્વે આ સભા મળી છે તેથી તે સમ્બન્ધમા પણ કોઇએ મિથ્યા શઙ્કાઓ ઉપસ્થિત કરવી નહિ શ્રીમહાપ્રભુજીથી અન્ય અધિક કોઇ સભાધિપતિ જ નથી, આપશ્રી જ આ સમ્પ્રદાયના નિત્ય અધિષ્ઠાતા છે તેઓશ્રીના વિશુદ્ધ બાળકો પણ દીર્ઘાયુ રહો અને તન્માર્ગે જ ચાલો એ જ વિજ્ઞપ્તિ

॥ श्रीवल्लभ ॥

# "नैवात्मनः" श्लोकोपरि श्रीगुसांइजीकृत स्वतन्त्र लेख.

नैवात्मनः प्रभुरयं निजलाभपूर्णो
मानं जनादविदुषः करुणो वृणीते ।
यद्यज्जनो भगवते विदधीत मानं
तच्चात्मने प्रतिमुखस्य यथा मुखश्रीः ॥ ७.९.११.

ભગવદનુગ્રહ વિના ભક્તિ થતી નથી તેથી 'વિપ્રને પવિત્ર જીવને શ્વપચને કિમર્થ અનુગ્રહે છે' એમ આશઙ્કા થાય તો नैवात्मन ઇત્યાદિ કહે છે આ ભગવાન્ आत्मन જીવના प्रभु પ્રભુ છે, પરન્તુ દેહના નથી, વિપ્રત્વ વા શ્વપચત્વ દેહગત છે, પરન્તુ આત્મગત નથી, અને પ્રભુ જે આત્માનો—જીવનો—અનુગ્રહ કરે છે તેને ભક્તિ પ્રાપ્ત થાય છે, તે પ્રકારે તદીય શ્વપચદેહ પણ શુદ્ધ થઈ જાય છે, "श्वादोपि सद्य सवनाय कल्पते" 'श्रुतोनुपठितो ध्यात आदृतो वानुमोदित सद्य पुनाति मद्धर्मो देवविश्वद्रुहोपि हि' ઇત્યાદિવચન અત્ર પ્રમાણ છે પ્રભુ જે આત્માનો—જીવનો—અનુગ્રહ કરતા નથી તદીય વિપ્રદેહ પણ ભક્તિના અભાવથી અશુદ્ધ હોય છે, "સત્યે અને દયાએ ઉપેત વિદ્યાથી અને તપથી અન્વિત ધર્મ મદ્ભક્તિથી રહિત આત્માને—જીવને—સમ્યક્ પ્રકારે પવિત્ર કરતો નથી" એ ભગવદ્વચન અત્ર પ્રમાણ છે, તેથી દેહોત્કર્ષ ભક્તિહેતુ નથી, પરન્તુ ભક્તિ જ દેહોત્કર્ષહેતુ છે, અને તે ભક્તિ પણ ભગવદનુગ્રહૈકસાધ્ય છે, કિઞ્ચ અનુગ્રહ આત્મનિષ્ઠ અને સાધનનિરપેક્ષ છે કારણ કે પ્રભુ—ઈશ્વર—અનિયન્ત્ય છે અત ઉક્ત દૂષણ રહેતુ નથી એમ ભાવ છે ઈશ્વર સર્વકરણસમર્થ હોવાથી જેમ આત્માનો—જીવનો—તેમ દેહનો પણ અઙ્ગીકાર શાથી કરતા નથી એ આશઙ્કાની નિવૃત્ત્યર્થ निजलाभपूर्ण પદ કહે છે પ્રભુ નિજ લાભે પૂર્ણ છે, આત્મના—જીવના—લાભે પૂર્ણ છે, પરન્તુ દેહાદિવિષયાપેક્ષા જ તેમને નથી, જીવ તો પૂર્ણ જ પ્રભુનો અંશ હોવાથી જીવનુ નિજત્વ છે, તેથી—તેની પ્રભુનિષ્ઠ જીવની પ્રભુકૃત અપેક્ષામા પણ હોય નથી, પરન્તુ દેહાદિ તો પ્રાકૃત હોવાથી તદપેક્ષા દેહાદ્યપેક્ષા યુક્તા નથી એમ ભાવ છે એમ શાથી જેથી એ પ્રકારની અપેક્ષા થાય તો माने जनादविदुष ઇત્યાદિ કહે છે अविदुषो जनात् અવિદ્વાન્ જનનથી—જ્ઞાનરહિત બહિર્મુખ વિપ્રથી—मान પૂજાત્મક માનને नैव वृणीते—પ્રભુ વરતા—ઇચ્છતા—જ નથી એમ અર્થ છે ત્યારે ભક્તિયુક્તને—ભક્તને—પણ તે પ્રકારે થશે એમ આશઙ્કીને करुण પદે પરિહરે છે કે નહિ, પ્રભુ તો करुण કરુણ છે, કરુણ નિશ્ચય દીન પ્રતિ કરુણા કરે છે જ, અન્યથા કરુણત્વ જ ન હોત, અને દીનતા ભક્તને જ હોય છે, પરન્તુ વિમુખને હોતી નથી, અત એવ 'न तु भूरिमान' એમ પૂર્વે ઉક્ત છે દીનને અહઙ્કારનો અસમ્ભવ હોય છે, અત કૃપાએ ભક્તકૃત માનનો અઙ્ગીકાર પ્રભુ કરે જ છે એમ यद्यद् ઇત્યાદિએ કહે છે ભગવદઙ્ગીકારાનુરોધથી અત્ર जनનો અર્થ ભક્તજન કરવો, તે ભક્તજન यद्यन्मान જે કાંઇ પત્રપુષ્પાદિ માન भगवते ભગવાનને માન તે विदधीत કરે છે તે માન आत्मने આત્માર્થે—ભક્તાર્થે—થાય છે તે માન છે એમ માનીને પ્રભુ તે માનનો અઙ્ગીકાર કરે છે એમ અર્થ છે ઈશ્વર તો સાક્ષાત્ અઙ્ગીકાર કરતા નથી, પરન્તુ પ્રતિમાદ્વારા અઙ્ગીકાર કરે છે અને તે પ્રતિમા અઙ્ગીકાર કરે છે એમ તો દૃશ્યમાન નથી તેથી કહે

પ્રકારે ભગવાન્ અઙ્ગીકાર કરે છે એમ આશઙ્કા થાય તો **प्रतिमुखस्य** ઇત્યાદિએ દૃષ્ટાન્તને કહે છે કે **प्रतिमुख** અર્થાત્ પ્રતિબિમ્બમુખ, તત્ર યાવતી શ્રી દૃશ્યમાન છે તાવતી શ્રી તે મુખ જેનુ પ્રતિબિમ્બ હોય છે તેના મુખમા હોય છે, તે પ્રકારે અત્ર પ્રતિબિમ્બસ્થાનીયા પ્રતિમા છે, કારણ કે તત્-પ્રતિમામા-ભગવદાવેશ છે, અત તત્-પ્રતિમામા-કૃત સર્વનો અઙ્ગીકાર ભગવાન્ કરે જ છે, અન્યથા તત્ર પ્રભુ આવેશ કરત જ નહિ, અને તત્કૃત તેને પ્રયચ્છત પણ નહિ, તેથી અઙ્ગીકાર મન્તવ્ય જ છે એમ ભાવ છે યદ્યપિ ભક્તિમાર્ગમા પ્રતિમા સ્વરૂપાત્મિકા જ છે કારણ કે ભક્તોને તે પ્રકારે અનુભવદર્શન છે, તથાપિ મર્યાદાભક્તિમાર્ગનો આશ્રય કરીને જ તે પ્રકારે કહ્યુ છે, નહિ કે પુષ્ટિભક્તિનો આશ્રય કરીને, અત એવ **भक्त**પદને અને **सेवा**દિને ત્યજીને અત્ર **जन**પદ અને **मान**પદ કહ્યુ છે,-કારણ કે પ્રતિપક્ષ બહિર્મુખ હોવાથી પુષ્ટિકથન અત્ર અયુક્ત છે-અને તે પ્રકારે કૈમુતિકન્યાયે પુષ્ટિમાર્ગનુ જ પ્રાબલ્ય કહે છે. અથવા **अयम्** આ-અસ્મદાદિને પ્રત્યક્ષ-**भगवान्** ભગવાન્ **आत्मन** મસારશહિત્યથી જ્ઞાની જીવાત્માના **प्रभुर्न** પ્રભુ નથી એમ અર્થ છે, કારણ કે ભગવાનના અને જ્ઞાની જીવના ઐક્યે ભેદનો અભાવ હોવાથી ઉભય-ભગવાન્ અને જીવ-નિરપેક્ષ છે '**ज्ञानी त्वात्मैव मे मतम्**' ઇત્યાદિ વાક્યમા જ્ઞાનીનુ આત્મત્વે કથન છે ત્યારે કયે પ્રકારે ઉભયનુ નૈરપેક્ષ્ય હોઈને ભગવાન્ જ્ઞાની જીવના પ્રભુ નથી એમ આશઙ્કા થાય તો તત્ર પ્રકાર કહે છે કે જ્ઞાની તો મારો આત્મા જ છે, પરન્તુ તત્સઙ્ઘાત-જ્ઞાનીનો સઙ્ઘાત-કાંઇ મદીય આત્મા નથી, અને ભક્તો તો સસઙ્ઘાત-સઙ્ઘાતે સહ-મદીય આત્મા છે એમ અર્થ છે, અત એવ પાર્થ પ્રતિ '**क्लेशोऽधिकतरस्तेषाम्**'-તે જ્ઞાનીઓને અધિકતર ક્લેશ પ્રાપ્ત થાય છે-એમ કહીને જ્ઞાનીમા ક્લેશનુ નિરૂપણ કર્યુ છે, આથી જ્ઞાનીના પ્રભુ નથી એમ જ્ઞાપિત થયુ, કારણ કે પૂર્ણાનન્દ પ્રભુમા તો ક્લેશનો સમ્બન્ધ જ નથી, અને જ્ઞાનીમા તો ક્લેશનો સમ્બન્ધ સ્પષ્ટ જ કહ્યો છે, તત '**ते मे युक्ततमा मता**'-'તે ભક્તો મે યુક્તતમ મત છે'-વાક્ય ભક્તના પ્રભુ છે એમ જ્ઞાન કરાવે છે, અત તેઓને-ભક્તોને-તો ક્લેશનો પણ અભાવ છે, કારણ કે '**मद्भक्तो नावसीदति**' વચન અત્ર પ્રમાણ છે તત્ર એમ આશઙ્કા થાય કે ભગવાન્ એ પ્રકારે તારતમ્ય કેમ કરે છે તો તત્પરિહારાર્થ **निजलाभपूर्ण** ઇત્યાદિ કહે છે આત્મલાભત્વે જે પૂર્ણ છે તેને વસ્તુત અન્યની અપેક્ષા જ નથી, પરન્તુ અન્ય જો 'હુ સેવક છુ' એમ માને તો ભગવાન્ પણ તેના પ્રતિ પ્રભુત્વનો અઙ્ગીકાર કરે, પરન્તુ તદપેક્ષારહિત યત્કિઞ્ચિદ્‌જ્ઞાની પ્રતિ નહિ, તેથી યુક્ત જ છે કે પ્રભુ જ્ઞાનીના નથી એમ અત્ર ભાવ છે તત્ર એમ આશઙ્કા થાય કે પ્રભુત્વનો અઙ્ગીકાર કરીને ભક્તોને વિષે શુ અધિક કરે છે તો **मानं जनात्** ઇત્યાદિ કહે છે વસ્તુત '**भक्त्या मामभिजानाति**'-ભક્તિએ મને અભિજાને છે-વચનથી તો ભક્ત જ અભિત વિદ્વાન્ પણ છે, તથાપિ યત્ર સાધારણ જનથી પણ-ભક્તિ હોય તો-તત્કૃત માનને પ્રભુ ઇચ્છે છે તો તાદૃશ વિદ્વાન્ ભક્તથી માનને પ્રભુ ઇચ્છે તેમા તો કહેવુ જ શુ એમ નિરૂપવાને **अविदुष जनात्**-અવિદ્વાન્ જનથી-એમ કથન કર્યુ, કિઞ્ચ પૂર્વે પ્રભુ બ્રહ્મજ્ઞાનીના નથી એમ કથનથી અત્ર તત્પ્રકારક જ્ઞાનમાર્ગીય જ્ઞાનના અભાવથી જ **अविदुष** વિશેષણ કહ્યુ, પરન્તુ કાંઇ જ્ઞાનમાત્રના જ અભાવાર્થ તે પદ કહ્યુ નથી-તે પ્રકારે-ભક્તિમાર્ગીય પ્રકારે-તો જ્ઞાન ઉક્ત જ છે, અન્યથા જ્ઞાનિવત્ ભક્ત પણ ઉપેક્ષ્ય જ થાત, તત્ર **करुण** પદે ઉપપત્તિને કહે છે કે કરુણા દીનને વિષે ઉત્પન્ન થાય છે, પરન્તુ જીવને પ્રભુતુલ્ય જે માનનારાઓ તેને વિષે તે કરુણા પણ ઉત્પન્ન થતી નથી, તેથી તત્પ્રકારજ્ઞાનયુક્ત તો ભક્ત છે જ એ યુક્ત છે એમ ભાવ છે કિઞ્ચ, ભક્તનુ તો શુ કહેવુ? ભક્તિરહિત પણ જન ભક્તપ્રવર્તિતસમ્પ્રદાયમા સ્થિત થઈને **भगवते** ભગવાનને

અર્થે **यद्यन्मानं विदधीत** જે જે માન સ્વકર્તવ્યત્વે વિદિત જાણીને કરે છે તે માનનુ પણ વરણ સમ્પ્રાર્થના અનુરોધે પ્રભુ આત્મત્વે કરે છે, અત એવ Potential વિધિ લિઙ્નો પ્રયોગ લડર્થમા–વર્તમાનકાળાર્થમા–Present Tenseના અર્થમા કર્યો છે, અને તેથી જ બ્રહ્માએ પણ '**भवत्पदाम्भोरुहनावमत्र ते निधाय याता सदनुग्रहो भवान्** એમ કહ્યુ છે વસ્તુત ભક્તોને પ્રભુ સ્વય વરે છે અને અન્ય તો સ્વત પ્રભુને વરવા ઇચ્છે છે એ તારતમ્ય છે પરન્તુ ભક્તકૃત માનનો જ અઙ્ગીકાર કરે છે એ નિયમ કયે પ્રકારે સમ્ભવે એમ આશઙ્કીને **प्रतिमुखस्य यथा** ઇત્યાદિએ દૃષ્ટાન્તને કહે છે મુખસ્થાનીય ભક્ત છે, અને પ્રતિમુખસ્થાનીય તો તદનુવર્તી છે જેમ પ્રતિમુખની શ્રી વસ્તુત મુખની છે પરન્તુ તેની–પ્રતિમુખની–નથી, તેમ ભક્તાનુવર્તીએ કૃત માનને વસ્તુત ભક્તકૃત જ માને છે, નહિ કે ભક્તાનુવર્તિકૃત, કારણ કે જેમ પ્રતિમુખનુ મુખાનુવર્તિત્વ છે તેમ આનુ ભક્તાનુસારિત્વ છે, અન્યથા મુખના અભાવમા પ્રતિમુખનો જ અભાવ આપન્ન થવાથી તત્કૃત માન જ ન હોઈ શકે, અત કોઇ પણ પ્રકારની અનુપપત્તિ ન રહી

અથવા, **अयं भगवान्** આ ભગવાન **आत्मन एव प्रभुर्न** આત્માના જ પ્રભુ નથી, ભક્તને અધીન છે, તન્નિચ્છા તદનિચ્છા વિના સ્વત કાર્ય પણ કરવાને શક્ત નથી એમ અર્થ છે **एव** ત્યારે સ્વતન્ત્રત્વ નિરાકૃત થઈ જાય છે, અને '**अहं भक्तपराधीनो ह्यस्वतन्त्र इव द्विज वशे कुर्वन्ति मां भक्त्या सत्स्त्रियः सत्पतिं यथा**' વચન પ્રમાણ છે ત્યારે પ્રભુનુ ઇશ્વરત્વ ક્યાથી ? એમ પણ ન કહવુ, કારણ કે ઇશ્વર નિશ્ચય **कर्तुमकर्तुमन्यथाकर्तुं समर्थ** છે તેથી અત્ર–ભક્તમા–એવુ સામર્થ્ય પ્રકટ છે તન આશઙ્કા થાય કે '**निःस्पृहस्य तृणं जगत्** ન્યાયે સ્વાર્થાભાવમા જીવનુ પણ પારતન્ત્ર્ય થઈ જતુ નથી ત્યારે ઇશ્વરનુ પારતન્ત્ર્ય કેમ સમ્ભવે ? તો **निजलाभपूर्ण** ઇત્યાદિએ કહે છે કે **निजानाम्** ભક્તોના **लाभेन** લાભે જ કરીને **पूर्ण** પ્રભુ પૂર્ણ છે અને તેના અભાવમા અપૂર્ણ છે એમ અર્થ છે, તેથી ભક્તો જ પ્રભુના સ્વાર્થભૂત છે એમ જ્ઞાપિત થયુ, '**यो मद्भक्तः स मे प्रियः**' '**निष्किञ्चना वयं शश्वन्निष्किञ्चनजनप्रियाः**' ઇત્યાદિ પ્રભુનુ જ કથન અત્ર પ્રમાણ છે '**नाहमात्मानमाशासे मद्भक्तैः साधुभिर्विना**' ઇત્યાદિ વચનોએ તલ્લાભે–ભક્તના જ લાભે–પ્રભુએ સ્વની પૂર્ણતાને પણ કહી છે કિઞ્ચ સેવકો નિશ્ચય પ્રભુના અંશ છે, અન્યથા પ્રભુત્વ જ કયે પ્રકારે ઉપપન્ન થાય ? અત અંશીએ અંશીની પૂર્ણતા દોષાર્થ નથી '**ममैवांशो जीवलोके जीवभूतः सनातनः** ઇત્યાદિ વાક્યથી જીવ અવિશેષે અંશ છે ત્યારે ભક્તમાત્રપૂર્ણતા કયે પ્રકારે એમ આશઙ્કા થાય તો કહે છે કે સત્ય, અભક્તના અને અંશીના સમ્બન્ધમા તત્પૂર્ણતા કહવી યુક્ત છે, પરન્તુ સમ્બન્ધ તો ભક્તોનો જ છે અન્યનો નથી, કારણ કે '**आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि मामप्राप्यैव कौन्तेय ततो यान्त्यधमां गतिम्**' એમ ભગવદ્વચન છે ભક્તોનો તો સમ્બન્ધ પૂર્વે ઉપપાદિત જ છે યદ્વા, નિજથી–ભક્તથી–તર્પિત વસ્તુના લાભે જ પ્રભુ પૂર્ણ છે એમ અર્થ કરવો, કારણ કે '**यद्यदिष्टतमं लोके यच्चातिप्रियमात्मनः तत्तन्निवेदयेन्मह्यम्**' ઇત્યાદિ ભગવદપેક્ષાવચન છે યત્ર ભક્તસમ્બન્ધિવસ્તુલાભે પણ પૂર્ણતા છે તત્ર ભક્તલાભે પૂર્ણતામા તો કહવુ જ શુ એમ ભાવ છે કિઞ્ચ, '**अभक्तोपहृतं भुङ्गे न मे तोषाय कल्पितम्**' વચનથી અભક્તસમર્પિતનુ ગ્રહણ પણ કરતા નથી એમા આશ્ચર્ય જ નથી, કારણ કે ભક્તાસમર્પિત પણ તદીયનુ ગ્રહણ આપ કરે છે એ અભિપ્રાયે **मानं जनात्** ઇત્યાદિ કહે છે, અત્ર આ આશય છે ભક્ત તો નિરન્તર સ્વભાવના અનુસારે યથાદેશકાલ સર્વ સમર્પે જ છે, તથાપિ જીવસ્વભાવવશાત્ કાઇક વિસ્મરે છે અથવા પ્રભુના અપેક્ષિતવિશેષને જાણતો નથી, ત્યારે પ્રભુ સ્વય જ સ્વપ્નાદિદ્વારા અનુગ્રહાનુરૂપ તે જ્ઞાપિત કરાવીને પણ અઙ્ગીકાર કરે છે, તેથી **अविदुषो जनान्मानं वृणीते** એમ નિરૂપ્યુ, અને વરણ પણ સ્વાપેક્ષાએ થય છે, નહિ કે વરણીયાપેક્ષાએ, તેથી વરણાર્થક 'वृ' ધાતુનો અને આત્મનેપદનો પ્રયોગ અત્ર કર્યો, તત્ર **करुण** ઇત્યાદિએ

હરિને વિષે સર્વેન્દ્રિયનુ ઉત્તમોત્તમ સમ્બન્ધાત્મક ફલ આ માર્ગમા છે 'अक्षण्वतां फलमिदं न परं विदाम' એ ભાગવતવાક્ય અને सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता' તૈત્તિરીયોપનિષદ્વાક્ય અત્ર પ્રમાણ છે આ માર્ગમા તત્સમ્બન્ધીમા-ભગવાનના સમ્બન્ધીમા-તદ્ભાવ ભગવદ્ભાવ-રાખવામા આવે છે 'उद्धव पूजयाश्रमु' 'विना महत्पादरजोभिषेकम्' 'महस्ते विष्णो सुमतिं भजामहे' 'कीरातहूणान्ध्र पुलिन्दपुल्कसा' 'देवर्षिमें प्रियतम' 'सदनुग्रहो भवान्' 'त्वत्पादपोतेन महत्कृतेन' 'महतां कृपया यावत्' ઇત્યાદિ વાક્યયુથપ્રામાણ્યે ભગવત્સમ્બન્ધી મહાપુરુષોમા-ભગવદ્ભક્તોમા-ભગવદ્ભાવનુ સંરક્ષણ કરવામા આવે છે [1]તદ્ભિન્નમા-ભગવદ્વિમુખમા-વિરોધિતા વિરુદ્ધ ભાવ રક્ષાય[2] છે, ઉદાસીનમા સમભાવ રાખવામા આવે છે આ માર્ગમા વિદ્યમાન દેહાદિની-દેહ ઇન્દ્રિય પ્રાણ અન્તઃકરણ આદિની-જીવ રૂપે કરીને ભાવના કરવામા આવતી નથી, અર્થાત્ તત્તદ્દેહાદિનુ રક્ષણ મમતાએ કરવામા આવતુ નથી, પરોક્ષમા પણ તદર્થત્વ છે, અર્થાત્ ભગવત્પરોક્ષમા વિપ્રયોગાવસ્થામા પ્રભુસંયોગના વિચારે કરીને જ દેહાદિનુ પણ રક્ષણ ઉત્તરરમા તદ્ભાવ થઈ કરવામા આવે છે 'त्वयि धृतासवस्त्वांविचिन्वते' 'આપને વિષે ધૃત-ધારણ કરેલા-છે અસુ-પ્રાણ-જેમણે એવા ભક્તો આપને શોધે છે, વાદ્દ અત્ર પ્રમાણ છે આ માર્ગમા સેવ્યસ્વરૂપના ભજનમા કોઈ પણ પ્રકારની કદાચિદ્ ઉપકૃતિની અપેક્ષા રક્ષવામા આવતી નથી, કેવલ ભાવમાત્રનુ જ પોષણ કરવામા આવે છે પ્રભુ પણ ભક્તોને ફલનુ દાન કરીને પણ ભજનનો અપવાદ કરતા નથી, કારણ કે ભક્તોનો ભાવોદ્રેક અતિપ્રચુર-અત્યુત્કટ-હોય છે આ માર્ગમા સર્વલીલાનુભાવ હોવાથી સંયોગાવસ્થા કરતાએ પણ વિપ્રયોગાવસ્થામા વિશેષત સુખસમ્બન્ધ હોય છે આ માર્ગમા સાધનનુ અને ફલનુ-ઉભયનુ-સર્વત્ર મર્યાદામાર્ગથી વૈપરીત્ય હોય છે સાધન એ જ ફલ છે, અને ફલ એ જ સાધન છે આ માર્ગમા ભક્તની તત્સમ્બન્ધિની-ભગવત્સમ્બન્ધિની-કૃતિ હોતે સતે અભિમાનસમ્પર્કાભાવાર્થ અને દૈન્યના ઉદ્બોધાર્થ સદાસર્વદા સતત પશ્ચાત્તાપ—તાપાત્મક કલેશ—થયા કરે છે આ માર્ગમા અન્તઃસ્થિત ભગવાનના આવિર્ભાવ થવામા—બહિ પ્રાકટ્ય થવામા—કોઈની પણ અપેક્ષા જ નથી, દૈન્ય જ સાધન છે, અને ફલ પણ વિપ્રયોગજ દૈન્ય છે આ માર્ગમાં સમગ્ર વિષયોનો ત્યાગ કરવામા આવે છે વિષયાવિષ્ટ દુષ્ટ ચિત્તમા હરિનો આવિર્ભાવ સર્વથા થતો નથી આ માર્ગમા પ્રભુને સર્વભાવે દેહાદિનુ—દેહ ઇન્દ્રિય પ્રાણ અન્તઃકરણ વિત્ત ગૃહ ઇત્યાદિ સર્વનુ-જ સમર્પણ કરાય છે વિષયોનો વિષયત્વે કરીને ત્યાગ સતે પણ ભગવદર્થત્વે કરીને તદ્ગ્રહણ પણ 'आत्मनस्तु कामाय सर्वं प्रियं भवति' શ્રુત્યુક્ત પ્રકારે કરવામા આવે છે અक्षण्वतां फलमिदं न परं विदाम'નુ પરમ રહસ્ય સ્વારસ્ય આ જ છે

## દ્વિતીય પ્રકરણ સમાપ્ત.

---

૧ પેલો બહિર્મુખ મહદ્' ઇત્યાદિ શબ્દે 'મહદ્'નો ઉપહાસ કરીને સ્વદ્રોહ દર્શાવી રહ્યો છે તે હવે પાછ આનો ભાવ વિચારશે ?

૨ અત્ર એક શ્રીગોકુલેશનો અને તદીય અનન્ય ભાગ્યવાનનો જે કોઈ પણ દ્રોહ આચરે તેનો વિરોધ કરીને તેનો મુખભ્રંસ કરવો જ એ ભક્તિમાર્ગીય પ્રણાલિકા છે

॥ श्रीवल्लभः ॥

# निःसाधनता अने सर्वोद्धार.

## પ્રકરણ ૩ જું.

### શ્રીકૃષ્ણાશ્રય.

શ્રીમદ્વલ્લભાચાર્યચરણ નિજભક્તહિતાર્થ પ્રકટિત પુષ્ટિપ્રવાહમર્યાદાભેદ ગ્રન્થમા (૧) પ્રવાહી-આસુરી-(૨) માર્યાદિક અને (૩) પુષ્ટ એમ ત્રણ પ્રકારના જીવો છે એમ સુસ્પષ્ટ આજ્ઞા કરે છે આ પ્રવાહસૃષ્ટિ શ્રીહરિએ ઇચ્છામાત્રે-મને-ઉત્પન્ન કરી છે, આ પ્રવાહી-અસુર-જીવોનુ સ્વરૂપાદિ શ્રીમદ્ભગવદ્ગીતાના ૧૬ મા અધ્યાયમા વિશદ છે ૧૬ શ્લોકમા 'આ લોકમા બે ભૂતસર્ગ દૈવ અને આસુર જ છે, દૈવ વિસ્તરશ પ્રોક્ત છે, હે પાર્થ ! આસુરસર્ગનુ શ્રવણ મારી પાસેથી કર' એમ શ્રીકૃષ્ણચન્દ્રે પ્રતિજ્ઞા કરીને સપ્તમ શ્લોકથી વિશતિશ્લોકપર્યન્ત આસુર સર્ગનુ નિરૂપણ કર્યું છે "આસુર જનો પ્રવૃત્તિને જાણતા નથી, તેઓમા નથી શૌચ, નથી આચાર, કે નથી સત્ય, જગત્‌ને અસત્ય, અપ્રતિષ્ઠ, અનીશ્વર, અપરસ્પરસમ્ભૂત અન્ય શુ ? કેવળ કામહેતુક માને છે આ દૃષ્ટિને રક્ષીને તે નષ્ટાત્મા અલ્પબુદ્ધિ ઉગ્રકર્મા અહિત આસુરો જગત્‌ના ક્ષયાર્થ પ્રવર્તે છે દુષ્પૂર કામનો આશ્રય કરીને દમ્ભમાનમદાન્વિત અશુચિવ્રત આસુરો મોહને લીધે અસદ્ગ્રાહને ગ્રહીને પ્રવર્તે છે અપરિમેયા અને પ્રલયાન્તા ચિન્તાનો ઉપાશ્રય કરે છે કામનો ઉપભોગ જ પરમ છે જેમને એવા તેઓ આ જ અન્યત્ નથી એમ નિશ્ચયવાન્ હોય છે આશાપાશશતોએ બદ્ધ કામક્રોધપરાયણ તેઓ કામભોગાર્થ અન્યાયે અર્થસઞ્ચયને ઇચ્છે છે, 'આજ આ મે લબ્ધ કર્યુ, આ મનોરથને પ્રાપ્ત કરીશ, આ મારુ છે અને આ ધન પુન મારુ થશે આ શત્રુને મે હણ્યો અને અપર શત્રુઓને પણ હણીશ, હુ ઈશ્વર છુ હુ ભોગી, હુ સિદ્ધ, હુ બળવાન્ અને હુ સુખી છુ હુ આઢ્ય છુ, હુ અભિજનવાન્ છુ, મારા સદૃશ અન્ય કોણ છે ? હુ યજન કરીશ, હુ દાન આપીશ, હુ મોદ પામીશ' એ પ્રકારે તેઓ અજ્ઞાને વિમોહિત છે અનેકચિત્તવિભ્રાન્ત મોહજાલસમાવૃત કામભોગમા પ્રસક્ત તેઓનો પાત અશુચિ નરકને વિષે થાય છે આત્મસમ્ભાવિત સ્તબ્ધ ધનમાનમદાન્વિત તેઓ દમ્ભે કરીને નામયજ્ઞોએ અવિધિપૂર્વક યજન કરે છે, અહંકાર બળ દર્પ કામ અને ક્રોધને સશ્રિત અભ્યસૂયક તેઓ નિજ અને પરના દેહમા મારો પ્રદ્વેષ કરે છે, તે દ્વેષયુક્ત ક્રૂર નરાધમ અશુભ અસુરોને હુ સસારમા આસુરી જ યોનિને વિષે અજસ્ર-વારવાર-ક્ષિપુ છું આસુરી યોનિને પ્રાપ્ત થયેલા તે મૂઢ જનો જન્મે જન્મે મને પ્રાપ્ત કર્યા વિના જ તેથી અધમા ગતિને પ્રાપ્ત થાય છે" આ આસુર સૃષ્ટિના જીવ દેહ અને ક્રિયા દૈવસૃષ્ટિના જીવ દેહ અને ક્રિયાથી ભિન્ન છે એ પ્રથમ પ્રકરણમા સ્પષ્ટ થઈ જ ગયુ છે

માર્યાદિક જીવ દૈવ છે આ વૈદિક સર્ગ શ્રીહરિએ વચને કરીને પ્રકટ કર્યો છે આ દૈવજીવો વેદમા વિધિ કરીને વૈદિક કર્મમાર્ગમા જ્ઞાનમાર્ગમા અને ભક્તિમાર્ગમા ક્રમશ આગળ અક્ષરાનન્દને પ્રાપ્ત કરીને અક્ષરબ્રહ્મમા સાયુજ્યને પ્રાપ્ત કરે છે, કદાચિત્ કૃપાવિશેષે પુરુષોત્તમમા પણ સાયુજ્યની પ્રાપ્તિ કરે છે આ એ કથનની આવશ્યકતા છે કે અન્ત્યજ ચાણ્ડાલ-જે વર્ગ અસ્પર્શ્ય છે તે-જ

માત્ર આસુરસૃષ્ટિ છે અને અન્ય સૃષ્ટિ આથી વર્ણાશ્રમધર્મે ઉત્તરોત્તર અધિક છે એમ સાધારણ લોકનુ જેમ મન્તવ્ય અસત્ય છે તેમ જ સાધારણ લોકમા પણ જે કર્મમાર્ગ વા જ્ઞાનમાર્ગ મનાય છે તે મન્તવ્ય પણ અશુદ્ધ છે ભાટ્ટપ્રભાકરથી અતીવ ભિન્ન વૈદિક કર્મમાર્ગનુ અને શઙ્કરાદિ માયાવાદીથી પરમભિન્ન જ્ઞાનમાર્ગનુ વિશુદ્ધ સ્વરૂપ શ્રીમદાચાર્યચરણે નિજ નિબન્ધાદિ ગ્રન્થોમા ઉપદિશ્યુ છે અખણ્ડ શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ જ એ જ્ઞાનમાર્ગનુ વિશુદ્ધ રમણીય કમનીય સ્વરૂપ છે, અને તે શઙ્કરાદિ આચાર્યાભાસે ઉપદિષ્ટ માયાવાદાદિથી અતીવ વિલક્ષણ છે માયાવાદાદિથી શઙ્કરાચાર્યાભાસે અખણ્ડ શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદને અશુદ્ધ કરી નાખ્યો હતો તેથી જ શ્રીમદાચાર્યચરણે પુન શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ પ્રસિદ્ધ કરીને વૈદિક માર્યાદિક સિદ્ધાન્તને દૃઢ કર્યો છે આ જ્ઞાનમાર્ગે માર્યાદિક દૈવજીવો ક્રમશ બ્રહ્મભાવને પ્રાપ્ત કરે છે એ સર્વથા અવિસ્મરણીય છે માયાવાદી આચાર્યાભાસે ઉપદિષ્ટ જ્ઞાન તો માયિક જ્ઞાન–અસદ્ જ્ઞાન–હોવાથી તેણે કરીને તો અન્ધતામિસ્રમા જ આસુરનો પાત થાય છે, તેથી વૈદિક માર્ગક્રમે અક્ષરબ્રહ્મમા અને કૃપાવિશેષે પુરુષોત્તમમા પણ જે સાયુજ્યની પ્રાપ્તિ તે તો શ્રીમદાચાર્યચરણે ઉપદિષ્ટ વૈદિક કર્મમાર્ગનું જ્ઞાનમાર્ગનુ વા ભક્તિમાર્ગનુ જ અવલમ્બન કરવાથી થાય છે કર્મમાર્ગ જ્ઞાનમાર્ગ ભક્તિમાર્ગ ઉપાસનામાર્ગ, યોગ, સાઙ્ખ્ય ઇત્યાદિ માર્ગાન્તરથી પુષ્ટિમાર્ગનુ વૈલક્ષણ્ય આગળ ઉપર અતીવ સ્પષ્ટ થઈ જશે અધુના તો એતાવદ્ જ પર્યાપ્ત છે કે વેદમા સ્થિતિકર્તા માર્યાદિક જીવોથી પણ પુષ્ટિસ્થ જીવો બહુ જ વિલક્ષણ છે કારણ કે પુષ્ટિસ્થ જીવો તો સાક્ષાત્ શ્રીકૃષ્ણના શ્રીઅઙ્ગમાથી જ વ્યુચ્ચરિત થયા છે આ દૈવશિરોમણિ પુષ્ટિજીવને શ્રીઅઙ્ગે–આનન્દમાત્રકરપાદમુખોદરાદિરૂપે–જ ફલપ્રાપ્તિ છે આ પુષ્ટિમાર્ગસ્થ જીવોનુ સાધન અને ફલ ઉભયે એક જ શ્રીગોકુલેશ છે, તેથી આ જીવોને સાધનાવસ્થામા તેમ જ ફલાવસ્થામા પણ શરણભાવના અર્થાત્ પ્રપત્તિ એ જ પરમ સર્વસ્વ છે ભગવચ્ચરણમાત્રના જ નિસ્સાધનત્વે અવલમ્બન કરીને તેઓને કૃપાએ જ સર્વોત્કૃષ્ટ ફલની પ્રાપ્તિ થઈ જાય છે તેઓના જીવ દેહ અને ક્રિયા શ્રીકૃષ્ણના–પરિપૂર્ણ પુરુષોત્તમના–સમ્બન્ધી છે, તેથી શ્રીકૃષ્ણ પણ તેમને વશ છે તેઓ ફલરૂપ શ્રીકૃષ્ણની સેવાનું ફલ પણ ભગવચ્ચરણભાવનાએ જ પ્રાપ્ત કરે છે ભગવચ્ચરણભાવના એ જ તેમનો લાગ છે વેદાધ્યયન, તપ, જ્ઞાન, ઇજ્યા, દાન વ્રત, હોમ, ઉપાસના, કર્મ, આચાર વિચાર ઇત્યાદિ મર્યાદામાર્ગીય ધર્મમા આ ભક્તોની નિષ્ઠા હોતી જ નથી, તેઓનુ પુરુષાર્થચતુષ્ટય પણ પુષ્ટિમાર્ગીય છે પુષ્ટિમાર્ગીય પુરુષાર્થ અને મર્યાદામાર્ગીય પુરુષાર્થ પણ ભિન્ન છે (૧) ધર્મ (૨)અર્થ (૩) કામ અને (૪) મોક્ષ એ મર્યાદામાર્ગીય પુરુષાર્થચતુષ્ટય તો પ્રસિદ્ધ જ છે પરન્તુ **'પુષ્ટિમાર્ગે હરેર્દાસ્યં ધર્મોર્થો હરિરેવ હિ કામો હરેર્દિદૃક્ષૈવ મોક્ષ કૃષ્ણસ્ય ચેદ્ ધ્રુવમ્'** વૃત્રાસુરચતુશ્લોકીની કારિકામા ઉક્ત પુષ્ટિમાર્ગીય પુરુષાર્થ તેથી વિલક્ષણ જ છે, (૧) હરિનુ દાસ્ય એ જ પુષ્ટિમાર્ગીય ધર્મ છે (૨) હરિ જ પુષ્ટિમાર્ગીય અર્થ છે, (૩) હરિની દિદૃક્ષા–દર્શનની ઇચ્છા–જ પુષ્ટિમાર્ગીય કામ છે અને (૪) કૃષ્ણના–કૃષ્ણસમ્બન્ધી–જ જો થઈ જવાય તો તે પુષ્ટિમાર્ગીય મોક્ષ છે, આ પ્રકારે પુષ્ટિમાર્ગીય દૈવશિરોમણિ જીવનુ સર્વસ્વ હરિ જ છે, અર્થાત હરિથી ઇતર કાઇ પણ તેમને અભિલાષિત જ નથી, સાલોક્ય સાર્ષ્ટિ સામીપ્ય કે સાયુજ્ય ઇત્યાદિ મોક્ષની પણ આ જીવો ઇચ્છા કરતા નથી, કેવલ શ્રીહરિએ કૃપાએ દત્તા અનન્યા ભક્તિ જ તેમનો પરમ ઉત્તમોત્તમ સહજ મનોરથ હોય છે, અને તે પણ પ્રપત્તિમાર્ગે જ, શ્રીકૃષ્ણ ત્ત જ સેવાસામર્થ્યે પરમ ફલની પ્રાપ્તિ તેઓ સ્વીકારે છે, અર્થાત્ સ્વકીય નિસાધનત્વની જ ભાવનાએ સદૈવ તાપક્લેશ કર્યા કરે છે ફલરૂપ શ્રીકૃષ્ણનો આશ્રય જ સર્વસાધન છે આ પ્રકારે શ્રીકૃષ્ણના કેવલ અનન્ય આશ્રયનુ–પ્રપત્તિનુ–શરણનુ–જ અવલમ્બન કરીને સર્વ

ધર્મોનો પરિત્યાગ તેઓએ કરી દીધો છે, તેથી તેમાં દોષની સ્વલ્પ પણ સમ્ભાવના નથી જ. આ, શરણ સંન્યાસરૂપ જ છે તેથી જેમ મર્યાદામાર્ગમાં 'यदहरेव विरजेत् तदहरेव प्रव्रजेत्' 'तावत् कर्माणि कुर्वीत न निर्विद्येत यावता' ઇત્યાદિ મર્યાદામાર્ગીય સંન્યાસના આદેશમાં વૈરાગ્યનું કથન કર્યું છે અને અન્ત્યમતે કર્મમાર્ગનો પરિત્યાગ જ ઉપદિશ્યો છે તેમ અત્ર પણ ભગવાન્ જ મોચનસમર્થ છે એમ જ્ઞાન થયે જ શરણગમન થઈ શકે છે, તેથી આ પુષ્ટિમાર્ગીય શરણમાં સર્વધર્મત્યાગની આજ્ઞા કરી છે તે સુસંપન્ન જ છે. સર્વધર્મપરિત્યાગપૂર્વક આ પુષ્ટિમાર્ગીય પ્રપત્તિથી ધર્મનો વિનાશ કોઈ પણ પ્રકારે થતો નથી એમ ન્યાસાદેશમાં સુસ્પષ્ટ રીતિએ સમજાવ્યું છે. 'सर्वधर्मान् परित्यज्य' ગીતાશ્લોકનું અને 'त्यक्त्वा स्वधर्मं चरणाम्बुजम्' ઇત્યાદિ ભાગવતશ્લોકનું યથાર્થ અધ્યયન અને મનન કરવાથી આ પ્રપત્તિનું મર્મ સ્પષ્ટ થઈ જશે. શ્રીમદાચાર્યચરણે પણ विवेकधैर्याश्रय ગ્રન્થમાં 'कलौ भक्त्यादिमार्गा हि दुःसाध्या इति मे मतिः' એમ ઉપદિશ્યું છે કલિયુગમાં ભક્ત્યાદિ સર્વ માર્ગો નિશ્ચયે દુઃસાધ્ય છે એમ મારુ મતિ છે—તત્ત્વદીપનિબન્ધમાં પણ આપ આજ્ઞા કરે છે કે 'अधुना तु, कलौ सर्वे विरुद्धाचारतत्पराः स्वाध्यायादिक्रियाहीनास्तथाचारपराङ्मुखाः क्रियमाणं तथाचारं विधिहीनं प्रकुर्वते विक्षिप्तमनसो भ्रान्ता जिह्वोपस्थपरायणाः व्रात्यप्रायाः स्वतो दुष्टास्तत्र धर्मः कथं भवेत्? षड्भिः सम्पद्यते धर्मस्ते दुर्लभतराः कलौ।' અર્થાત્ અધુના તો કલિયુગમાં સર્વે બ્રાહ્મણાદિ ઉચ્ચ ત્રૈવર્ણિક પણ વિરુદ્ધાચારને વિષે જ તત્પર છે, સ્વાધ્યાયાદિ ક્રિયાઓ હીન છે, આચારથી પરાઙ્મુખ છે તેમ જ ક્રિયમાણ જે આચાર તે પણ વિધિહીનત્વે જ કરે છે, તેઓ વિક્ષિપ્તમનોયુક્ત છે, ભ્રાન્ત છે, જિહ્વોપસ્થપરાયણ છે પક્વાન્નભોજનાદિભોગમાં અને સ્ત્રીસઙ્ગમાં જ તત્પર છે, સર્વ વ્રાત્યપ્રાય છે, સ્વતોદુષ્ટ છે, તત્ર—આ પ્રકારે દુષ્ટ કલિયુગમાં—ધર્મ ક્યાંથી સમ્ભવે? ધર્મ તો દેશકાલાદિની શુદ્ધતાએ સમ્પન્ન થાય છે, અને તે દેશકાલાદિ ષટ્ તો આ કલિયુગમાં દુર્લભતર થઈ પડ્યું છે. ધર્મનો અને આચારનો જ દુરાગ્રહ કર્તાઓએ અત્ર સુવિચાર્ય છે કે શ્રીમહાપ્રભુજીએ જ સ્વતઃ [illegible] ઉપર કલિયુગના સ્વરૂપનું દિગ્દર્શન કરાવ્યું છે. શ્રીમદ્ભાગવતના દ્વાદશસ્કન્ધના તૃતીયાધ્યાયનું પણ અનુસન્ધાન અત્ર જિજ્ઞાસુને ઉપયુક્ત થશે. જ્યારે આ પ્રકારે કર્મમાર્ગ—આચારમાર્ગ દુષ્ટ જ થઈ જાય ત્યારે પુનઃ શું કર્તવ્ય? એ આશઙ્કા થાય તો विवेकधैर्याश्रय ગ્રન્થની અનન્તર श्रीकृष्णाश्रय ગ્રન્થે શ્રીકૃષ્ણાશ્રય જ કર્તવ્ય છે એમ શ્રીમદાચાર્યચરણ જ ઉપદિશે છે, આશ્રયનું સ્વરૂપ સુસ્પષ્ટરીતિએ અનુભવાય તેથી એ ગ્રન્થનો અનુવાદ આ પ્રકરણમાં આપવામાં આવશે. શ્રીકૃષ્ણાશ્રય ગ્રન્થોપરિ શ્રીકલ્યાણરાયજીના વિવરણનો પણ ગુર્જરાનુવાદ આપ્યો છે. દેશ કાલ દ્રવ્ય મન્ત્ર કર્તા અને કર્મ એ ષટ્‌ની અશુદ્ધિ પણ કલિયુગમાં શ્રીકૃષ્ણાશ્રયે જ નિવૃત્ત થાય છે, તેથી પ્રથમ ષટ્ શ્લોકમાં શ્રીમદાચાર્યચરણે ઉપદિશ્યું કે શ્રીકૃષ્ણનો જ આશ્રય કર્તવ્ય છે અને ચતુર્વિધ પુરુષાર્થ પણ શ્રીકૃષ્ણાશ્રયમાં જ પર્યવસાન થઈ જાય છે તેથી સપ્તમથી દશમપર્યન્ત શ્લોકચતુષ્ટયે પણ શ્રીકૃષ્ણાશ્રયનું જ અવલમ્બન કરવું આ પ્રકારે ગ્રન્થનું પર્યવસાન શ્રીમદાચાર્યચરણે સ્વયં [illegible] જ આજ્ઞામાં ઉપદિશ્યું છે.

## श्रीकृष्णाश्रय.

વિવરણકર્તા શ્રીકલ્યાણરાયજી મઙ્ગલાચરણમાં કહે છે કે—જેમના લીલારસના સ્પર્શથી અન્ય આધિક્ય રહેતી નથી તે રાધાહૃદયાનન્દદાયક શ્રીકૃષ્ણનો આશ્રય હું કરું છું (૧) જેમની કૃપાદૃષ્ટિથી જન્તુ આનન્દથી ગોવિન્દને પ્રાપ્ત કરે છે તે નિજાચાર્યને હું ભક્તિએ અર્થસિદ્ધ્યર્થ અભિવન્દુ છું (૨)

४५. श्रुतेश्च ॥४॥

॥ सप्तममेकसूत्रं सहकार्यन्तराधिकरणम् ॥७॥

४६. सहकार्यन्तरविधिः पक्षेण तृतीयं तद्वतो विध्यादिवत् ॥१॥

॥अष्टमं चतुःसूत्रं गृहिणोपसंहाराधिकरणम् ।८॥

४७. कृत्स्नभावात्तु गृहिणोपसंहारः ॥१॥

४८. मौनवदितरेषामप्युपदेशात् ॥२॥

४९. अनाविष्कुर्वन्नन्वयात् ॥३॥

५०. ऐहिकमप्रस्तुतप्रतिबन्धे तद्दर्शनात् ॥४॥

॥नवममेकसूत्रमेवम्मुक्तिफलानियम इत्यधिकरणम् ॥९॥

५१. एवं मुक्तिफलानियमस्तदवस्थावधृतेस्तदवस्थावधृतेः ॥१॥

इति श्रीमत्कृष्णद्वैपायनविरचिततत्त्वसूत्रेषूपनिषदां विद्याजनकतारूपसाधनाख्ये तृतीयाध्याये कर्मोपसंहारो नाम चतुर्थःप्रकरणः ॥

## ॥ चतुर्थाध्यायः ॥

### ॥ प्रथमःप्रकरणः ॥

॥ प्रथमं द्विसूत्रमावृत्त्यधिकरणम् ॥१॥

१. आवृत्तिरसकृदुपदेशात् ॥१॥

२. लिङ्गाच्च ॥२॥

॥ द्वितीयं त्रिसूत्रमात्माधिकरणम् ॥२॥

३. आत्मेति तूपगच्छन्ति ग्राहयन्ति च ॥१॥

४. न प्रतीके न हि सः ॥२॥

५. ब्रह्मदृष्टिरुत्कर्षात् ॥३॥

॥ तृतीयं पञ्चसूत्रमादित्याद्यधिकरणम् ॥३॥

६. आदित्यादिमतयश्चाङ्ग उपपत्तेः ॥१॥

७. आसीनः सम्भवात् ॥२॥

८. ध्यानाच्च ॥३॥

९. अचलत्वं चापेक्ष्य ॥४॥

१०. स्मरन्ति च ॥५॥

॥ चतुर्थमेकसूत्रं यत्रैकाग्रताधिकरणम् ॥४॥

११. यत्रैकाग्रता तत्राविशेषात् ॥१॥

॥ पञ्चममेकसूत्रमाप्रायणाधिकरणम् ॥५॥

१२. आप्रायणात्तत्रापि हि दृष्टम् ॥१॥

॥ षष्ठं चतुःसूत्रं तदधिगमाधिकरणम् ॥६॥

१३. तदधिगम उत्तरपूर्वाघयोरश्लेषविनाशौ तद्व्यपदेशात् ॥१॥

---

४५. सूत्रमिदं न पठ्यते भास्कररामानुजनैम्बार्कमाध्वशैवैः ।

५०. 'ऐहिकमपि' इति शाङ्करपाठः । 'अप्रस्तुते' इति नैम्बार्कपाठः । 'ऐहिकमप्रस्तुतप्रतिबन्धे तद्दर्शनात्' इति भास्करपाठः ।

४. 'न प्रतीके न हि सः' इति शाङ्कररामानुजमाध्वशैवभैक्षवः पाठः । 'न प्रतीकेन हि सः' इत्येव भास्करपाठः ।

११. 'तत्राविशेषात्' इत्येव भास्करपाठः ।

१४. इतरस्याप्येवमसंश्लेषः पाते तु ॥२॥

१५. अनारब्धकार्ये एव तु पूर्वे तदवधेः॥३॥

१६. अग्निहोत्रादि तु तत्कार्यायैव तद्दर्शनात् ॥४॥

सप्तम त्रिसूत्रमतोन्याधिकरणम् ॥७॥

१७. अतोन्यापि ह्येकेषामुभयोः ॥१॥

१८. यदेव विद्ययेति हि ॥२॥

१९ भोगेन त्वितरे क्षपयित्वाथ सम्पद्यते ॥३॥

॥ इति श्रीमत्कृष्णद्वैपायनविरचिततत्त्वसूत्रेषु फलाख्ये चतुर्थेऽध्याये जीवतः फलविचारो नाम प्रथमश्चरणः ॥

## ॥ द्वितीयश्चरणः ॥

॥ प्रथम चतुःसूत्र वाङ्मनोधिकरणम् ॥१॥

१. वाङ् मनसि दर्शनाच्छब्दाच्च ॥१॥

२. अत एव सर्वाण्यनु ॥२॥

३. तन्मनः प्राण उत्तरात् ॥३॥

४. सोध्यक्षे तदुपगमादिभ्यः ॥४॥

॥ द्वितीय द्विसूत्र भूताधिकरणम् ॥२॥

५. भूतेषु तच्छ्रुतेः ॥१॥

६ नैकस्मिन् दर्शयतो हि ॥२॥

॥ तृतीय नवसूत्र समानाधिकरणम् ॥३॥

७. समाना चासृत्युपक्रमादमृतत्वं चानुपोष्य ॥१॥

८. तदापीतेः संसारव्यपदेशात् ॥२॥

९. सूक्ष्मं प्रमाणतश्च तथोपलब्धेः ॥३॥

१०. नोपमर्देनातः ॥४॥

११. अस्यैव चोपपत्तेरूष्मा ॥५॥

१२. प्रतिषेधादिति चेन्न शारीरात् ॥६॥

१३. स्पष्टो ह्येकेषाम् ॥७॥

१४. स्मर्यते च ॥८॥

१५. तानि परे तथा ह्याह ॥९॥

॥ चतुर्थमेकसूत्रमविभागाधिकरणम् ॥४॥

१६. अविभागो वचनात् ॥१॥

---

१६ 'तत्कार्यायैव' इत्येव भैक्षवः पाठ ।

१७. 'अतोन्यदपीति' इति माध्वः पाठः ।

१८. इदं सूत्रमुपेक्षितं भास्करेणानर्थकमिति ।

१९ अथरहित शाङ्करभास्करभैक्षवपाठः ।

२. 'अत एव च' इति शाङ्करभास्करमाध्वशैवपाठः ।

४. 'सोध्यक्षेण' इति शैवः पाठः ।

५. 'भूतेषु तच्छ्रुतेः' इत्येव भास्करपाठः । 'भूतेष्वतः' इति भैक्षवः पाठः ।

८ 'तदपीतेः' इति माध्वः पाठः ।

११. 'एष ऊष्मा' इति शाङ्करभास्करभैक्षवपाठः ।

१३. इदमन्तर्भावयन्ति पूर्वस्मिन् भास्कररामानुजनिम्बार्कशैवा ।

॥ पञ्चममेकसूत्रं तदोकोधिकरणम् ॥५॥

१७. तदोकोग्रज्वलनं तत्प्रकाशितद्वारो विद्यासामर्थ्यात्तच्छेषगत्यनुस्मृतियोगाच्च हार्दानुगृहीतः शताधिकया ॥१॥

॥ षष्ठमेकसूत्रं रश्म्यधिकरणम् ॥६॥

१८. रश्म्यनुसारी ॥१॥

॥ सप्तमं त्रिसूत्रं निश्यधिकरणम्[1] ॥७॥

१९. निशि नेति चेन्न सम्बन्धस्य यावद्देहभावित्वाद्दर्शयति च ॥१॥

२०. अतश्चायनेपि दक्षिणे ॥२॥

२१. योगिनः प्रति स्मर्यते स्मार्ते चैते ॥३॥

॥ इति श्रीमत्कृष्णद्वैपायनविरचितेषु तत्त्वसूत्रेषु फलाख्ये चतुर्थाध्याये म्रियमाणस्य फलविचारो नाम द्वितीयश्चरण ॥

## ॥ तृतीयश्चरणः ॥

॥ प्रथमं चतुःसूत्रमर्चिराद्यधिकरणम् ॥१॥

१. अर्चिरादिना तत्प्रथितेः ॥१॥

२. वायुमब्दादविशेषविशेषाभ्याम् ॥२॥

३. तडितोधि वरुणः सम्बन्धात् ॥३॥

४. वरुणाच्चाधीन्द्रप्रजापती ॥४॥

---

१९. 'सम्बन्धात्' इति पठित्वा यावद्देहसूत्रांश पृथक्सूत्रत्वेन पठन्ति माध्वा ।

२१. 'प्रति' इति शाङ्करभास्करभैक्षवपाठ ।

२. 'वायुशब्दात्' इति माध्वःपाठः ।

४. 'नव्यमपि सूत्रं केचन निवेशयन्ति' इत्यत्र 'वरुणाच्च' इत्यादि नितान्तस्फुरदेव श्रीवल्लभसूत्रमेव निदर्शनमिति ब्रह्मसूत्राणां बहुकर्तृकत्वं सिसाधयिषुर्यत् कश्चिदाह तदसदेव । श्रीवल्लभैर्नैवेदं सूत्रं नव्यं न्यवेशि । 'वरुणादधीन्द्रप्रजापती' इति शाङ्करभाष्ये, 'वरुणादुपरीन्द्रादिर्निवेशयितव्यः' इति रामानुजभाष्ये 'इन्द्रप्रजापती उक्तस्थानाद्वरुणादधि निवेशयितव्यौ' इति निम्बार्कभाष्ये, 'वरुणलोकात् प्रजापतिलोकमिति कौण्डिन्यश्रुतिः' इति माध्वभाष्ये, 'तदनन्तरमिन्द्रप्रजापतिलोकौ' इति शैवभाष्ये, 'तत इन्द्रस्ततः प्रजापतिः' इति भैक्षवभाष्ये चैतत्सूत्राक्षराणां स्फुटतमोपलम्भात् स्पष्टार्थत्वेनैव चास्य सूत्रस्य शाङ्करादिभिः 'स्थानान्तराभावात् पाठसामर्थ्याच्च' इत्येवम्भाष्यकरणाच्चेतिदिक् ॥

---

१ प्रदीपकाराधिकरणमहमहकारमतेनेदं षष्ठमेवाधिकरणम । भाष्यप्रकाशिकाकाररश्मिकारमतेन चेद सप्तममधिकरणम् ॥

द्वितीयं त्रिसूत्रमातिवाहिकाधिकरणम् ॥२॥
५. आतिवाहिकास्तल्लिङ्गात् ॥१॥
६ उभयव्यामोहात् तत्सिद्धेः ॥२॥
७. वैद्युतेनैव ततस्तच्छ्रुते. ॥३॥

तृतीयमष्टसूत्र कार्याधिकरणम ॥३॥
८. कार्यं वादरिरस्य गत्युपपत्तेः ॥१॥
९. विशेषितत्वाच्च ॥२॥
१०. सामीप्यात्तु तद्व्यपदेशः ॥३॥
११. कार्यात्यये तदध्यक्षेण सहातः पर-मभिधानात् ॥४॥
१२. स्मृतेश्च ॥५॥
१३ परं जैमिनिर्मुख्यत्वात् ॥६॥
१४. दर्शनाच्च ॥७॥
१५. न च कार्ये प्रतिपत्त्यभिसन्धिः ॥८॥

चतुर्थमेकसूत्रमप्रतीकाधिकरणम् ॥४॥
१६. अप्रतीकालम्बनान्नयतीति वादरा-यण उभयथा दोषात् तत्क्रतुश्च ॥१॥

पञ्चममेकसूत्र विशेषाधिकरणम् ॥५॥
१७. विशेषं च दर्शयति ॥१॥

इति श्रीमत्कृष्णद्वैपायनविरचितेषु तत्त्वसूत्रेषु फलाख्ये चतुर्थेऽध्याये गच्छत· फलविचारो नाम तृतीयश्चरण. ॥

## ॥ चतुर्थश्चरणः ॥

प्रथम चतुःसूत्र सम्पद्याविर्भावाधिकरणम् ॥१॥
१. सम्पद्याविर्भावः स्वेन शब्दात्॥१॥
२. मुक्त प्रतिज्ञानात् ॥२॥
३. आत्मा प्रकरणात् ॥३॥
४. अविभागेन दृष्टत्वात् ॥४॥

द्वितीयमष्टसूत्र ब्राह्माधिकरणम् ॥२॥
५. ब्राह्मेण जैमिनिरुपन्यासादिभ्य. ॥१॥
६. चिति तन्मात्रेण तदात्मकत्वादित्यौडु-लोमिः ॥२॥

---

५. 'आतिवाहिकः' इति माध्व पाठ ।

६ इदं सूत्र भास्कररामानुजनैम्बार्कशैवा न पठन्ति ।

१५. 'प्रत्यभिसन्धिः' इति रामानुजशैवपाठः ।

१६. 'उभयथादोषात्' इति शाङ्करभास्करभैक्षवपाठः । 'उभयथा च दोषात्' इति रामानुजमाध्वशैवपाठः ।

१ 'अविहाय' इति मा ्व पाठः ।

६. 'चितिमात्रेण' इति भास्करमाध्वशैवपाठ । 'तदात्मकत्वात्' इति च रामानुजनैम्बार्कमाध्वशैवभैक्षवःपाठ ।

## ॥ मतान्तरपाठसमेतो ब्रह्मसूत्रपाठः ॥

७ एवमप्युपन्यासात् पूर्वभावादविरोध बादरायण ॥ ३ ॥
८ सङ्कल्पादेव च तच्छ्रुते ॥ ४ ॥
९ अत एव चानन्याधिपति ॥ ५ ॥
१० अभाव बादरिराह ह्येवम् ॥ ६ ॥
११ भाव जैमिनिर्विकल्पामननात् ॥ ७ ॥
१२ द्वादशाहवदुभयविध बादरायणोत ॥ ८ ॥

**तृतीय द्विसूत्र तत्त्वभावाधिकरणम् ॥ ३ ॥**

१३ तत्त्वभावे सन्ध्यवदुपपत्ते ॥ १ ॥
१४ भावे जाग्रद्वत् ॥ २ ॥

**चतुर्थ द्विसूत्र प्रदीपाधिकरणम् ॥ ४ ॥**

१५ प्रदीपवदावेशस्तथा हि दर्शयति ॥ १ ॥
१६ स्वाप्ययसम्पत्त्योरन्यतरापेक्षमाविष्कृत हि ॥ २ ॥

**पञ्चमं षट्सूत्र जगद्व्यापाराधिकरणम् ॥ ५ ॥**

१७ जगद्व्यापारवर्ज प्रकरणादसंनिहितत्वाच्च ॥ १ ॥
१८ प्रत्यक्षोपदेशादिति चेन्नाधिकारिकमण्डलोक्ते ॥ २ ॥
१९ विकारावर्ति च तथा हि स्थितिमाह ॥ ३ ॥
२० दर्शयतश्चैव प्रत्यक्षानुमाने ॥ ४ ॥
२१ भोगमात्रसाम्यलिङ्गाच्च ॥ ५ ॥
२२ अनावृत्ति शब्दादनावृत्ति शब्दात् ॥ ६ ॥

**इति श्रीमत्कृष्णद्वैपायनविरचितेषु तत्त्वसूत्रेषु फलाख्ये चतुर्थेऽध्याये प्राप्तफलस्य फलविचारो नाम चतुर्थश्चरण ॥ ४ ॥**

---

८ 'एव तु' इति शाङ्करभास्करशैवभैक्षवपाठ । 'एव तच्छ्रुते' इति रामानुजनैम्बार्कपाठ ।
९ चकाररहितो भैक्षव पाठ ।
११ 'अविकल्पमननात्' इति भास्करपाठ ।
१३ 'तन्व वे' इति सर्वेप्येकदेशिन ।
१७ 'प्रकरणात्' इत्यादिसूत्राश पृथक्सूत्रत्वेन पठन्ति माध्वा ।
१८ 'नेति चेन्न' इति भास्करनैम्बार्कपाठ ।
१९ 'स्थितिम्' इत्यादिसूत्राशमुत्तरसूत्रेण योजयन्ति माध्वा । 'विकारान् वर्ति' इति भैक्षवपाठ ।
२१ 'साम्यम्' इति भास्करपाठ ।

## ॥ समाप्तानि श्रीमत्कृष्णद्वैपायनविरचितानि तत्त्वसूत्राणि ॥

૩ શ્રીનાથી વૈષ્ણવપરિષદ્ અને શ્રીપુરુષોત્તમસમ્પ્રદાય થયા પ્રયોગોમા કોઈ પરાગજી સુરજી જેવા ધનિકો ઉપસ્થિત કેમ થતા નથી? શુ ધનિકવર્ગ એમ સ્વીકારે છે કે ધીના સમન્વય વિના જ કેવલ શ્રીમાત્રે સમ્પ્રદાયનો ઉત્કર્ષ સુસિદ્ધ થઈ જશે? રવિવારે એકાદ કલાકનો પણ અવકાશ પ્રાપ્ત કરવાની જે શ્રીમાન્ પુષ્ટિમાર્ગીયોને સદિચ્છામાત્ર પણ થતી નથી તે ધનાઢ્ય વર્ગને શ્રીમદ્ વલ્લભાધીશ્વર જ સન્મતિનુ દાન કરે.

* * * * * *

૪ પુના વૈષ્ણવમંડલમા વે સાગાણીએ પરિવેષ્ટાએ અને આ માસિકના તન્ત્રીએ યથાક્રમ 'ધર્મની પરિસ્થિતિ' 'બાલબોધ' અને 'શ્રીમદ્વલ્લભાચાર્યજીનો ઉપદેશ' વિષે વ્યાખ્યાન આપ્યા છતાં આ મણ્ડલમા અદ્યાવધિ થયલા એક પણ વ્યાખ્યાનને પ્રસંગે શ્રીબાલકૃષ્ણજીના મન્દિરમાથી મુખ્ય પરિચારકાદિ એક પણ વ્યક્તિ ઉપસ્થિત થઈ નથી! પ્રાતઃકાળે મઙ્ગલાના દર્શનકર્તા શ્રદ્ધાવાન્ વર્ગને અન્ધશ્રદ્ધામા જ રાખવાની તેમની ઇચ્છા છે? શ્રદ્ધાવાન પણ વૈષ્ણવ ભગવદ્વિદ્યા પ્રાપ્ત કરે એ પણ રુચતુ નથી? બુદ્ધિયોગની વૃદ્ધિ થતા મન્દિરોની સુધારણા પ્રાપ્ત થશે જ એમ ભીતિ છે?

* * * * * *

૫ શ્રીમદાચાર્યચરણના તત્ત્વદીપનિબન્ધના 'સર્વનિર્ણય'નો અનુવાદ કરાવવાને વૈષ્ણવપરિષદે રૂા ૭૫૦) વિનિયોજવાનો નિશ્ચય કર્યો છે, અને મગનલાલ શાસ્ત્રીએ તે કાર્ય નિઃશુલ્ક જ કરી આપવાની પણ પ્રતિજ્ઞા કરી છે

* * * * * *

૬ સમ્પ્રદાયના કેટલાક અગ્રગણ્ય શ્રીમદ્ગોસ્વામીઓનુ વ્રજમા સમ્મેલન થયુ છે શ્રીયમુનાજી અને શ્રીગિરિરાજજી એ મહાનુભાવીઓની સન્મતિને પ્રાચીનમાર્ગે પ્રેરે

* * * * * *

૭ વે તેલીવાલાને કકરપલ્લીમાથી રશ્મિનો અમુક ત્રુટિત ભાગ પણ પ્રાપ્ત થઈ ગયો છે

---

## ॥ वेदस्तुतिशुद्धिः ॥

| पत्रम् । | | पङ्क्तिः । | शुद्धम् । |
|---|---|---|---|
| १. | ८ | २१. | मत्तदुष्टतया । |
| २ | १० | ११. | 'सुरवे । |
| ३. | १२ | १० | अनघ० । |



॥ श्रीकृष्णाय नम ॥

॥ श्रीगोपीजनवल्लभाय नम ॥

॥ श्रीमदाचार्यचरणकमलेभ्यो नम ॥

क्वेमा स्त्रियो वनचरीर्व्यभिचारदुष्टा कृष्णे क्व चैष परमात्मनि रूढभाव'।
नन्वीश्वरोऽनुभजतोऽविदुषोऽपि साक्षाच्छ्रेयस्तनोत्यगदराज इवोपयुक्त ॥

# पुष्टिसुधा


पुस्तक पञ्चम { संवत् १९८२ मार्गशीर्ष शुक्ल १५ } तृतीयाङ्क


## ॥ विषयानुक्रमणिका ॥




परिनेष्टा

वे शा स मगनलाल गणपतिराम शास्त्री
એમ એ, બિ ઇ એસ્, એસ્ ટિ સિ,
એમ્ આર્ એ એમ્ (બ્રા) પુના મિટિ

मुद्रक

ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયક
શ્રી 'અનાવિલ બન્ધુ' પ્રિ પ્રેસ
બગનપુરી ભાગોળ, સુરત

तन्त्री

ગોવિંદલાલ હરિગોવિંદ ભટ્ટ એમ્ એ
વડોદરા

प्रकाशकतन्त्री

ઉજમશી બાપુજી કાપડીઆ બી એ
"પુષ્ટિસુધા" કાર્યાલય ધંધુકા

વાર્ષિક ન્યોછાવર રૂ ૨-૪-૦

પ્રત્યેક અંકના ૦-૪-૦

# ॥ दशदिगन्तविजयी श्रीमद्गोस्वामि-पुरुषोत्तमजी ॥



શ્રીમદ્વલ્લભસમ્પ્રદાયના એક પ્રખર વિદ્વાન્ ગોસ્વામી દશદિગન્તવિજયી શ્રીપુરુષોત્તમજીમહારાજનો પ્રાકટ્યોત્સવ ગયા શનિવારે હોવાથી તે ઉત્સવ ઉજવવાને એક મોટી જાહેર સભા, વૈષ્ણવ-પરિષદ્‌ના કાર્યવાહક મણ્ડળ તરફથી અત્રેના માધવબાગમા સાંજના ૭ કલાકે પૂનાની દક્ષિણ કૉલેજના સંસ્કૃત વ્યાખ્યાતા મગનલાલ ગણપતિરામ શાસ્ત્રી એમ. એ.ના પ્રમુખપણા નીચે મળી હતી જે વેળાએ મોટામન્દિરવાળા ગોસ્વામિશ્રીમદ્ગોકુલનાથજીમહારાજ અને ચિ. શ્રીદીક્ષિતજી ઉપરાંત વૈષ્ણવ સ્ત્રીપુરુષો અને અન્ય વિદ્વાનો પણ મોટી સંખ્યામા ઉપસ્થિત થયા હતા.

આ ઉત્સવ મુંબાઈમા પહેલવહેલો જાહેર રીતે ઉજવવામા આવેલો હોવાથી તેના નિમિત્તે તે સમ્પ્રદાયના હસ્તલિખિત અને છપાયલા ગ્રન્થોનું પણ એક પ્રદર્શન—જે પ્રસંગ પણ આ સમ્પ્રદાયના ઇતિહાસમા પ્રથમ વાર જ બન્યો છે—ઉક્ત સ્થળે ગોઠવવામા આવ્યુ હતુ, અને તેમા અત્રેના મોટા મન્દિરમા શ્રીનાથમાતાના મન્દિરમા અને અન્ય વૈષ્ણવો પાસે જે જે હસ્તલિખિત ગ્રન્થો મળી શક્યા તેનુ ત્યા એક સારુ સઙ્ગ્રહસ્થાન ગોઠવાયુ હતુ, જેથી સમ્પ્રદાય સાહિત્યસામગ્રીના પણ પત્તા ન રહે તે માટે આચાર્યશ્રીથી માંડીને તેમના વંશજોએ અને અન્ય સામ્પ્રદાયિક વિદ્વાનોએ પણ તેને સમૃદ્ધ બનાવવાને બહુ શ્રમ વેઠેલો સ્પષ્ટ જણાતો હતો. ત્યારે હવે તો તે ગ્રન્થો જેમની જેમની માલીકીમા છે તેનો પવિત્ર ધર્મ આ જ રહ્યો કે તેને વધુવાર સબડવા નહિ દેતા તેનો લાભ સત્વર સહુને મળે તેવો પ્રબન્ધ કરવો. પ્રદર્શનમા શ્રીનાથજી ઉપરાંત આચાર્યશ્રીના અને અન્ય વિદ્વાન્ ગોસ્વામિમહારાજોના પણ ચિત્રજી મૂકવામા આવ્યા હતા, જેમા ખાસ કરીને તે દિને જેમનો પ્રાકટ્યોત્સવ હતો, તે શ્રીપુરુષોત્તમજીમહારાજની આ પ્રસંગને માટે ખાસ એન્લાર્જ કરવામા આવેલી છબી સહુનુ ધ્યાન ખેંચી રહી હતી. આ પ્રદર્શન ખુલ્લુ મેલવાની શુભ ક્રિયા મોટામન્દિરવાળા શ્રીમદ્ગોસ્વામી શ્રીગોકુલનાથજીમહારાજદ્વારા થનાર હોવાથી ત્યા શાસ્ત્રીના પ્રમુખપણા નીચે સભા મળવા પૂર્વે તર્થ એક બીજો મેળાવડો કરવામા આવ્યો હતો, તે પ્રસંગે ઉક્ત પ્રદર્શન ખુલ્લુ મેલતાં શ્રીમદ્ગોકુલનાથજીમહારાજે એક મનનીય ભાષણ કર્યું હતુ.

સાંજના ૫-૩૦ કલાકે શ્રીગોકુલનાથજીમહારાજ લાલબાવા શ્રીગિરિધરલાલજી તથા શ્રી દીક્ષિતજી સાથે પધારતા ત્યા તેમને ખાતે જે એક સભા ભરવામા આવી હતી, તેના પ્રારમ્ભમા વૈષ્ણવ પરિષદ્‌ના કાર્યવાહક મન્ત્રી વૈ. વિક્રમદાસ ચક્રવાળાએ તે દિવસના મેળાવડાનો હેતુ સમજાવ્યા પછી તેમણે શ્રીગોકુલનાથજીમહારાજને ઉક્ત પ્રદર્શન ખુલ્લુ મેલવાની વિજ્ઞપ્તિ કરી હતી.

### શ્રીગોકુલનાથજીમહારાજનુ વિવેચન

પ્રદર્શન ખુલ્લુ મેલતા શ્રીગોકુલનાથજીમહારાજે હિન્દી ભાષામા જણાવ્યુ હતુ કે આજે અહિં હસ્તલિખિત અને મુદ્રિત સામ્પ્રદાયિક ગ્રન્થોનુ જે પ્રદર્શન ભરવામા આવ્યુ છે તે ઉપરથી તમે જોઈ શકશો કે આ સમ્પ્રદાયમા પ્રચારકાર્ય પહેલેથી જ થતુ હતુ, જો કે તે હાલની અત્યારની રીતે થતુ ન હતુ. આ પહેલા મોટે ભાગે પ્રવચનોદ્વારા પ્રચારકાર્ય થતુ હતુ. આ માટે આ સમ્પ્રદાયના વિદ્વાન્ ગોસ્વામીઓ પર્યટન કરતા હતા. અત્રે આ જાણવુ જોઈએ કે તે સમયમા પર્યટનને

માટે આજના જેટલી રેલ્વે વગેરે વાહનોની અનુકૂલતા ન હતી, અને તેથી સમ્પ્રદાયની પ્રગતિને અર્થે પાદપર્યટન પ્રયત્નો કરવામા આવ્યા હતા મહાપરિશ્રમે ગુજરાત કાઠીઆવાડ કચ્છ મારવાડ ઉત્તરહિંદ બગાલ મહારાષ્ટ્ર અને છેક લક્ષ્ઁકાપર્યન્ત આ સમ્પ્રદાયની પ્રવૃત્તિ જોવામા આવે છે તે સર્વે વિદ્યા પ્રતિ તેમની સુરુચિનો સાક્ષાત્કાર કરાવે છે **આ પછી વિદ્યાપરની દૃષ્ટિ કમી થઈ, અને અધ્યયન અને અધ્યાપન ન રહ્યા** અધ્યયન અને અધ્યાપન નષ્ટ થયા એવુ અમારુ કહેવુ નથી પણ તે નષ્ટપ્રાય તો થયા જ, એટલે બાહ્ય લોકો એમ માનવા લાગ્યા કે આ સમ્પ્રદાયમા ૮૪ અને ૨૫૨ વૈષ્ણવોની વાર્તાઓનુ અને તેનુ જ સાહિત્ય છે, પણ જેને આકર ગ્રન્થો કહે છે તેનુ સાહિત્ય નથી. આપણે ત્યાં **દ્રવ્ય સમય કે વિદ્વાનોની ખોટ નથી,** છતા અમારે આ કહેવુ જોઇએ કે આપણા ત્યાંના ગ્રન્થોનુ જેટલુ જલદીથી થવુ જોઇએ તેટલુ મુદ્રણ થતુ નથી આપણે આપણા ગ્રન્થો જે સંસ્કૃતમા છે તે તે **ભાષામા જ પ્રકટ કરી સન્તોષ માનવાનો નથી** પણ તેના **અનુવાદો પણ પ્રકટ કરવા જોઇએ** તે અનુવાદો પણ માત્ર ગુજરાતીમા કે હિંદીમા જ નહિ, પરન્તુ યૂરપ અમેરિકા જાપાન વગેરે **દેશમા જ્યાં જ્યાં મોટી યુનિવર્સિટિઓ હોય તે તે દેશની ભાષાઓમા પણ આપણા ગ્રન્થોના અનુવાદ પ્રસિદ્ધ કરવા જોઇએ** ઉપરાત **આ દેશની** પણ તેલુગુ તામિલ વગેરે ભાષાઓમા પણ અનુવાદ કરવા જોઇએ કે જેથી તત્ત્વજ્ઞાનના શોખીનો આપણો સિદ્ધાન્ત શુ છે તે જાણતા થાય તે ગ્રન્થો સાથે **પ્રસ્તાવનાદ્વારા** આપણે તે ગ્રન્થોના કર્તાઓનો પણ પરિચય કરાવવો જોઇએ આ સમ્બન્ધમા આપણે ત્યા જેટલુ આદર અને અનવધાનતા છે એટલુ બાધક છે આ દિશામા અત્યારપર્યન્ત આપણે જે સફલતા પ્રાપ્ત કરી છે તે નહિ જેવી છે હમણા ૭-૮ **વર્ષમા આપણે ત્યાં પ્રવૃત્તિની શરૂઆત થઈ છે તેને અંગે મુંબાઈ યુનિવર્સિટિમાં એમ એ મા બ્રહ્મસૂત્ર ઉપરના આપણા** આચાર્યચરણના "**અણુભાષ્ય**"ના અધ્યાપનનો **પ્રબન્ધ થયો છે** અને સાભળવા મુજબ આવતા વર્ષથી શ્રીપુરુષોત્તમજીના ભાષ્યપ્રકાશ તથા શુદ્ધાદ્વૈતમાર્તણ્ડ તેમ જ ભક્તિસૂત્રના અભ્યાસ માટેનો પણ ત્યાં પ્રબન્ધ કરાયો છે તો એ કાર્યમાં જે અનુકૂલતા થય છે તેને ભગવદિચ્છા ગણીને આપણે હવે સચેત થવાની જરૂર છે આપણે ત્યા સાહિત્યની વિપુલતા છે કયુ પુસ્તક ઉત્તમ અને કયુ નહિ, તેની અમો સરખામણી કરવા ચાહતા નથી બધાએ ગ્રન્થો ઉત્તમ છે, પણ કેટલાક કેવલ સામ્પ્રદાયિક છે અને અસામ્પ્રદાયિકોને તે ઓછા ઉપયોગી છે જેઓ સરલ હૃદયના હોઈ બીજા સાહિત્ય અને તત્ત્વજ્ઞાનને સરખાવવા ઇચ્છે છે તેમને સરખામણીની મદદ માટે આપણા આકર ગ્રન્થોની પ્રસિદ્ધિની બહુ જરૂર છે, અને તેથી તેનો પ્રચાર થવો ઘટે છે આજના પ્રદર્શનનો આ જ હેતુ છે કે આપણે ત્યાના આકર ગ્રન્થોની સહુને માહિતી થાય તેવા ગ્રન્થોની કિમ્મત પ્રેમી વિદ્વાનો જ કરી શકે આપણે ત્યા સરુ મકાન બધાવ્યુ હોય તો સહુને દેખાડવાની મરજી થાય તેમ આપણને આ બધા આ ગ્રન્થો તેવા વિદ્વાનોને દેખાડવા આનન્દ થાય છે સંસ્કૃતના જાણકાર **અભ્યાસીઓને આપણે આપણુ સંસ્કૃત સાહિત્ય દેખાડી દાવા સાથે કહી શકીએ અને ભલામણ કરીએ કે તેનુ અવલોકન** કરો. શાકવાળા કે ધમણવાળા કાંઇ ઝવેરાતનુ મૂલ્ય કરી શકતા નથી, તે તો ઝવેરી જ કરી શકે છે અહિના પ્રદર્શનમાં અમુદ્રિત તો ઠીક પણ સર્વે મુદ્રિત ગ્રન્થો પણ ફક્ત બે જ દિવસમા આ પ્રદર્શન ભરવાનુ થવાથી એકઠા કરી શકાયા નથી વૈ ત્રિકમદાસે એ માટે અમિત શ્રમ કર્યો છે, તેમ કરીને એમણે આચાર્યશ્રીની સેવા જ કરી છે તેવાઓને પણ ધન્યવાદો આપીને તેમનુ હૃદય દુખવવા ચહાતો નથી

બાદ શ્રીગોકુલનાથમહારાજ વગેરેએ પ્રદર્શન નિરીક્ષી તે ખુલ્લુ મકાયનુ જાહેર કર્યુ હતુ '

## પ્રાકટ્યોત્સવ નિમિત્તેની સભા

આ પછી સાંજના ૬-૩૦ વાગે શ્રીપુરુષોત્તમજીમહારાજના પ્રાકટ્યોત્સવ નિમિત્તેની સભા ત્યાં જ મળી હતી રા બ સુન્દરદાસ નારાયણદાસ સોલિસિટરની દરખાસ્ત અને રા જમનાદાસ કાનજીના ટેકા સાથે સભાનુ પ્રમુખસ્થાન વ્યાખ્યાના મગનલાલ શાસ્ત્રીએ લીધુ હતુ

વૈ મૂલચન્દ્ર તુલસીદાસ તેલીવાલા બી૦ એ૦, એલ૦ એલ૦ બી૦એ-જેમણે મુંબાઈ યુનિવર્સિટિનુ ઝાલાવેદાન્તતપારિતોષિક મેળવ્યુ છે તેમણે-દશદિગન્તવિજયી શ્રીપુરુષોત્તમજીમહારાજના જીવનચરિત્રાદિ ઉપર ઇંગ્રેજીમા વ્યાખ્યાન કર્યું હતુ, જેનો અનુવાદ નીચે પ્રકારે છે

### વૈ મૂલચન્દ્ર તેલીવાલાના ઇંગ્રેજી ભાષણનો અનુવાદ

વૈ મૂલચન્દ્ર તેલીવાલાએ મઙ્ગલાચરણ કર્યા બાદ જણાવ્યુ કે આજના ભાષણનો વિષય શ્રીમદ્ગોસ્વામી શ્રીપુરુષોત્તમજીમહારાજનુ જીવનચરિત્ર છે, પણ તે વિષય ઉપર આવતા પહેલા તેઓ જે વંશમા પ્રાદુર્ભાવ પામ્યા તે વંશનો કાંઇક ખ્યાલ આપવો ઉચિત ગણીને તે અત્ર પ્રથમ આપુ છુ

### શ્રીવલ્લભાચાર્યજી

શ્રીપુરુષોત્તમજીમહારાજ આ પુષ્ટિસમ્પ્રદાયના સ્થાપક શ્રીવલ્લભાચાર્યજી, જેઓ અદ્વિતીય સમર્થ આચાર્ય હતા, તેમનાથી સાતમી પેઢીએ થયા હતા વૈષ્ણવો વલ્લભાખ્યાનનો પાઠ નિત્ય કરે છે, એ ગ્રન્થના બીજા ધોળમા બહુ ટુંકામા શ્રીમહાપ્રભુજીનુ જીવનચરિત્ર આપેલુ છે એ ધોળમા જણાવ્યા અનુસાર વિદ્યાનગરના રાજા કૃષ્ણદેવે શ્રીવલ્લભાચાર્યજીને કનકાભિષેક કરીને ભારતવર્ષના તે સમયના મુખ્ય આચાર્યશ્રીનુ પદ સમર્પ્યુ, તે સમયથી આચાર્યશ્રી ભારતવર્ષના પ્રસિદ્ધ આચાર્ય તરીકે ગણાયા, અને ત્યારથી આપશ્રીએ નિજ માર્ગનો પ્રચાર પોતાના ઉપદેશથી દેશના વિવિધ ભાગોમા કરવા માંડ્યો કૃષ્ણદેવરાજાનો આપશ્રી સાથેનો સમ્બન્ધ શ્રીમહાપ્રભુજીએ શ્રીમદ્ભાગવત ઉપર લખેલી શ્રીસુબોધિનીનામની ટીકાના પ્રથમ સ્કન્ધના મઙ્ગલાચરણના પ્રથમ શ્લોકમા " वन्दे श्रीकृष्णदेवं" શબ્દોએ સ્તવ્યાથી સત્ય થાતુ હું માનુ છુ, તે ઉપરાન્ત સાંપ્રદાયિકના હાથમા મળી આવેલા 'વ્યાસરાજચરિત' નામના ગ્રન્થમા પણ શ્રીવલ્લભાચાર્યજીને કૃષ્ણદેવ રાજાએ વ્યાસતીર્થના પ્રમુખપણા હેઠળ સમ્માન આપ્યાનુ જણાવ્યુ છે આ શ્રીમહાપ્રભુજીને-શ્રીવલ્લભાચાર્યજીને-સંસારની પ્રવૃત્તિઓમા ચિત્ત જ ન હતુ અને તેથી અડેલમા બિરાજીને અનેક ગ્રન્થો લખીને વૈષ્ણવોને સદુપદેશ આપીને શ્રીગિરિરાજની ટેકરી ઉપર શ્રીગોવર્ધનનાથજીનુ મન્દિર સ્થાપીને સ્નેહપ્રધાન સેવામાર્ગ શ્રીમદાચાર્યચરણે પ્રકટ કર્યો.

### શ્રીવિઠ્ઠલનાથજી

શ્રીમહાપ્રભુજી પછી તેમના દ્વિતીયપુત્ર શ્રીવિઠ્ઠલનાથજી થયા તેઓ સં ૧૬૨૦ સુધી અડેલમા બિરાજ્યા, પરન્તુ ત્યારપછી પોતે શ્રીગોકુલમા જઈ રહેવા લાગ્યા તે સમયે તેઓ મોગલ શહેનશાહ અકબરના સમ્બન્ધમા આવ્યા, અને પોતાની વિદ્યાનો ભગવદ્ભાવનો અને સદાચરણનો પ્રભાવ તેની ઉપર પાડ્યો, જેના સુપરિણામે અકબરે શ્રીવિઠ્ઠલનાથજીને ગોકુલ અને પતિપુરા ગામો ભેટ કર્યા આ વાત ખાલી_ગપ નથી અકબરે શ્રીવિઠ્ઠલનાથજીને આપેલી સનદોમા આ વાત સ્પષ્ટ કરેલી છે એ સનદો શ્રીનાથદ્વારાના શ્રીમાન્ તિલકાયિતમહારાજશ્રીની પાસે છે, અને તે થોડા વખતમા અમે છપાવીને પ્રસિદ્ધ કરનાર છીએ

## મહારાજો "ગોસ્વામી" ક્યારથી કહેવાયા ?

અત્રે આ સાથે હુ એક બીજી વાત ઉપર તમારુ ધ્યાન ખેચીશ તે એ છે કે અકબરે આપેલી શરુઆતની સનદોમા શ્રીવિઠ્ઠલનાથજીને "વિપ્ર" અથવા તો "શ્રીદીક્ષિત શ્રીવિઠ્ઠલરાય" એમ સમ્બોધ્યા છે, પણ જ્યારથી તે સનદોદ્વારા તેમણે તેઓશ્રીની ગાયો ગમે તે જગાએ અને રાજગોચર જમીનપર પણ ચરવા દેવાનો પરવાનો આપ્યો, ત્યારથી તે પછીની સનદોમા શ્રીવિઠ્ઠલનાથજીને 'ગોસ્વામી' તરીકે સમ્બોધ્યા છે, અને આ સમ્પ્રદાયમા આચાર્ય તો માત્ર શ્રીવલ્લભાચાર્યજી જ છે, તેથી શ્રીગુસાઇજી શ્રીવિઠ્ઠલનાથજીથી માડીને અત્યાર સુધીના તેમના સર્વ વંશજો 'ગોસ્વામી"ના નામથી જ ઓળખાય છે

## શ્રીપુરુષોત્તમજીમહારાજ

દશદિગન્તવિજયી શ્રીપુરુષોત્તમજીમહારાજ—કે જેમનો પ્રાકટ્યોત્સવ અહિ ઉજવીએ છીએ તેઓશ્રી—શ્રીગુસાઇજીના તૃતીય લાલજી શ્રીબાલકૃષ્ણજીના વંશમા ચોથી પેઢીએ થયા છે આપશ્રીનો પ્રાદુર્ભાવ કેટલાકોના મત મુજબ સંવત્ ૧૭૧૪મા અને બીજાઓના મત મુજબ ૧૭૨૪મા ભાદરવા સુદ ૧૧ ને દિવસે શ્રીગોકુલમા થયો હતો આ સમ્બન્ધમા બાબુ ત્રિકમદાસે "પુષ્ટિભક્તિસુધા" માસિકના પઞ્ચમ વર્ષના તૃતીય અઙ્કમાથી શ્રીપુરુષોત્તમજીના વિષયમા મારો લખેલો લેખ આજે જ પહેલા આજની સભામા અત્રે વાચી ગયા છે, એટલે તે સમ્બધમા હુ તે વાતો ફરી કહેતો નથી, પરન્તુ તે લેખ લખ્યા પછી જે કેટલીક નવી બીનાઓ તેઓશ્રીના સમ્બન્ધમા મારા જાણવામા આવી છે તે અહિ જણાવીશ તે લેખમા મે સં ૧૮૨૦મા તેમને કાશીસ્થ વેણીભટ્ટ જોડે શાસ્ત્રાર્થ થયો એમ જણાવ્યુ છે અને તે આધારે શ્રીપુરુષોત્તમજી ભૂતલ ઉપર ૯૬ વર્ષ બિરાજ્યા એમ મે ત્યારે અનુમાન કર્યું હતુ, પરન્તુ સુરતના શ્રીબાલકૃષ્ણજીના મન્દિરમા આપશ્રીએ સંવત્ ૧૭૮૭મા કરેલુ દાનપત્ર મળી આવ્યુ છે, અને "વેણુનાદ" માસિકમા એ દાનપત્ર છપાયુ પણ છે, તે પત્ર કોર્ટમા રજુ પણ થયલુ હતુ, એ દાનપત્રના આધારે શ્રીપુરુષોત્તમજી ૧૭૮૭ પછી ઝાઝુ બિરાજ્યા હોય એમ મને લાગતુ નથી, એટલે કે બહુ તો તેઓ ૬૦ વર્ષ ભૂતલપર બિરાજ્યા

## શ્રીપુરુષોત્તમજીનો વિદ્યાભ્યાસ

સમ્પ્રદાયની ગાથાઓ શ્રીપુરુષોત્તમજીને અગાધ જ્ઞાન અલૌકિક રીતે પ્રભુ તરફથી પ્રાપ્ત થવાનુ આપણને જણાવે છે, પરન્તુ શ્રીપુરુષોત્તમજીએ પોતાનો સમય મોજશોખમા નહિ ગુમાવતા વિદ્યા પ્રાપ્તિને માટે બહુ ભારે શ્રમ લીધેલો જણાય છે 'પ્રકાશ'ના મઙ્ગલાચરણમા 'મ લોકેશો નિબદ્ધ' ઇત્યાદિ શબ્દોથી પોતે લૌકિક રીતે પ્રાપ્ત થયલા જ્ઞાનનો પ્રકાર દર્શાવે છે પુરુષોત્તમજીના ઉપર બે ગોસ્વામીઓનો ઉપકાર થયલો દીસે છે એક એમના ગુરુ શ્રીકલ્યાણરાયજીમહારાજનો અને બીજા એમના કાકા શ્રીવ્રજરાજજીમહારાજનો શ્રીવ્રજરાજજીદ્વારા શ્રીપુરુષોત્તમજીને શ્રીબાલકૃષ્ણજીના સ્વરૂપની પ્રાપ્તિ થઈ શ્રીવ્રજરાજજી સમ્પ્રદાયમા એક પ્રતાપી બાલક થયા, પરન્તુ એમની વિદ્યાસમ્પત્તિમા અને સર્વમાન્ય વિચારશૈલીમા કારણભૂત તો એમના દાદાકાકા અને ગુરુ શ્રીકલ્યાણરાયજી જ છે શ્રીપુરુષોત્તમજીએ પોતાના પિતાના અને દાદાના નામથી પણ ગ્રન્થો યોજ્યા છે, અને આથી મારુ એવુ માનવુ હતુ કે શ્રીકલ્યાણરાયજીની 'ભાવપ્રકાશિકા' વૃત્તિ પણ શ્રીપુરુષોત્તમજીએ પોતાના ગુરુના નામથી યોજી હશે આ માન્યતાને મારી પાસેની પ્રતિમા લખાયલા 'ઇયં વૃત્તિર્ગોસ્વામિપુરુષોત્તમેન સ્વગુરુનામ્ના કૃતેતિ શ્રુતમ્' શબ્દોથી કાઇ સમર્થન

કરી લેતા આ પ્રથમ નકલોમાં શ્રીપુરુષોત્તમજીના પાછળથી શોધ કરેલા સુધારાવધારા આવતા નહિ અને તેને લીધે પાઠભેદ પ્રચલિત થતા શ્રીપુરુષોત્તમજીએ પાછળથી શોધીને જે ભાગ ઉમેર્યો હોય તે પહેલા લેખ ઉપરથી થયેલી નકલમાં ન હોય એ સ્વાભાવિક છે, તેમ જ શ્રીપુરુષોત્તમજીનો પાછળથી ઉમેરેલો ભાગ જો કે કોઈક વખતે તેના પૂર્વ ભાગ સાથે બંધ બેસતો ન હોય તથાપિ તે પણ તેટલો જ પ્રામાણિક છે આ ઉપરથી ચોક્કસ ભાગો ક્ષેપક હોવાની પાશ્ચાત્ય લેખકોની સૂચના સાવધાનતાથી સ્વીકારવી જોઈએ શ્રીપુરુષોત્તમજીનો ભાષાનો પરિચય પણ તેવો જ ગાઢ હતો સમ્પ્રદાયની શ્રીમહાપ્રભુજી શ્રીગુસાંઈજી અને શ્રીગોકુલનાથજીની ભાષાઓમાં જે તારતમ્ય હતું તે બહુ સ્પષ્ટ રીતે જોઈ શકતા, અને તેના બને સમ્પ્રદાયમાં શો વિવેક સિદ્ધ થયો શ્રીપુરુષોત્તમજીની લેખનપદ્ધતિ સર્વમાન્ય છે સમ્પ્રદાયના અને સમ્પ્રદાયની બહારના એ પણ એમનું કથન સરલતાથી સ્વીકારેછે જે શ્રીહરિરાયજી વગેરેની છે પ્રમેયપદ્ધતિ તેનો આદર આપ ક્વચિદ્ જ કરે છે

## પ્રતાપી વંશ

દુન્યામાં ભાગ્યે જ એવો કોઈ વંશ હશે કે જેની સરખામણી શ્રીવલ્લભકુલ સાથે કરી શકાય શ્રીમહાપ્રભુજીએ અણુભાષ્યના ૨॥ અધ્યાય લખ્યા અને ભાષ્યનો બાકીનો ૧॥ અધ્યાય શ્રીગુસાંઈજીએ લખ્યો, અને સમ્પૂર્ણ બ્રહ્મસૂત્રનું ભાષ્ય પ્રકટ કર્યું બાણના પુત્રે બાણની કાદમ્બરી પૂર્ણ કરી તો તેના તે લૌકિક કાર્યના વખાણ સૌ કરે છે આ તો પુત્રે પિતાશ્રીનો અપૂર્ણ રહેલો શાસ્ત્રીય ગ્રન્થ પિતાના જ દૃષ્ટિબિન્દુથી પૂર્ણ કર્યો એટલું જ નહિ પરન્તુ પિતાની શાસ્ત્રીય દૃષ્ટિ પણ એવી સુન્દર રીતે સાચવી રાખી કે પિતા પોતાના અપૂર્ણ ભાગનું શ્રીગુસાંઈજીએ કરેલું ભાષ્ય સ્વયં જુએ તો પોતે પુત્રને સહજ ધન્યવાદ આપ્યા વિના રહે નહિ શ્રીગુસાંઈજી પછી થયેલા તેમના સાતે બાળક વિદ્વાન્ હતા તેમાં ચતુર્થ શ્રીગોકુલેશ થયા, તેમણે ચિદ્રૂપ જેવા સંન્યાસીનું જહાંગીર પાસે નાશ્ય માનભંગ કરાવી સામ્પ્રદાયિક તિલકમાળાનું રક્ષણ મરણપર્યન્ત જઈને કર્યું શ્રીગોકુલેશ પછી શ્રીકલ્યાણરાયજી અને શ્રીદેવકીનન્દનજી થયા, જેમના લેખો પણ તેવા જ પ્રતિભાવન્ત છે શ્રીકલ્યાણરાયજી પછી શ્રીહરિરાયજી થયા આ પ્રમેયની મૂર્તિ ભૂતલપર ૧૨૦ વર્ષ બિરાજી શુદ્ધ ચારિત્ર વિના નિર્મલ જીવન વિના—આટલું દીર્ઘ આયુષ્ય લૌકિક રીતે વિચારતા મળવું નથી શ્રીહરિરાયજીની ૮૨ વર્ષની વયે લખેલો ગ્રન્થ મારી પાસે છે, અને તેના અક્ષર આપ જોશો તો માલૂમ પડશે કે તે અક્ષરોમાં ઘડપણનું ચિહ્ન-ધ્રુજારાપણું-બિલકુલ નથી શ્રીહરિરાયજી પછી શ્રીપુરુષોત્તમજી અને તેમની પછી પોતાને પૂર્ણવેત્તા તરીકે ઓળખાવનાર 'શુદ્ધિકાર યોગી શ્રીગોપેશ્વરજી થયા યોગી ગોપેશ્વરજી શ્રીહરિરાયજીના ગૃહમાં થયા, એટલે પ્રમેયપદ્ધતિ એમને વારસામાં મળી હતી, અને પોતે શ્રીપુરુષોત્તમજીના ગ્રન્થોના અભ્યાસી પણ થયા, આથી એમના ગ્રન્થોમાં પ્રમાણ અને પ્રમેય એ બન્ને પદ્ધતિના મિશ્રણનો પ્રયત્ન જોવામાં આવે છે આ શ્રીગોપેશ્વરજીના બે ગોસ્વામી શિષ્ય થયા, આમાના એક કાશીવાળા શ્રીગિરિધરજી—જેમણે અણુભાષ્યનું " વિવરણ " કર્યું અને વિદ્વન્મણ્ડનની " હરિતોષિણી " ટીકા તેમ જ "શ્રુતિરહસ્યાદિ" ગ્રન્થો લખ્યા છે—અને દ્વિતીય દ્વારકેશજી, જેમણે ષોડશ ગ્રન્થની ટીકા લખી છે ઉદેતા કોટાવાળા શ્રી કનૈયાલાલજીએ કોઈ સમ્પ્રદાયના લખેલા 'સદસ્રક્ષના ખણ્ડનમાં પ્રાભઞ્જન' લખ્યો છે આ પ્રકારે શ્રીમહાપ્રભુજીથી આરમ્ભી અદ્યાવધિ થયેલી વિદ્વાન્ વંશજોની પરમ્પરાએ અને તેવા જ ભગવદીયોની પરમ્પરાએ જોતા આપણને એમ થાય છે કે આપણા પૂર્વજોએ આ સમ્પ્રદાયનો સ્વીકાર કર્યો છે

તેમા તેમણે કોઇ પણ પ્રકારે ભુલ કરી નથી અને તેઓ છેતરાયા નથી એટલુ જ નહિ પણ તેમના કરેલા સ્વીકારથી આપણુ પણ અહોભાગ્ય છે કે આવા પ્રતાપી બાલકોનો અલૌકિક પ્રસાદ આપણને મળી શકે છે

વૈ તેલીવાળા બાદ વૈ ધીરજલાલ વ્રજદાસ સાંકળીઆએ શ્રીપુરુષોત્તમજીમહારાજના જીવનચરિતમા અને લખાણોમા રહેલા ગૂઢ રહસ્યો ગુજરાતી ભાષામા સવિસ્તર સમજાવ્યા હતા

## વૈ ધીરજલાલ વ્રજદાસ સાંકળીઆ બી એ એલ્ એલ્ બીનુ ભાષણ

કેટલાક સમય ઉપર ટાઉન હૉલની સભામા કવિ નાનાલાલે કહ્યુ હતુ કે 'ખાસ નોંધી રાખવા જેવી એક વાત એ છે કે ૪૫૦ વર્ષ સુધી એક જ વશમા-એટલે કે શ્રીવલ્લભાચાર્યના વશમા-એટલા બધા વિદ્વાન આચાર્યો યાને ધર્મગુરુઓ ઉત્પન્ન થયા છે, અને તેમણે એટલુ મોટુ ધર્મનુ સાહિત્ય પોતાની પાછળ મૂકયુ છે કે એવો બીજો કોઇ પણ વશ આપણને ભાગ્યે જ મળશે કે જેણે હિંદુધર્મની કરોડોના વખતમા આટલી મોટી સેવા કરી હોય ' વૈષ્ણવ પરિષદ્ની બેઠકોમા મહારાજોને મોગલપાદશાહો તરફથી મળેલા બક્ષિસપત્રો વાચવામા આવ્યા હતા તે ઉપરથી સ્પષ્ટ માલમ પડે છે કે મોગલપાદશાહો પણ આપણા મહારાજોને ઘણુ જ સન્માન આપતા હતા એ દેખાડી આપે છે કે આપણા સમ્પ્રદાયમા પોલપોલ નથી, તે તો તત્ત્વ ઉપર રચાયલો છે, અને તેને જ લીધે તે સદૈવ ટકી રહેશે જ

આજે આ સભામા મારો ઉદ્દેશ એ છે કે શ્રીમદ્વલ્લભાચાર્યજી શ્રીગુસાંઇજી શ્રીપુરુષોત્તમજી વગેરે આપણા મહાનુભ આચાર્યોની તથા તેમના ગ્રન્થોની ખાસ ખુબીઓ શુ છે તે તમને સર્વને દર્શાવવી

પહેલી ખુબી—પ્રભુસાન્નિધ્યનો અનુભવ

શ્રીભાગવત ઉપરની શ્રીવલ્લભાચાર્યની "શ્રીસુબોધિની" ટીકાના વાચનારના ધ્યાન ઉપર તેઓશ્રીની જે પહેલી ખુબી આવે છે તે એ છે કે જ્યારે આપણે "શ્રીસુબોધિની" વાચતા હોઇએ છીએ ત્યારે આપણી સમક્ષ પ્રભુનુ સાન્નિધ્ય આપણને સ્પષ્ટ રીતિએ ભાસે છે અને આપણી સામેનો ભૌતિક ગ્રન્થ વગેરે અદૃશ્ય થઇ જતા જાણે કે પ્રભુની લીલા આપણી સમક્ષ જ ઉપસ્થિત હોય એવુ આપણને લાગે છે યદ્યપિ એ વાત ચર્મચક્ષુથી જણાય તેવી નથી, મનન કરીએ તો અનુભવ મેળવાય ત્યારે સમજવામા આવે તેવી છે એવુ છતા પણ 'શ્રીસુબોધિની' વાચતા આપણને લાગે છે કે મોટો ભાગ આપણે સમજતા નથી અને તેમાથી ધ્વનિરૂપે જ ઘણા ઘણા અગમ્ય વિચારો લાગ્યા કરે છે અને અહિ શ્રીપુરુષોત્તમજીની પોતાની ઉત્તમ વિદ્વત્તા અને સાહિત્ય આપણને બહુ મદદ કરે છે બ્રહ્મસૂત્ર ઉપરના પોતાના અણુભાષ્યમા તો શ્રીવલ્લભાચાર્યજી એટલુ ટુકમા લખે છે કે જો શ્રીપુરુષોત્તમજીએ એના ઉપર પ્રકાશ ન લખ્યો હોત તો આપણને "અણુભાષ્ય"ની ખુબીઓની સમજ જ ન પડત કેટલીક વાર તો શ્રીપુરુષોત્તમજીને 'અણુભાષ્ય'ના બે નાના નાના વાક્યોનો સમ્બન્ધમાત્ર દર્શાવવાને પાનાને પાના લખવા પડયા છે

બીજી ખુબી—આસ્તિકય

શ્રીમદ્વલ્લભાચાર્યની બીજી ખુબી એમનુ આસ્તિકય અથવા શ્રદ્ધા છે, કે જેને લઇને શ્રીમદ્ભાગવતને સમજાવવામા પોતે વેદના મન્ત્રાદિનો ઘણો જ ઉપયોગ કર્યો છે પોતાને મન વેદ એ પ્રભુનો નિઃશ્વાસ જ છે વેદમા વૃથા અર્થવાદ હોઇ શકે જ નહિ, એનો પ્રત્યેક શબ્દ તો શુ પણ પ્રત્યેક અક્ષર પણ સત્ય છે એમ એમનુ મન્તવ્ય છે વેદમાથી એકમાત્રા જેટલુ પણ ખસવુ

એમને રુચતુ નથી, એટલુ જ નહિ પણ તેમા તેઓ મહાપાપ સમજે છે બ્રહ્મ, જીવ, જગત્ ત્રણેના સ્વરૂપના સમ્બન્ધમાં તેઓ, તેમ જ માને છે બ્રહ્મના સમ્બન્ધમા વેદે કહ્યુ કે **'तदेजति' 'तन्नेजति,'** માટે એ બંને વાકયને સત્ય માનવા, અને પ્રભુને વિરૂદ્ધધર્માશ્રયી માનવા વેદે કહ્યુ કે **अनणु अह्रस्वम् अदीर्घम् सर्वेशान सर्वस्य वशी,'** તેથી એ બને વાક્યને સત્ય માનવા, અને બ્રહ્મને-એટલે કે પ્રભુને-નિર્ધર્મક અને સધર્મક બને માનવા વેદના સર્વ જ વિભાગને સરખુ જ વજન આપવુ, અને તેથી સધર્મકત્વપ્રતિપાદક ભાગને ગૌણ માનવો નહિ **विस्फुलिङ्ग** શ્રુતિ કહે છે કે જીવ અંશ છે, માટે **'अंशो नानाव्यपदेशात्'** સૂત્રના વ્યાખ્યાનપ્રસંગે પણ **द्वन्द्व** ઉમેરવો નહિ બ્રહ્મ અંશિ છે, જીવ અંશ છે, તે છતા બ્રહ્મમા વિભાગ થતા નથી એમ માનવુ, કેમકે શ્રુતિ એમ કહે છે કે જો આપણને સમજ ન પડે તો **'तपो विधेयम्'** અથવા તો મોટાઓને પુછવુ, **પણ સર્વનો વિપ્લવ કરવો નહિ** તર્કથી આપણી મતિને ઉંધે રસ્તે ખેંચી જવી નહિ જગતના સમ્બન્ધમા પણ **'सर्वं खल्विदं ब्रह्म'** શ્રુતિનો યથાર્થ અર્થ કરી જગતને આપ સત્ય માને છે, અને તે ઉત્પન્ન કરતા છતા બ્રહ્મનુ અવિકારિત્વ સ્વીકારે છે એ પ્રકારે પોતાના તત્ત્વજ્ઞાનની રચના તેઓ તર્ક ઉપર કરતા નથી, પરન્તુ જે કહેવાનુ હોય તે શ્રુતિને જ અધીન રહીને કહે છે

શ્રીમદ્વલ્લભાચાર્યની આ ખુબી ડૉ ભાંડારકર જેવા વિદ્વાને જોઈ લીધી હતી અને તેથી જ એમણે પોતાના Vaishnavism નામના ગ્રંથમા લખ્યુ કે **બાદરાયણ વ્યાસને અક્ષરશ અનુસર્તા તો શ્રીમદ્વલ્લભાચાર્ય જ છે** આ શ્રીમ આપ માટે દર્શાવામા આવેલુ જેવુ તેવુ આ માન નથી રા નર્મદાશંકર દેવશંકર મહેતા કે જેઓ હમણા ગયા વેદાન્ત પ્રાજ્ઞજ્યોત કે અને જેઓ શંકરાચાર્યના એક ચુસ્ત અનુયાયી છે, તેઓએ પણ ફરી ફરીને કહ્યુ છે કે **વ્યાસના મતને શબ્દશ અનુસર્તા તો શ્રીવલ્લભાચાર્ય જ** છે આપ બન્ધુજનો આ સર્વ સમજી શકતા નથી સર્વ ખણ્ડોમા **ભરતખણ્ડ ઉત્તમ** છે, અને તેમાએ ઉત્તમોત્તમ ધર્મ આપણો છે, અને તે માનીએ અને પાળીએ ત્યારે જ આપણુ જીવન સાર્થક થાય

આ પ્રસંગે વ્યાસના બ્રહ્મસૂત્રનો કબજો આપણી પાસે હોવાથી આપણા ઉપર એક મોટી જોખમદારી આવી પડી છે, તે એ કે જેમ બને તેમ જલદીથી આપણો સિદ્ધાન્ત દુનિયામા સર્વ સ્થળે પ્રકટ કરવાને સઘળા ઉપાયો યોજવા આપણા ગ્રન્થોની અંદર ફરી ફરીને કહ્યુ છે કે કલિયુગમા પ્રભુપ્રાપ્ત્યર્થ ભક્તિમાર્ગ વિના બીજો ઉપાય નથી, અને આપણો ભક્તિમાર્ગ નિર્ગુણ હોવાથી એમ લાગે છે કે પ્રભુએ પોતાની પ્રાપ્તિ માટે આ માર્ગ ખાસ પસંદ કર્યો છે આ સમ્બન્ધમા શ્રી પુરુષોત્તમજીએ લીધેલો શ્રમ નોંધી લેવા યોગ્ય છે પોતાના સમયમા બ્રહ્મસૂત્ર ઉપર જેટલા ભાષ્યો મળી શકતા હતા તે સર્વનુ પોતે અતિસૂક્ષ્મ રીતિએ નિરીક્ષણ કર્યું છે અને પ્રત્યેક અધિકરણને અન્તે નિરનિરાળા મતો ટાંકીને વિસ્તારથી કેટલુ સાચુ છે અને કેટલુ અસત્ય છે કેટલુ સમ્મત છે અને કેટલુ દુષ્ટ છે તે નિષ્પક્ષપાત રીતિએ પોતે જણાવ્યુ છે

ત્રીજી ખુબી—ભાષા પરનો કાબુ

શ્રીમદ્વલ્લભાચાર્યની ત્રીજી ખુબી તે એમનો ભાષા ઉપરનો-એટલે શબ્દો ઉપરનો-કાબુ છે "શ્રીસુબોધિની" વાચતા ઘણા સ્થળો એવા આવે છે કે તે વાક્યોમાથી અને શબ્દોમાથી પોતે રહસ્ય જ્યારે ખેંચીને કાઢે છે ત્યારે તો આપણે આશ્ચર્યરસમા ગરકાવ થઈ જઈએ છીએ અને એ સમા-રહસ્યમા-સમાધિગ્રસ્ત થઈ જઈએ છીએ એવા સમયે **'अर्थं तस्य विवेचितु नाहि विभु-**

વૈશ્વાનરાદ્ વાક્પતે', વાક્યની સત્યતા આપણુને સ્ફુરે છે, અને આપણે દુનિયાને ભુલી જઈએ છીએ આ બધું એ ગ્રન્થો વાચવાથી સમજાય છે.

ચોથી ખુબી–વિશિષ્ટ યોગ્યતા

શ્રીમદ્વલ્લભાચાર્યની ચોથી ખુબી એમનુ અગાધ પાણ્ડિત્ય અને દૈવી જીવો ના આચાર્ય તરીકેની તેમની વિશિષ્ટ યોગ્યતા છે એઓ પોતે પોતાને પ્રભુની આજ્ઞા થયાનુ તથા અગ્નિ તરીકે પોતાની આચાર્યત્વની યોગ્યતાનું સ્પષ્ટ કથન કરે છે, અને શ્રીપુરુષોત્તમજી શાસ્ત્રોમાથી ફકરાઓ ટાકીને એ યોગ્યતાનુ સમર્થન કરે છે

પાચમી ખુબી—નિરપેક્ષતા

શ્રીમદ્વલ્લભાચાર્યની પાચમી ખુબી એમની અત્યન્ત નિરપેક્ષતા છે એ બાબતમા હુ કેટલાક દાખલા આપીશ

(૧) ભક્તે ભક્તિ વધારવાને શુ કરવુ જોઇએ તે દર્શાવતા નિબન્ધમા પોતે કહે છે કે—

**जगन्नाथे विट्ठले च श्रीरङ्गे व्यङ्कटे तथा ।**
**यत्र पूजाप्रवाहः स्यात् तत्र तिष्ठेत तत्परः ॥**
**सर्वनिर्णय श्लो. २५३.**

એટલે કે–શ્રીજગન્નાથજીમા, શ્રીવિઠ્ઠલનાથજીમા, શ્રીરઙ્ગજીમા અથવા શ્રીવ્યઙ્કટેશમા–જ્યા જ્યા પૂજાનો પ્રવાહ વહેતો હોય ત્યા–તત્પર થઈને રહેવુ

આચાર્યશ્રીને જો પોતાને વાડો બાધવાની લેશમાત્ર પણ ઇચ્છા હોત તો આપ આવુ લખત ખરા કે?

(૨) જ્યારે પોતે ધર્મપત્નીની આજ્ઞા લીધા પછી સન્યાસગ્રહણ કર્યુ ત્યારે પોતાની પાછળ કોઇ પણ રાખવાની ઇચ્છા ન કરતા પોતાની પર્ણકુટીને પણ આગ લગાડી મુકી તેમ જ જ્યારે પોતે શ્રીગઙ્ગાજીના કિનારા ઉપર મૌનવ્રત ધારણ કરી બેઠા હતા તે વખતે શ્રીદામોદરદાસજી અને પોતાના બે પુત્રોએ–શ્રીગોપીનાથજીએ અને શ્રીગુસાઇજીએ–અન્તિમ શિક્ષાના વચન વિષે પ્રાર્થના કરી ત્યારે પોતે વાલુકામા પોતાની અઙ્ગુલિથી શુ લખ્યુ તે જગજાહેર છે

**यदा बहिर्मुखा यूयं भविष्यथ कथञ्चन ।**
**तदा कालप्रवाहस्था देहचित्तादयोप्युत ॥**
**सर्वथा भक्षयिष्यन्ति युष्मानितिमतिर्मम ।**
**शिक्षाश्लोकाः**

એટલે કે જ્યારે તમે કોઇ પણ રીતે ભગવાનથી બહિર્મુખ થશો ત્યારે કાળપ્રવાહને વિષે રહેલા દેહચિત્તાદિ પણ તમારુ ભક્ષણ કરશે એવી મારી મતિ છે

આ ઉપરથી આપણુને **બ્રહ્મસમ્બન્ધ** વિષે કેટલાએક પ્રશ્નો હાલના સમયમા થાય છે તેના ઉત્તર તરીકે ઘણુ ઘણુ સમજવાનુ મળે છે શ્રીદામોદરદાસજી **બ્રહ્મસમ્બન્ધ** લેનાર વૈષ્ણવોમા પ્રથમ હતા અને શ્રીગોપીનાથજી તથા શ્રીગુસાઇજી તો પોતાના પુત્રો હતા, એટલે અનિનિરુદ્ધના સમ્બન્ધ

માં આવેના છતા પણ પોતે સ્પષ્ટ આજ્ઞા કરી કે 'માત્ર **ब्रह्मसम्बन्ध** લેવાથી બધુ થઈ ગયું અને પાપ સ્પર્શ નથી કરતુ' એમ સમજતા નહિ આના પ્રમેયબલ ઉપર વિશ્વાસ રાખીને **બહિર્મુખ થશો** નહિ તમે મારા ગમે તેટના નિકટના સમ્બન્ધી હો છતા પણ જો તમે કોઇ પણ કાલે કોઇ પણ કારણવશ બહિર્મુખ થશો તો કાલપ્રવાહમા રહેલા દેહચિત્ત જરૂર તમારુ ભક્ષણ કરશે આના કરતા વધારે સ્પષ્ટ રીતે કોઇ પણ હાલના વૈષ્ણવોનુ કર્તવ્ય શુ તે કહી શકે નહિ, અને એમના જ સમ્પ્રદાયમા રહેલા આપણે એમના વચનથી વિરુદ્ધ ચાલીએ તો એમા આપણે શ્રીવલ્લભાચાર્યની આજ્ઞાનો ભઙ્ગ કરીએ છીએ અને એના પરિણામ માઠા આવે એમ જ સમજવુ 'ખાઈ પી મઝા કરો' ઉપદેશ એ પુષ્ટિમાર્ગમા નથી જ એમ મારુ નમ્ર માનવુ છે

(૩) શ્રીમદ્વલ્લભાચાર્યજી પોતાના કોઇ પણ ગ્રન્થમા એમ કહેતા નથી કે **ब्रह्मसम्बन्ध** મારા વંશજો દ્વારા જ લેવુ, ઉલટુ, નિબન્ધમા તો પોતે આજ્ઞા કરે છે કે

> कृष्णसेवापरं वीक्ष्य दम्भादिरहितं नरम् ।
> श्रीभागवततत्त्वज्ञ भजेज्जिज्ञासुरादरात् ॥
> तदभावे स्वयं वापि मूर्तिं कृत्वा हरेः क्वचित्
> परिचर्यां सदा कुर्यात् तद्रूपं तत्र च स्थितम् ॥
>
> सर्वनिर्णय. श्लो. २२५–६.

એટલે કે શ્રીકૃષ્ણસેવામા તત્પર દમ્ભાદિરહિત અને નર હોય એવા અને શ્રીભાગવતના તત્ત્વને સમજનાર એવા ગુરુને જીજ્ઞાસુએ આદર સહિત ભજવા, જો એવા ગુરુ ન પણ મળે તો પોતે શ્રીહરિની મૂર્તિ કરીને સદા તેની પરિચર્યા કરવી, કેમકે 'હરિનું' રૂપ તે મૂર્તિમા સ્થિત છે જ

આના કરતા વધારે નિરપેક્ષતાસાધક અને વાડા બાંધના વિરુદ્ધ બીજુ શુ હોઈ શકે?

(૪) વળી **ભક્તિવર્ધિની** ગ્રન્થમા પોતે કહે છે કે—

> व्यावृत्तोपि हरौ चित्तं श्रवणादौ यतेत् सदा ।
> ततः प्रेम तथासक्तिर्व्यसनं च यदा भवेत् ॥
> वीजं तदुच्यते शास्त्रे दृढं यन्नापि नश्यति ।
> स्नेहाद्रागविनाशः स्यादासक्त्या स्याद् गृहारुचिः ॥
> गृहस्थानां बाधकत्वमनात्मत्वं च भासते ।
> यदा स्याद्व्यसनं कृष्णे कृतार्थः स्यात् तदैव हि ॥
> तादृशस्यापि सततं गेहस्थानं विनाशकम् ॥

એટલે કે જો વેપાર રોજગાર કરતા હોય તો પણ હરિને વિષે અનુરાગમા સદા ચિત્ત રાખવુ, અને એવી રીતે ચિત્ત રાખતા જ્યારે પ્રેમ આસક્તિ અને વ્યસન સિદ્ધ થાય ત્યારે બીજ દઢ થયુ એમ શાસ્ત્રમા કહેવાય છે, કે જે બીજનો નાશ થતો જ નથી સ્નેહથી સસારમા રાગનો વિનાશ થાય છે, પ્રભુમા આસક્તિથી ગૃહ ઉપર અરુચિ થાય છે, ઘરમાનુ સર્વ બાધક અને અનાત્મ ભાસે છે, અને જ્યારે કૃષ્ણમા વ્યસન થાય ત્યારે તે ભક્ત કૃતાર્થ થાય છે, પણ જો હમેશા ગૃહમા રહેવાનુ થાય તો તે તાદૃશનો વિનાશ કરે છે

આથી પણ પોતે સ્પષ્ટ આજ્ઞા કરી કે 'બ્રહ્મસમ્બન્ધ લેવાથી કૃતાર્થ થઈ ગયા અને હવે કર્તવ્ય કાંઈ પણ રહ્યુ જ નથી, અમારા સર્વ કર્મો અમારે માટે કરી મૂક્યા છે' એમ સમજવુ નહિ, પરન્તુ શ્રીમહાપ્રભુજીની સ્પષ્ટ આજ્ઞા પ્રમાણે હમેશા પ્રભુમા ચિત્ત યોજવુ અને તે પ્રમાણે કરવાને જે બની શકે તે હમેશા કરવાને પ્રયત્ન કરવો

**છઠ્ઠી ખુબી—**નિર્ગુણ રસરૂપ બ્રહ્મનુ નિરૂપણ

શ્રીમદ્વલ્લભાચાર્યની છઠ્ઠી ખુબી તે નિર્ગુણ રસરૂપ બ્રહ્મનુ એટલે '**रसो वै स**'નુ નિરૂપણ. આ એમની ખાસ ખુબી છે અને આ નિરૂપણને લીધે સર્વે વેદાન્તાચાર્યોમા એમને પ્રથમ સ્થાન ઘટે છે **रस** વિષે એમણે "શ્રીસુબોધિની"મા ભિન્ન ભિન્ન સ્થળે ઘણુ લખ્યુ છે એનુ મુખ્ય ઉદ્ઘાટન **वेणुगीत**મા અને **रासपञ्चाध्यायी**મા ખાસ કરીને કર્યુ છે, અને **रस** મનનો વિકાર નથી એ તત્ર સ્પષ્ટ કર્યુ છે **वेणुगीत**મા શ્રીવલ્લભાચાર્યજીએ અતિસૂક્ષ્મ રીતે દર્શાવેલો શ્રીગુસાંઇજીએ અનુભવેલો, અને શ્રીપુરુષોત્તમજીએ બહુ શ્રમ લઈ પ્રકટ કરેલો **रसनिष्पत्तिप्रकार** સમગ્ર બ્રહ્માંડમા અદ્વિતીય છે તેમ જ **रासपञ्चाध्यायी**મા તેનુ જે ઉદ્ઘાટન શ્રીપુરુષોત્તમજીએ કર્યુ છે તે પણ તેટલુ જ અલૌકિક છે

श्रुतौ हि–'असद् वा इदमग्र आसीत् ततो वै सदजायत तदात्मान स्वयमकुरुत तस्मात् तत् सुकृतमुच्यत ' इति 'यद्वै तत् सुकृत,' 'रसो वै स रस ह्येवाय लब्ध्वानन्दी भवति' त्येव पूर्वसृष्टेरसाधुत्व तत सृष्टय तस्य साधुत्व, साधुत्वे स्वात्मकृपत्वरूप हेतु तस्य सुकृतत्व, सुकृतस्य रसत्व, रसस्यानन्दरूपता च बोधिता ।

तत्र यदि उद्बोधकादिप्रणाडी न विवक्षिता स्यात्, आत्मकरण न वदेत्, यदि वा सर्वसामान्या स्यात् पूर्वसृष्टेरसाधुत्वमनेवरूपता च वा न वदेत् । यदि च रसस्य मनोविकारत्व लौकिकत्व वा विव क्षितं स्यात् तदाप्यात्मकरण आनन्दरूपत्वं च न वदेत् । अत उद्बोधकादिवैशिष्ट्य श्रुतिसिद्धम् । तदेतदुक्त तत्स्वरूपस्यैव तथात्वादित्यतेन ।

तथा च प्रणाड्यङ्गीकारेऽपि न भगवद्रूपत्वहानिरित्यर्थ । किं च, अनुकृत्यधिकरणे सर्वस्य भग वदनुकारित्वे 'तमेव भान्तमनु भाति सर्वं' मितिविषयवाक्येन प्रतिपादित, अत प्रकृतेऽपि यदि लौकिको रस प्रतिपाद्यते तदापि मूलरसानुकारित्वेनैव तत्स्वरूप सिध्यतीत्येतद्दृष्टान्तेन सोऽपि रसोऽनुमीय ताम् । अय लौकिक परिच्छिन्न । मात्रोपजीवनश्रुते । स त्वपरिच्छिन्न । भूमत्वात् । तथा च लोकेऽनुकरण मात्रेण तदाभासस्यैव प्राकट्य न तु तस्य । इति न जीवस्य तत्करणेऽपि तद्रससम्बन्धलेश । शास्त्रप्रणयन तु दूरतस्तस्यैव परिचायनायेति तत्रैव स्फुटम् । वस्तुतस्तु पाद्मे पातालखण्डे रामाश्वमेधे शेषवात्स्या यनसवादाद् वैष्णवत्वमवगम्यते । एव भरतस्यापि । नाट्यशास्त्रज्ञातुर्मोक्षकथनात् । किंचाऽग्निरयोऽपि प्रणेता नाट्यशास्त्रस्य । स च परमभक्तो जनकतनयाप्राणनाथस्य । अतस्तादृशा य एतावान् प्रयास स न

માં આવેના છતા પણ પોતે સ્પષ્ટ આજ્ઞા કરી કે 'માત્ર **ब्रह्मसम्बन्ध** લેવાથી બધું થઈ ગયું અને પાપ સ્પર્શ નથી કરતું' એમ સમજતા નહિ મારા પ્રમેયબલ ઉપર વિશ્વાસ રાખીને **બહિર્મુખ થશો** **નહિ** તમે મારા ગમે તેટલા નિકટના સમ્બન્ધી હો છતા પણ જો તમે કોઇ પણ કાલે કોઇ પણ કારણસર બહિર્મુખ થશો તો કાલપ્રવાહમા રહેલા દેહચિત્ત જરુર તમારુ ભક્ષણ કરશે આના કરતાં વધારે સ્પષ્ટ રીતે કોઇ પણ હાલના વૈષ્ણવોનુ કર્તવ્ય શુ તે કહી શકે નહિ. અને એમના જ સમ્પ્રદાયમા રહેલા આપણે એમના વચનથી વિરુદ્ધ ચાલીએ તો એમા આપણે શ્રીવલ્લભાચાર્યની આજ્ઞાનો ભંગ કરીએ છીએ અને એના પરિણામ માઠા આવે એમ જ સમજવુ 'ખાઈ પી મઝા કરો' ઉપદેશ એ પુષ્ટિમાર્ગમા નથી જ એમ મારુ નમ્ર માનવુ છે

(૩) શ્રીમદ્વલ્લભાચાર્યજી પોતાના કોઇ પણ ગ્રન્થમા એમ કહેતા નથી કે **ब्रह्मसम्बन्ध** મારા વંશજો દ્વારા જ લેવુ, ઉલટુ, નિબન્ધમા તો પોતે આજ્ઞા કરે છે કે

कृष्णसेवापरं वीक्ष्य दम्भादिरहितं नरम् ।
श्रीभागवततत्त्वज्ञ भजेज्जिज्ञासुरादरात् ॥
तदभावे स्वयं वापि मूर्तिं कृत्वा हरेः क्वचित्
परिचर्या सदा कुर्यात् तद्रूपं तत्र च स्थितम् ॥

सर्वनिर्णय. श्लो. २२५–६.

એટલે કે શ્રીકૃષ્ણસેવામા તત્પર દમ્ભાદિરહિત અને નર હોય એના અને શ્રીભાગવતના સમજનાર એવા ગુરુને જીજ્ઞાસુએ આદર સહિત ભજવા, જો એવા ગુરુ ન પણ મળે ...તે **શ્રીહરિની** મૂર્તિ કરીને સદા તેની પરિચર્યા કરવી, કેમકે હરિનુ રૂપ તે મૂર્તિમા સ્થિત છે જ

આના કરતા વધારે નિરપેક્ષતાસાધક અને વાડા બાધવા વિરુદ્ધ બીજુ શુ હોઈ શકે?

(૪) વળી **भक्तिवर्धिनी** ગ્રન્થમા પોતે કહે છે કે—

व्यावृत्तोपि हरौ चित्तं श्रवणादौ यतेत् सदा ।
ततः प्रेम तथासक्तिर्व्यसनं च यदा भवेत् ॥
बीजं तदुच्यते शास्त्रे दृढं यन्नापि नश्यति ।
स्नेहाद्रागविनाशः स्यादासक्त्या स्याद् गृहारुचिः ॥
गृहस्थानां बाधकत्वमनात्मत्वं च भासते ।
यदा स्याद् व्यसनं कृष्णे कृतार्थः स्यात् तदैव हि ॥
तादृशस्यापि सततं गेहस्थानं विनाशकम् ॥

એટલે કે જો વેપાર રોજગાર કરતા હોય તો પણ હરિને વિષે શ્રવણાદિમાં સદા ચિત્ત રાખવું, અને એવી રીતે ચિત્ત રાખતા જ્યારે પ્રેમ આસક્તિ અને વ્યસન સિદ્ધ થાય ત્યારે બીજ દૃઢ થયું એમ શાસ્ત્રમાં કહેવાય છે, કે જે બીજનો નાશ થતો જ નથી સ્નેહથી સંસારમાં રાગનો વિનાશ થાય છે પ્રભુમાં આસક્તિથી ગૃહ ઉપર અરુચિ થાય છે, ઘરમાંનું સર્વ બાધક અને અનાત્મ ભાસે છે, અને જ્યારે કૃષ્ણમાં વ્યસન થાય ત્યારે તે ભક્ત કૃતાર્થ થાય છે, પણ જો હમેશા ગૃહમાં રહેવાનું થાય તો તે તાદૃશનો વિનાશ કરે છે

આથી પણ પોતે સ્પષ્ટ આજ્ઞા કરી કે 'ब्रह्मसम्बन्ध લેવાથી કૃતાર્થ થઈ ગયા અને હવે કર્તવ્ય કાંઈ પણ રહ્યું જ નથી, અમારા સર્વ કર્મો અમારે માટે કરી મૂક્યા છે' એમ સમજવું નહિ, પરન્તુ શ્રીમહાપ્રભુજીની સ્પષ્ટ આજ્ઞા પ્રમાણે હમેશા પ્રભુમાં ચિત્ત યોજવું અને તે પ્રમાણે કરવાને જે બની શકે તે હમેશા કરવાને પ્રયત્ન કરવો

**છઠ્ઠી ખુબી—નિર્ગુણ રસરૂપ બ્રહ્મનું નિરૂપણ**

શ્રીમદ્વલ્લભાચાર્યની છઠ્ઠી ખુબી તે નિર્ગુણ રસરૂપ બ્રહ્મનું એટલે '**रसो वै स**'નું નિરૂપણ. આ એમની ખાસ ખુબી છે અને આ નિરૂપણને લીધે સર્વે વેદાન્તાચાર્યોમાં એમને પ્રથમ સ્થાન ઘટે છે **रस** વિષે એમણે "શ્રીસુબોધિની"માં ભિન્ન ભિન્ન સ્થળે ઘણું લખ્યું છે એનું મુખ્ય ઉદ્ઘાટન **वेणुगीत**માં અને **रासपञ्चाध्यायी**માં ખાસ કરીને કર્યું છે, અને **रस** મનનો વિકાર નથી એ તત્ત્વ સ્પષ્ટ કર્યું છે **वेणुगीत**માં શ્રીવલ્લભાચાર્યજીએ અતિ સૂક્ષ્મ રીતે દર્શાવેલો શ્રીગુસાંઈજીએ અનુભવેલો, અને શ્રીપુરુષોત્તમજીએ બહુ શ્રમ લઈ પ્રકટ કરેલો **रसनिष्पत्तिप्रकार** સમગ્ર બ્રહ્માણ્ડમાં અદ્વિતીય છે તેમ જ **रासपञ्चाध्यायी**માં તેનું જે ઉદ્ઘાટન શ્રીપુરુષોત્તમજીએ કર્યું છે તે પણ તેટલું જ અલૌકિક છે

श्रुतौ हि—'असद् वा इदमग्र आसीत् ततो वै सदजायत तदात्मानं स्वयमकुरुत तस्मात् तत् सुकृतमुच्यत' इति 'यद्वै तत् सुकृतं,' 'रसो वै सः रसं ह्येवायं लब्ध्वानन्दी भवति' त्येव पूर्वस्मादेरसाधुत्व वत सृष्टयन्तरस्य साधुत्व, साधुत्वे स्वात्मरूपस्वरूप हेतु तस्य सुकृतत्व, सुकृतस्य रसत्व, रसस्यानन्दरूपता च बोधिता।

तत्र यदि, उद्बोधकादिप्रणाडी न विवक्षिता स्यात्, आत्मकरण न वदेत्, यदि वा सर्वसामान्या स्यात् पूर्वस्मादेरसाधुत्वमनेवरूपतां च वा न वदेत्। यदि च रसस्य मनोविकारित्व लौकिकत्व वा विवक्षितं स्यात् तदात्मकरण आनन्दरूपत्व च न वदेत्। अत उद्बोधकादिवैशिष्ट्य श्रुतिसिद्धम्। तदेतदुक्त **तत्स्वरूपस्यैव तथात्वादित्यन्तेन**।

तथा च प्रणाड्यङ्गीकारेऽपि न भगवद्रसत्वहानिरित्यर्थः। किं च, अनुकृत्यधिकरणे सर्वस्य भगवदनुकारित्व 'तमेव भान्तमनु भाति सर्वं' मितिविषयवाक्येन प्रतिपादित, अत प्रकृतेपि यदि लौकिको रस प्रतिपाद्यते तदापि मूलरसानुकारितयैव तत्स्वरूप सिध्यतीत्येतद्दृष्टान्तेन सोपि रसोऽनुमीयताम्। अथ लौकिक परिच्छिन्न। मात्रोपजीवनश्रुते। स त्वपरिच्छिन्न। भूमत्वात्। तथा च लौकिकानुकरण मात्रेण तदाभासस्यैव प्राकट्य न तु तस्य। इति न जीवस्य तत्करणेपि तद्रससम्बन्धलेश। शास्त्रप्रणयन तु दूरतस्तस्यैव परिचायनायेति तत्रैव स्फुटम्। वस्तुतस्तु पाद्मे पातालखण्डे रामाश्वमेधे शेषवात्स्यायनसंवादाद् वैष्णवत्वमवगम्यते। एव भरतस्यापि। नाट्यशास्त्रशानुमोक्षकथनात्। किंचाग्नेयोपि प्रणेता नाट्यशास्त्रस्य। स च परमभक्तो जनकतनयाप्राणनाथस्य। अतस्तादृशा य एतावान् प्रयास स न

त्रिवर्गोपयोगितया जीवार्थं । अपि तूक्तरीत्या मोक्षसाधनपर्यन्ततया । किञ्च वात्स्यायनेन साम्प्रयोगिकाधिकरणे "ऋचां दशतयीनां चतुःषष्टिसंज्ञितत्वादिहापि तदर्थसम्बन्धात् पाञ्चालसम्बन्धाच्च बह्वृचैरेषा पूजार्थं संज्ञा प्रवर्तितेत्येके" इति सूत्रयता सम्प्रयोगाङ्गचुम्बनादीनामृगर्थत्वं प्रदर्शितम्। "सर्वे वेदा यत्पदमामनन्ति" "वेदैश्च सर्वैरहमेव वेद्य" इति श्रुतिस्मृतिभ्यां वेदस्य भगवत्परत्वं सिद्धम्। एवं सत्यस्य शास्त्रस्य तत्सामानाधिकरण्ये वेदवत्परोक्षवादेन लीलासहितभगवत्प्रतिपादकत्वं युक्तमेव। गान्धर्वस्य सामवेदोपवेदत्वाच्च । अत एवमर्थाज्ञातॄणां जीवानां भ्रान्तिरित्येतदाद्यभिसन्धायोक्तं 'तच्चे' त्यादि 'बुध्यस्वे'त्यन्तम्। तस्मान्न कोपि शङ्कालेश इति दिक् ॥

એટલે કે વેદમાં કહ્યું છે કે "પ્રથમ આ અસત્ હતું, તેમાંથી સત્ ઉત્પન્ન થયું તેણે આત્માને સ્વયં કર્યો, તેથી તે સુકૃત કહેવાય છે આ જે છે તે સુકૃત છે, તે રસ છે, આ રસને પ્રાપ્ત કરીને આનન્દી થાય છે" એ પ્રમાણે પૂર્વ સૃષ્ટિનું અસાધુત્વ, પછી સૃષ્ટયન્તરનું સાધુત્વ, સાધુત્વમાં સ્વાત્મરૂપત્વરૂપ હેતુ તેનું સુકૃતત્વ, સુકૃતનું રસત્વ, અને રસની આનન્દરૂપતા જણાવી ત્યાં જો ઉદ્બોધક વગેરે પ્રણાડીની વિવક્ષા ન હોત તો આત્માનું કરવાપણું ન કહેત. જો તે પ્રણાડી સર્ગમાત્ર હોત તો પૂર્વસૃષ્ટિનું અસાધુત્વ અને આવું રૂપ તેનું ન હોતું એમ ન કહેત જો રસનું મનોવિકારિત્વ અથવા લૌકિકત્વ વિવક્ષિત હોત તો પણ આત્મકરણ અને આનન્દરૂપત્વ ન કહેત, માટે ઉદ્બોધક વગેરે વિશિષ્ટતા શ્રુતિસિદ્ધ જ છે તેથી જ શ્રીટિપ્પણીજીમાં **तत्स्वरूपस्यैव तथात्वात्** સુધીનો પ્રસઙ્ગ કહ્યો, અને તેથી જ પ્રણાડીનો અઙ્ગીકાર કરવા છતાં ભગવદ્રૂપત્વની હાનિ થતી નથી વળી બ્રહ્મસૂત્રોમાં પણ 'अनुकृति' અધિકરણના "**तमेव भान्तमनुभाति विश्वम्**" વિષયવાક્યે ભગવાનનું અનુકરણ સર્વે કરે છે એમ પ્રતિપાદન કર્યું, માટે પ્રસ્તુત પ્રસઙ્ગમાં પણ લૌકિક રસનું જ પ્રતિપાદન છે એમ કહેવામાં આવે તો પણ **मूलरस**ના અનુકરણથી જ લૌકિક રસનું પણ સ્વરૂપ સિદ્ધ થાય છે એમ એ દૃષ્ટાન્તે અલૌકિક રસનું પણ અનુમાન કરી લેવું આ લૌકિક રસ પરિચ્છિન્ન છે અને અલૌકિક તો અપરિચ્છિન્ન છે, કારણ કે તે **भूमा** છે, અને તેટલા માટે લોકમાં માત્ર અનુકરણ હોવાથી અલૌકિક રસના આભાસમાત્રનું પ્રાકટ્ય છે, રસનું નથી માટે ઉત્તમ અનુકરણ કરે તો પણ અલૌકિક રસના સમ્બન્ધનો લેશ માત્ર પણ તેને પ્રાપ્ત થતો નથી રસશાસ્ત્રમાં જે વર્ણન કર્યું તે તો દૂરથી જ—તેનો એટલે અલૌકિક રસનો પરિચય કરાવવાને માટે જ—એમ તે શાસ્ત્રમાં સ્પષ્ટ કહ્યું છે વસ્તુતઃ તો પદ્મપુરાણમાં રામાશ્વમેધમાં ગોપ અને વાત્સ્યાયન ॥ સંવાદથી વાત્સ્યાયનઋષિ વૈષ્ણવ છે એમ માનવું પડે છે તેમ જ ભરતમુનિ પણ વૈષ્ણવ છે, કેમકે નાટ્યશાસ્ત્ર જાણનારને મોક્ષ પ્રાપ્ત થાય છે એમ કહ્યું છે વળી હનુમાન્ પણ નાટ્યશાસ્ત્રના પ્રકટકર્તા છે, તે જનકતનયાપ્રાણનાથના પરમભક્ત છે, માટે એવાઓનો જે કામશાસ્ત્ર અને નાટ્યશાસ્ત્ર રચવાનો આટલો બધો પ્રયાસ દૃષ્ટિગોચર થાય છે તે જીવને અર્થે ધર્મ અર્થ અને કામ એ ત્રણ પુરુષાર્થમાં ઉપયોગી થવાને માટે ન જ હોય, પણ ઉપર કહ્યું તેમ મોક્ષના સાધનરૂપ જ હોય વળી વાત્સ્યાયન ઋષિએ સામ્પ્રયોગિક અધિકરણમાં એમ સૂત્ર લખ્યું કે "**ऋचां दशतयीनां चतुःषष्टिसंज्ञितत्वादिहापि तदर्थसम्बन्धात् पाञ्चालसम्बन्धाच्च बह्वृचैरेषा पूजार्थं संज्ञा प्रवर्तितेत्येके**" એ સૂત્રથી સમ્પ્રયોગના ચુમ્બનાદિ અઙ્ગ પણ ઋચાનો અર્થ જ છે એમ દર્શાવ્યું "સર્વે વેદ જેના પદનું મનન કરે છે" "સર્વે વેદે હું જ જાણવા યોગ્ય છું" એ શ્રુતિથી અને સ્મૃતિથી વેદ ભગવત્પર છે એ સિદ્ધ છે એમ હોવાથી આ કામશાસ્ત્રને અને નાટ્યશાસ્ત્રનું પણ વેદનું સમાન અધિકરણ હોવાથી વેદવત્ પરોક્ષવાદે

લીલાસહિત ભગવાનનું અભિધાન કરે એ યુક્ત જ છે વળી ગાન્ધર્વવેદ પણ સામવેદનો જ ઉપવેદ છે માટે આ પ્રમાણે અર્થની સ્ફૂર્તિ જે જીવોને થતી નથી તેઓ ભ્રાન્ત થાય છે એમ સમજીને જ શ્રીગુસાંઈજીએ શ્રીટિપ્પણીજીમાં લખ્યું કે "અજ્ઞાનને લીધે આ રસ વિશેષ રીતે અનુભવી શકાતો નથી માટે તેના જ્ઞાનને માટે ભરત અને વાત્સ્યાયન મુનિએ તેના સ્વરૂપનું નિરૂપણ કર્યું કે ભગવાને આમ નૃત્ય કર્યું, આમ રમણ કર્યું જીવો તો જેમ અજ્ઞાની શ્રુતિને જીવપર ઘટાવે છે તેમ આ બે શાસ્ત્રોને પણ જીવપરત્વે ઘટાવીને પરમ ક્લેશને પામે છે એમ સમજવું માટે આ આસનમાં કાંઈ પણ શઙ્કાનિય નથી એ પ્રમાણે નિરૂપણ."

વેણુગીતમાં 'बर्हापीडं नटवरवपु' શ્લોક પ્રસિદ્ધ છે ત્યાર પછી તરત જ 'इति वेणुरवं राजन्' શ્લોક આવે છે, बर्हापीडथी પ્રારમ્ભાતા આખા શ્લોકનું તાત્પર્ય વેણુરવ અથવા વેણુશબ્દ છે મતલબ કે नटवरवपु कर्णयो' कर्णिकार वैजयन्ती माला સર્વ આભૂષણો આખું શ્રીઅઙ્ગ, ગોપવૃન્દ-વૃન્દારણ્યપ્રવેશ એ સર્વ જ વેણુરવ છે આથી સ્પષ્ટ માલમ પડે છે કે શ્રીકૃષ્ણનું શરીર આધિભૌતિક ન હતું શ્રીસુબોધિની ૩-૨૬-૩૧ માં શ્રીમદ્વલ્લભાચાર્યજી કહે છે કે અર્થ શબ્દનો આશ્રય કરી રહે છે ઘટપટાદિના ત્રણ રૂપ છે તેમાં જે આધિદૈવિક રૂપ તે સર્વ શબ્દનિષ્ઠ છે, શબ્દ માત્રથી જ સમજાય છે શબ્દે નિત્ય સમ્બદ્ધ છે, માટે बर्हापीड 'अक्षण्वतं'માં જે દર્શન થાય તે આધિદૈવિક અર્થના સમજવા વેદ્યાસે પ્રથમ શ્લોકમાં જ પોતે यत्र 'त्रिसर्गो मृषा' (ભા ૧-૧-૧) માં એ વાત સ્પષ્ટ કહેલી છે, અને જે લોકો તે ન સમજતાં દૃશ્ય એટલે રસરૂપ પરબ્રહ્મનો અને વિષયનો વિપર્યય કરે છે તેઓ મૂર્ખ છે એમ કહ્યા વગર અમને ચાલતું નથી શ્રીમદ્ વલ્લભાચાર્ય કોઈક સ્થળે કહે છે કે 'ननु निरिन्द्रिय. कथ रेमे' એ પૂર્વપક્ષનું સમાધાન 'स आत्मानं स्वयमकुरुत છે, એટલે કે પોતે પોતારૂપ રમણની સર્વ સામગ્રી થઈને રમ્યા

रस ગૂઢ છે, અન્તરાત્મા છે, વિષય બાહ્ય છે, ઇન્દ્રિયગ્રાહ્ય છે रस અથવા પ્રભુ કોઈક વાર જ કૃપા કરી પ્રગટ થાય છે, માત્ર યોગ તેને પ્રકટ કરવા સમર્થ નથી માત્ર જ્ઞાન તેને પ્રકટ કરવા સમર્થ નથી, મુક્તિની ઇચ્છા કરનાર ભક્તિ પણ તેને પ્રકટ કરવા સમર્થ નથી, એકાન્ત ઇન્દ્રિયના વિષયોનો સર્વથા ત્યાગ થાય છે ત્યારે અને જ્યારે ભક્તને પોતાના પ્રકટ થવાના અધિષ્ઠાન તરીકે પ્રભુ વરે છે ત્યારે જ रस અથવા પ્રભુ પ્રકટ થાય છે વિરહ એ હૃદય છે અને रस હૃદયનો નીલમણિ છે रसને પ્રકટ કરવાની પ્રણાલી આ પ્રકારે શ્રીમદ્વલ્લભાચાર્યે અને શ્રીવિઠ્ઠલેશે આપણને સમજ પડે તેટલા વિસ્તારથી શ્રીપુરુષોત્તમજીએ પણ પ્રગટ કરી છે, અને આ પ્રાકટ્યને માટે સમગ્ર ભૂમણ્ડલ એ ત્રણ આચાર્યોનું તો સર્વદા ઋણિ રહેશે

**સાતમી ખુબી—કૃપા.**

શ્રીવલ્લભાચાર્યની સાતમી ખુબી એમની કૃપા છે "સુબોધિની વાચતાં આપણને એ કૃપા પ્રકાશના સ્ફુરે છે, અને શ્રીપુરુષોત્તમજીએ અને યોગિગોપેશ્વરજીએ અત્યન્ત પરિશ્રમ લઈ દૈવી જીવોના વાચન માટે સર્વ સાહિત્ય સુલભ કરી મૂક્યું છે આપણા કૃપામાર્ગમાં કૃપા વિષે બહુ વર્ણન કરી શકાય, પણ પિષ્ટપેષણ કરીને આપનો સમય લેવો ઉચિત નથી

શ્રીપુરુષોત્તમજીની ખાસ ખુબીમાંની એક એમની Research capacity અથવા પ્રાચીન સંશોધન કરવાની શક્તિ છે શ્રીમદ્વલ્લભાચાર્યજીનો पत्रावलम्बन નામનો ખાસ વાદ ગ્રન્થ અપૂર્ણ હતો, એમણે શોધખોળ કરી શ્રીમહાપ્રભુજીના હસ્તાક્ષરનું પ્રાચીન પત્ર મેળવી, પોતે તે ગ્રન્થ મેળવીને તે પૂરો કર્યો વળી શ્રીગુસાંઈજીના હસ્તાક્ષરનો લખેલો સમગ્ર શ્રીટિપ્પણીજી ગ્રન્થ પોતે પ્રાપ્ત કરીને

પોતે સુરતમા શ્રીમાલકૃષ્ણજીના મન્દિરમા સેવામા રાખ્યો કે જેથી હાલમા તેનો ઉપયોગ કરીને પ્રભુકૃપાથી અમે **શ્રીટિપ્પણીજી** શુદ્ધ છાપી શક્યા

શ્રીપુરુષોત્તમજીની બીજી ખુબીઓ એ છે જે શ્રીસુબોધિનીમા તેમ જ અન્યત્ર શ્રાગુસાંઈજીના જે જે લેખો ભળી ગયા હતા તે એમણે છુટા કર્યા આથી આજે પણ શ્રીવલ્લભાચાર્યના ગ્રન્થના વાક્યને વાચતા જે જે શંકાઓ ગ્રન્થ વિષે થાય તેનો નિર્ણય કરવાને સુલભ પડે છે

જો કે શ્રીપુરુષોત્તમજી ધર્મના અને તત્ત્વજ્ઞાનના ગ્રન્થોના લેખક છે છતાં એઓ સુરતના હોવાથી એમનામા યોગ્ય સ્થળે humour એટલે હાસ્યરસ સ્વાભાવિક રીતે પ્રકટ થઈ આવે છે, એમના **પ્રકાશ**મા તેમજ વાદગ્રન્થોમા એના ઘણા સ્થળ નજરે પડે છે

સમ્પ્રદાયમા કેટલાકનુ માનવુ એવુ છે કે શ્રીપુરુષોત્તમજીમા શ્રીહરિરાયજી કરતા ભક્તિભાવ કાઇક ન્યૂન હતો અને તેથી તેમની વિદ્વત્તાને ઉતારી પાડવામા કેટલાક આનન્દ માને છે તે વિષે એક ડોમાની વાર્તા તેઓ રજુ કરે છે કે પુરુષોત્તમજીને શંકા થઈ ત્યા 'શ્રીહરિરાયજી પાસેથી મે આમ સાભળ્યુ હતુ' એમ કહીને તે ડોમીએ શ્રીપુરુષોત્તમજીની શંકાનુ સમાધાન કર્યુ ! મારા નમ્ર મત પ્રમાણે આવી વાર્તાઓ ઉપર વધારે લક્ષ ન આપતા શ્રીહરિરાયજી અને શ્રીપુરુષોત્તમજીના ગ્રન્થો વાચી તેમાથી પોતે નિર્ણય કરી લેવો એ ઉત્તમ પક્ષ છે, જ્યારે સમ્પ્રદાયની અદર સડો પેઠો હતો અને વાચન લેખનનુ અધારૂ થઈ ગયુ હતુ તે સમયે શ્રીપુરુષોત્તમજીએ સમ્પ્રદાયની જે સેવા કરી છે અને દુન્યાને સમ્પ્રદાયની વિદ્વત્તા દર્શાવી છે તે શ્રીહરિરાયજી કદાપિ કરી શકત નહિ

છેલ્લે ટુકમા એટલુજ કહેવાનુ કે આપણા સમ્પ્રદાયમા ગ્રન્થોરૂપ જે **નિધિ** છે તેવી ભૂતલ ઉપર બીજે કોઇ પણ સ્થળે એટલે યૂરોપ વગેરેમા પણ નથી, માટે એ **નિધિ**ની અવગણના ન કરતા બને એટલો સમય વૈષ્ણવો ગ્રન્થો વાચવા સમજવામા ગાલશે તો ભગવત્કૃપાથી ભગવત્સાક્ષાત્કાર તેમને થયા વિના રહેશે નહિ [1]

---

શ્રીગોકુલનાથજી મહારાજે શ્રીપુરુષોત્તમજી મહારાજની છબીને પુષ્પહાર પહેરાવ્યા અને સભાના પ્રમુખ વ્યા૦ શાસ્ત્રીએ શ્રીગોકુલનાથજીમહારાજને અને શ્રીગિરિધરજીમહારાજને પુષ્પહારો પહેરાવ્યા પછી શ્રીગોવર્દ્ધનનાથજી આચાર્યશ્રી વગેરેની 'જય' બોલાવી સભા વિસર્જિત થઈ હતી

## શ્રીપુરુષોત્તમોત્સવ.

### દ્વિતીયદિનકાર્ય

શ્રીવલ્લભસમ્પ્રદાયના દિગ્વિજયી શ્રીપુરુષોત્તમજીમહારાજના પ્રાકટ્યોત્સવની બીજા દિવસની ઉજવણી વૈષ્ણવ પરિષદ્ના કાર્યવાહક મણ્ડળના આશ્રય નીચે ગયા રવિવારે સાજે પાચ વાગે મુમ્બાઇ માધવબાગમા ડેક્કન કૉલેજના સસ્કૃતના વ્યાખ્યાતા મગનલાલ ગણપતિરામ શાસ્ત્રી એમ૦ એ૦ ના પ્રમુખપણા નીચે કરવામા આવી હતી, જે વેલાએ અત્રેના મોટા મદિરવાળા શ્રીગોકુલનાથજીમહારાજના લાલબાવા ચિ૦ શ્રીદીક્ષિતજી અને લાલબાવાના મન્દિરના શ્રીરણછોડલાલજી મહારાજના લાલબાવા ચિ૦ શ્રીવ્રજરત્નલાલજી મહારાજ તેમ જ અન્ય પણ શ્રોતાઓ મોટી સખ્યામા ઉપસ્થિત થયા હતા

આરમ્ભમા પ્રમુખે શાસ્ત્રી ચીમનલાલ તરફથી શ્રીગોકુલાધીશના મદિરના સગ્રહમાથી આણેલા શ્રીપુરુષોત્તમજીના 'આવરણભઙ્ગ' ના હસ્તાક્ષરના દર્શન કરાવ્યા હતા

---

[1] નિસ્સાધનતાવાદીઓ સ્વસિદ્ધાન્તને સાગ્રહ સ્થાપે તત્પ્રાક્ વૈ ધીરજભાઈનુ આ વક્તવ્ય ગ્રહશે ? પૂર્વપક્ષના યથાર્થ જ્ઞાનાનન્તર જ ઉત્તરપક્ષ સુદઢ થઈ શકે છે

## શાસ્ત્રી ચીમનલાલનુ ભાષણ

તે પછી શુ. ૨ શાસ્ત્રી ચીમનલાલે શ્રીપુરુષોત્તમજીમહારાજે વિદ્યાગ્રહણ કયે પ્રકારે કર્યું તેનુ કેટલુક વિવેચન કર્યા પછી જણાવ્યુ કે તેઓશ્રી પાલખીમા પધારતા ત્યા પણ ગ્રન્થોની આવૃત્તિ કર્યા કરતા, અને તે પાલખીમા પુસ્તકોનો વિશેષ ભાર ન થાય તે માટે ખાસ ઝીણા અક્ષરે લિખિત પ્રતિ પોતા પાસે રાખતા હતા પરદેશમા પધારતા ત્યા પણ બીજા સામાનના ગાડા રાખવાને બદલે હસ્તલિખિત ગ્રન્થોના કયારેક વીસ જેટલા ગાડા પોતાની સાથે રાખતા હતા, એટલી તેમની રુચિ વિદ્યા પ્રતિ હતી ભાષ્યમા શ્રીમહાપ્રભુજીનો અને શ્રીગુસાઇજીનો ભાગ પહેલવહેલા પૃથક્ તેઓશ્રીએ જ કર્યો અને તે કાર્ય તેમણે બન્નેની ભાષાશૈલીથી જ સ્પષ્ટ કર્યું શ્રીપુરુષોત્તમજીમહારાજ શ્રીમહાપ્રભુજીથી સાતમી પેઢીએ હતા, કે જે સાત પેઢીમા પણ શ્રીગુસાઇજી શ્રીગોકુલનાથજી અને શ્રીહરિરાયજી ઇત્યાદિ પણ પ્રસિદ્ધ વિદ્વાન્ થયા જ હતા શ્રીપુરુષોત્તમજી પોતાના ગ્રન્થની જ ત્રણ પ્રતિઓ કરાવતા તેમાની એક આપાસેનીવાના શ્રીવિઠ્ઠલનાથજી ઉપર મોકલતા એક પોતાની પાસે રાખતા, અને એક કોઇ પણ યોગ્ય પાત્ર જો મળતો તો તેને દાન કરતા ઇન્દ્રિયાશ્વવિનિગ્રહ' વિષે આચાર્યશ્રીના વચનપરની તેઓશ્રીની ટીકા વાચનારને સ્પષ્ટ થશે કે આપ નીતિના મહાન્ શિક્ષક હતા, તેમની ભાષાશૈલી હાલની વૈજ્ઞાનિક શૈલીને પણ ટક્કર મારે એવી સમીક્ષામયી હતી

## વૈ વાડીલાલ નગીનદાસ શાહ

વૈ વાડીલાલ નગીનદાસ શાહે શ્રીપુરુષોત્તમજીમહારાજને શ્રીમહાપ્રભુજીના અને શ્રીગુસાંઇજીના ટીકાકાર 'તરીકે ઓળખાવતા તેમના સ્વતન્ત્ર ગ્રન્થોના નામ આપ્યા હતા તેઓશ્રીએ શ્રીમદાચાર્ય-ચરણને શરણ માનીને ગ્રન્થોનુ અધ્યયન કરવામા સ્વમાર્ગનો ઉત્કર્ષ માન્યો હતો જ્ઞાનની અપેક્ષામા પણ ભગવન્નિષ્ઠ જ્ઞાન ઉપર ભાર મૂકીને જ્ઞાનાદિવિશિષ્ટ ધર્મિસ્વરૂપ શ્રીકૃષ્ણના જ ચરણમા એમણે પુષ્ટિમાર્ગના ફલનો પ્રકાર મૂક્યો હતો આપણો માર્ગ શ્રુતિસ્મૃતિપુરાણમા પણ પ્રસિદ્ધ છે, એટલુ જ નહિ પણ ભગવાને શ્રીમુખે કહ્યો છે તેથી આપણો સમ્પ્રદાય એકકાલાવચ્છેદે લોકવેદા-તીત અને વેદમૂર્ધન્ય પણ છે પુષ્ટિમાર્ગમા સેવ્ય શ્રીનાથજીનુ સ્વરૂપ કાળભૈરવથી અત્યન્ત ભિન્ન જ છે એમ સમજાવવા બન્નેના ચિત્રો સભાને દેખાડયા પછી શ્રી આચાર્યચરણના અનન્ય શરણે સ્થિતિ કરીને રૂપસેવા અને નામસેવા ઉભયે પણ આવશ્યકતાનો આગ્રહ વૈ વાડીલાલભાઈએ કર્યો હતો

વૈ સુન્દરલાલ મણિલાલ વકીલનાએ 'પ્રસાદના ટોપલા'નો અર્થ 'કૃપારૂપ પ્રસાદે સિદ્ધ થયેલા ગ્રન્થોના પટારાના પટારા' એવો કર્યો હતો, અને જણાવ્યુ હતુ કે આચાર્યશ્રીના ગ્રન્થોની ટીકામા તેમનો 'પ્રકાશ' ગ્રન્થ સર્વોત્તમ જ છે વારવાર નૃસિંહભટ્ટજીનો પણ ઉપન્યાસ એઓશ્રી કરે છે આ સમ્પ્રદાયના વિદ્વાન્ ગોસ્વામીઓમા એમનુ સ્થાન અગ્રગણ્ય છે 'જૈમિનિ ભાષ્ય' ઉપર પણ એમનુ વિવરણ છે ન્યૂન પઙ્ક્તિઓ શોધી આપીને તેમ જ શૈલીએ દર્શાવીને શ્રીપુરુષોત્તમજીએ પોતાની સમીક્ષાશક્તિનો સાક્ષાત્કાર એમના વાચકોને કરાવ્યો છે એમના દૃષ્ટાન્તો પણ સરલ અને સમજી શકાય તેવા હોય છે શ્રીગુસાઇજીનો શ્રીભાગવતાર્થપ્રકાશ અપૂર્ણ હતો ત્યાથી તેઓશ્રીએ 'આવરણભઙ્ગ' સમાપ્ત કરીને 'યોજના' નામનો ગ્રન્થ રચ્યો 'ઇન્દ્રિયાશ્વવિનિગ્રહ' ઉપરની ટીકા કરીને વિષયની પૂરી નિન્દા કરીને રસનો અને વિષયનો ભેદ તેમણે દર્શાવ્યો છે 'ભાગવતશઙ્કાનિરાસવાદ' ગ્રન્થ લખીને એઓશ્રીએ ભાગવત બોપદેવકૃત નથી પણ શ્રીશઙ્કરાચાર્યના પણ પરમગુરુ ગૌડપાદા-દિએ પણ તેનો ઉપન્યાસ કર્યો છે એમ સિદ્ધ કર્યુ છે સારસ્વતનિમા પણ ભાગવતનો ઉપન્યાસ કરેલો દેખાય જ છે શ્રીકૃષ્ણના તિરોધાન પછી તરત જ નાશ રહિતાત્મ આ શ્રીભાગવતરૂપ સૂર્યનો પ્રકાશ થયો છે એમ શ્રીપુરુષોત્તમજીએ બહુ સબળ પ્રમાણોથી સિદ્ધ કર્યું છે, અને તેથી આપણુ કર્તવ્ય છે કે એમના ગ્રન્થરૂપ નિધિનુ અધ્યયનરૂપ સંરક્ષણ કરવુ

વૈ સુન્દરલાલે કરેલુ ભાષણ નીચે અક્ષરશ આપવામા આવે છે

# सुन्दरलाल माणिलाल वकीलना

बी ए एल एल बी नुं

# भाषण.

પૂજ્ય સભાપતિમહોદય તથા પરમભાગ્યવાન્ વૈષ્ણવો,

દશદિગન્તવિજયી ગોસ્વામી શ્રીપુરુષોત્તમજીના સમ્બન્ધમાં મને પ્રમુખ વે શા સ શાસ્ત્રીજી તરફથી મારું મન્તવ્ય શું છે તે જણાવવાની આજ્ઞા થઈ છે તો મારે આપની સમક્ષ મારા વિચારો સંક્ષેપમાં જણાવવા જોઇએ અત્યન્ત શોચનીય વાત છે કે જનસમાજ એવું માને છે કે ' પુષ્ટિસમ્પ્રદાયમાં મહાપ્રસાદ તથા ઠોરપુરીના ટોપલા વિના બીજું કાંઇ દેખાતું નથી" આવા જનસમાજને પણ ઉત્તર આપવાને દશદિગન્તવિજયી ગોસ્વામી શ્રીપુરુષોત્તમજી-કે જેઓશ્રીનો પ્રાકટ્યોત્સવ ઉજવવાને આજે આપણે અત્ર મળ્યા છીએ-તેઓશ્રીએ પોતે પોતાના નવલક્ષ પર સંસ્કૃત સાહિત્ય વારસામાં આપીને આપણને તેવા દુર્વાદીઓનો પક્ષ નિર્બલ કરવાનું 'સામર્થ્ય' આપ્યું છે દશદિગન્તવિજયી શ્રીપુરુષોત્તમજીના ગ્રન્થો એટલા બધા વિસ્તૃત અને ગહન છે કે તેવી જ્ઞાનશક્તિથી પરિપૂર્ણ સાહિત્ય આધુનિક સમયમાં કોઇ પણ વિદ્વાન્ લખી શકે એમ નથી એમણે રચિત ગ્રન્થનું માપ નવલક્ષ શ્લોક અર્થાત્ નવમહાભારતજેટલું છે એમના તેમ જ અન્ય ગોસ્વામીના ગ્રન્થો આપણી સમક્ષ હાલ જાહેરમાં પ્રકટ થયલું ગ્રન્થપ્રદર્શન બતાવે છે, તે ઉપરાન્ત પણ એટલા બધા છે કે આપણે જનસમાજને એમ બતાવી શકીએ કે પુષ્ટિસમ્પ્રદાયમાં મહાપ્રસાદનાં ટોપલા છે એટલું જ નહિ પણ તેની બાહાર ટોપલેટોપલા ભરેલા અમૂલ્ય હીરા જેવાં ગ્રન્થો પણ વિદ્યમાન છે શ્રીપુરુષોત્તમજી પોતે એક મહાધુરન્ધર વિદ્વાન્ હતા એમના ગ્રન્થો વાચવામાં આવે છે ત્યારે સાગ જિજ્ઞાસુ શિષ્યને તો અવશ્ય અન્ય સર્વ શાસ્ત્ર જેવા કે અન્ય સર્વ આચાર્યના વેદાન્તભાષ્યો, પૂર્વમીમાંસા, વ્યાકરણ, વૈદક, ન્યાય, સાંખ્ય, વૈશેષિક, જ્યોતિ શાસ્ત્ર, નાટ્યશાસ્ત્ર, સંગીતશાસ્ત્ર ઇત્યાદિ સર્વ જ શાસ્ત્રનો અભ્યાસ કરવો પડે છે શ્રીમદ્વલ્લભાચાર્યજીના ગૂઢ તથા ગ્રથિત વચનામૃત સમજાવવામાં તે સર્વ વાક્યો ઉપનિષદ્ વેદ ગીતા શ્રીમદ્ભાગવત તેમ જ અન્ય પુરાણમાંથી તેમ જ બીજા પણ સર્વ સ્થળેથી અધ્યાય તથા શ્લોકના અંક સાથે ટાંકી આપે છે, અને જિજ્ઞાસુ વાચકને યુક્તિપુરઃસર શ્રીમદ્વલ્લભાચાર્યજીના તે વાક્યોનું સ્વારસ્ય સચોટ રીતે સમજાવે છે આધુનિક સમયના વિદ્વાનો જેમ Index learning ની પદ્ધતિએ પોતાના પ્રમાણવાક્યો ક્યા અધ્યાયમાં અને ક્યા ગ્રન્થમાં છે તે શોધી આપે છે તેમ શ્રીપુરુષોત્તમજી પણ પોતાના વાક્યો ક્યા ગ્રન્થમાં ક્યા સ્કન્ધમાં કયા પ્રકરણમાં અને કયા અધ્યાયમાં છે તેનો પણ ઉપન્યાસ કરી દે છે જેથી અલ્પબુદ્ધિના અને અલ્પાયુષ્ય પણ વાચકનો સમય બચે છે અને તેની ઇચ્છા હોય તો તે તે ગ્રન્થ પાસે રાખીને પણ પૂર્વાપર સમ્બન્ધ તે સમજી શકે છે શ્રીપુરુષોત્તમજીની શૈલી વિદ્વત્તાથી સમ્પૂર્ણ છે કોઇ પણ વિદ્વાનના હસ્તમાં એમનો ગ્રન્થ જાય તો તે ગ્રન્થની ભાષા પૂર વેગથી તેના મગજમાં પહોંચે છે. શ્રીપુરુષોત્તમજી પોતાનું મન્તવ્ય શાસ્ત્રીય રીતિએ સમજાવે છે શ્રીપુરુષોત્તમજીનો અભ્યાસ એમના પોતાના જમાનામાં કે જ્યારે છાપવાની કળા ન હતી અને પરતો હસ્તલિખિત હોઈ દુર્લભ હતા

ત્યારે પણ હાલના પશ્ચિમના વિદ્વાનોની વૈજ્ઞાનિક પદ્ધતિને ટક્કર મારે એવો હતો એ જોઈ જેવું, તેનું આશ્ચર્ય નથી કોઈ પણ સિદ્ધાન્ત મોટા લોકોનો છે માટે બુદ્ધિમા ઉતરે કે ન ઉતરે તો પણ સ્વીકારી જ લેવો એવું પોતે માનતા ન હતા, પરન્તુ તે સિદ્ધાન્ત શાસ્ત્રીય રીતે પ્રમાણપુરઃસર કેમ સમજી શકાય અને બીજાને કેમ સમજાવી શકાય તેનો સફલ પ્રયાસ કરતા એમ એમના ગ્રન્થો સિદ્ધ કરી આપે છે શ્રીમદ્વલ્લભાચાર્યજીના પ્રત્યેક ગ્રન્થ ઉપર પોતે સુવિસ્તૃત પ્રમાણપુરઃસર ટીકાઓ લખી છે, એ ટીકાઓમા શ્રીપુરુષોત્તમજી ક્વચિત્ એમ જણાવે છે કે "અહીં મૂલ ગ્રન્થ ત્રુટિત છે, અહીં લેખકના દોષને લીધે પઙ્ક્તિ જતી રહી છે, અહીં મૂળ ગ્રન્થની પઙ્ક્તિઓ ઉપરાઉપરી લેખકના ભ્રમને લીધે લખાઈ ગઈ છે, મૂળ ગ્રન્થ શ્રીમદ્વલ્લભાચાર્યજીનો છે તથાપિ અહીં શ્રીપ્રભુચરણ શ્રીગુસાંઈજીનો ભાગ વધવામા આવ્યો છે એમ દિસે છે, અહીં ઉપનિષદ્ના વાક્યમા શ્રીમહાપ્રભુજીએ દક્ષિણના પણ્ડિતોમા પ્રચલિત દ્રવિડ પાઠ સ્વીકાર્યો છે, યદ્યપિ ઉપનિષદ્ની પ્રચલિત પ્રતિમા એ પાઠ નથી", ઇત્યાદિ ઇત્યાદિ. એટલુ જ નહિ પણ શ્રીપુરુષોત્તમજી શ્રીમહાપ્રભુજીના જૈમિનિભાષ્યમા તથા પત્રાવલમ્બનગ્રન્થમા તેમ જ અન્ય ગ્રન્થોમા મૂલ ગ્રન્થ ક્વચિત્ ત્રુટિત થતો હોય તો પોતાની 'પ્રકાશ" નામની ટીકામા પૂર્વાપર સમ્બન્ધ ધ્યાનમા લઈને શ્રીમહાપ્રભુજીનો ત્રુટિત ભાગ શુ હશે તે પ્રામાણિક દૃષ્ટિથી ખોળવાનો પ્રયાસ કરે છે અને ગ્રન્થ સમ્પૂર્ણ કરવા આવશ્યક સઙ્કલના પણ યોજી આપે છે. શ્રીપુરુષોત્તમજી સામ્પ્રદાયિક સિદ્ધાન્ત સમજાવવામા ક્વચિત્ એવા તો સર્વમાન્ય દૃષ્ટાન્તો આપી દે છે કે જેથી પ્રાકૃત લોકો પણ એમના સિદ્ધાન્તનુ રહસ્ય સત્વર સમજી શકે છે જેમ કે પુષ્ટિમાર્ગ શાસ્ત્ર-દૃષ્ટિથી સિદ્ધ થાય છે એટલુ જ નહિ પણ લોકો પોતાના વ્યવહારમા પણ તે માર્ગ સ્વીકારે છે આ રહસ્ય સમજાવવા શ્રીપુષ્ટિપ્રવાહમર્યાદાગ્રન્થના પ્રકાશમા પોતે એક દેવાળીઆનુ દૃષ્ટાન્ત આપે છે, દેવાળીઆએ લેણદારોના પૈસા સાચેસાચા લીધા હોય છે અને આપી શકતો નથી, તેથી લોકો તેની પાસેથી રૂપીઆની બે આની પણ લઈને તેની સાથે માંડવાળ કરે છે અરે! તદ્દન અશક્ત અને નિર્ધન હોય તો પોતાના લેણાની પાઈ પણ લેતા નથી, તેને એમ નથી કહેતા કે 'તે અમારા પૈસા લીધા છે તેથી પૂરેપૂરા આપ', પણ તેના ઉપર કૃપા કરી તેને દેવામાથી મુક્ત કરે છે, એટલુ જ નહિ પણ હાલની બ્રિટિશ સરકાર નિરાધાર દેવાળીઆને નાદાર કોર્ટનો આશ્રય આપી દેવામાથી મુક્ત કરે છે,- જો લૌકિક રાજા તથા લૌકિક લેણદારો પણ વ્યવહારમા જમાઉધારનો વિચાર કરતા નથી પરન્તુ અન્તે અશક્ત નિષ્કિઞ્ચન દેવાળીઆ ઉપર કૃપા જ કરે છે તો અખિલ વિશ્વના પ્રભુ ભગવાન્ શ્રીકૃષ્ણ નિજાંશ આણુ જીવ ગમે તેવો દુષ્ટ હોય અને કોઈ પણ પ્રકારનુ પુણ્ય ન કરતો હોય તો પણ તેવા દુષ્ટ જીવ ઉપર કૃપા કરે અને તેનો પણ ઉદ્ધાર અજામિલાદિવત્ કરી દે એમા શુ આશ્ચર્ય !" વૈષ્ણવો ! શ્રીપુરુષોત્તમજીના સમયમા આધુનિક નાદારનો કાયદો હશે કે કેમ એ પ્રશ્ન છે, તથાપિ શ્રીપુરુષોત્તમજી કંઈ અપૂર્વ તથા નવીન દૃષ્ટાન્ત આપી પુષ્ટિમાર્ગનો સિદ્ધાન્ત જનસમાજને સમજાવે છે! આથી સિદ્ધ થય છે કે શ્રીપુરુષોત્તમજીનો અભ્યાસ તથા એમના ગ્રન્થો Scientific અર્થાત્ વૈજ્ઞાનિક પદ્ધતિથી પરિપૂર્ણ હતા

શ્રીપુરુષોત્તમજી 'ભાષ્યપ્રકાશ' નામના પોતાના ગ્રન્થમા શ્રીબ્રહ્મસૂત્રમા અન્ય ભાષ્યકારોના તત્ત્વ શા અભિપ્રાય છે તેમા શા દોષ છે, તેઓ શી રીતિએ અને કયા પર્યન્ત આપણને મળતા આવે છે તથા આપણા શ્રીમદ્વલ્લભાચાર્યજી તેમનાથી શા માટે જુદા પડે છે એ સર્વ પ્રમાણપુરઃસર શાસ્ત્રીય રીતિએ સમજાવે છે ટુકમા દશદિગન્તવિજયી ગોસ્વામિશ્રીપુરુષોત્તમજી જો અદ્ય પણ પ્રકટ થાય તો દુનિયાના વિદ્વાનો તેમને અગ્રગણ્ય સ્થાન આપ્યા વિના રહે નહિ જ નીતિ તથા ઇન્દ્રિયવિજયની બાબતમા શ્રીપુરુષોત્તમજી એક Strict disciplinarian હતા અર્થાત્ પોતાના અનુયાયીને સરલ નીતિમય પવિત્ર અને ભક્તિમય જીવન આચરણમા મૂકવાનો ઉપદેશ આપતા

કરતા હતા શ્રીપુરુષોત્તમજી નિજ રસાત્મક ભક્તિમાર્ગ 'નિન્દાય' નહિ તેને માટે પોતાના અનુયાયી' ઓને રસ અને રસાભાસનું તારતમ્ય સમજાવતા શ્રીપુરુષોત્તમજી સ્પષ્ટ આજ્ઞા કરે છે કે 'લૌકિક નાયક વા નાયિકામા શૃઙ્ગારરસ સર્વથા નથી તેમા રસ નથી પણ રસાભાસ છે તેથી તેના લૌકિક નાયકનાયિકાના રસ શોધવાનો મિથ્યા પ્રયાસ કરીને તમારા અલ્પ પણ અમૂલ્ય આયુષ્યનો અને ભગવદ્દત્ત શક્તિઓનો વૃથા વ્યય કરશો નહિ, જો તેમ કરશો તો તમે તમારા પુરુષાર્થથી ભ્રષ્ટ થશો અને ભગવાનથી દૂર થશો, રસનુ સ્વરૂપ ભગવાન્ છે, રસના ભોક્તા પ્રભુ શ્રીકૃષ્ણચન્દ્ર, છે. રસ-સામગ્રી તથા રસભોગ પ્રભુ શ્રીકૃષ્ણચન્દ્રને છાજી શકે આપણા જેવા તુચ્છ પામર જીવો લૌકિક નાયકનાયિકામા રસ પ્રાપ્ત ન કરતા રસાભાસમાત્ર પ્રાપ્ત કરીને કેવલ સ્વાર્થથી ભ્રષ્ટ જ થાય છે. શ્રીમદાચાર્યચરણના તત્ત્વાર્થદીપનિબન્ધના સર્વનિર્ણયપ્રકરણમા શ્રીમદાચાર્યજી એવી આજ્ઞા કરે છે કે "શક્ત્યનુસાર સ્વધર્માચરણ, વિધર્મથી નિવર્તન, અને સર્વથા ઇન્દ્રિયરૂપી અશ્વનો સારી રીતિએ વિનિગ્રહ આ ત્રણનો સર્વથા ત્યાગ ન કરવો, વૈરાગ્ય અને ઉપશિક્ષણનો ત્યાગ સર્વથા ન કરવો, જો ઇન્દ્રિયરૂપી અશ્વનો નિગ્રહ કરવામા આવે તો જ ઇષ્ટ દેશની–ભગવત્સ્વરૂપની–પ્રાપ્તિ થાય છે, આ ત્રણનો તો ક્રીડાર્થે પણ ત્યાગ ન કરવો.' આ વચનામૃતનુ વિવરણ કરતા શ્રી પુરુષોત્તમજી પોતાની 'આવરણભઙ્ગ' નામની ટીકામા લખે છે કે 'જે અનિષિદ્ધભોગ છે તે પણ ઇન્દ્રિયને તૃપ્ત કરવાને કર્તવ્ય નથી પરન્તુ સેવામા બાધકભૂત જે કામ છે તેને નિવૃત્ત કરવાને જ કરવાનો છે, ભગવદ્ભક્તે એવો વિચાર કરવો જોઈએ કે જેઓ સમૃદ્ધ છે, મહાયોગવાન્ છે, અને સુરતના વિષયમા ચતુર છે તેવા ઇન્દ્રાદિ દેવતાઓની સમાનતા હુ તુચ્છ જીવ કયાથી કરવાની હિમ્મત ધરી શકુ ! કયા તેમનુ સામર્થ્ય અને કયા મારુ સ્વરૂપસામર્થ્ય ! મારા જેવા તુચ્છ જીવનો ભોગ કેટલો અને કેવો તુચ્છ હોઈ શકે ! મારી તે કેવી નાયિકા હોઈ શકે ! અને મારા તે સુરતવિષયના શા ઉપકરણ હોઈ શકે ! એ તુચ્છ નાયિકામા, તથા ભોગાદિમા આસક્ત થઈ મ્હારે મારો પુરુષાર્થ શુ કરવા નષ્ટ કરવો જોઈએ ! "પુરુષ" શબ્દનો અર્થ "નરક" થાય છે योषित् શબ્દે પણ વિશેષે કરીને તે જ "નરક" અર્થ કથાય છે સ્ત્રીઓ શાલાવૃકનુ હૃદય છે–શાલાવૃકની માફક ક્રૂર છે એવા લૌકિક સ્ત્રીપુરુષ નાયકનાયિકાના કામવિષયમા સુખાનુભવ થાય એ તો ભ્રાન્ત જીવના અનુભવસમાન છે, કારણ કે અગ્રે એ રસાભાસમા સુખ નથી એ પ્રકારનો બાધ તો ઉભય કામુકને પ્રત્યક્ષ સિદ્ધ થઈ જાય છે એવા લૌકિક કામનુ ફલ સસાર ઉદ્ભવે છે અને એ સસાર દુઃખમય છે એ પણ સર્વ-માન્ય સિદ્ધાન્ત છે" લૌકિક કામવિષયમા ભગવદ્રસસમ્બન્ધનો અભાવ છે वेणुगीतના પ્રારમ્ભના શ્રીસુબોધિનીજીમા શ્રીમદ્વલ્લભાચાર્યજી કહે છે કે "આસક્તિની પૂર્વે પ્રેમ છે, તે પ્રેમ પણ હરિ ભગવાન્ પોતે જ–અન્ય લૌકિક નાયક નહિ–કરે છે અને પ્રેમના ઉદ્બોધક પદાર્થો પણ હરિ પોતે જ કરે છે અન્ય કોઈ પણ (લૌકિક નાયકાદિ) કરી શકતા નથી" આ કારિકા એમ સ્પષ્ટ પ્રતિ પાદન કરે છે કે શ્રીકૃષ્ણ ભગવાન્ વિના અન્ય લૌકિક નાયકાદિ જો પ્રેમના ઉદ્બોધક થવા જાય છે તો તેથી સર્વથા ભગવદ્ભાવની ઉત્પત્તિ થતી નથી જો લીલાસ્થ ભગવદીયની પણ આવી દશા છે તો ઇદાનીન્તન તુચ્છ જીવની વાત તો દૂર જ રહી લૌકિક ભોગ સવિઘ્ન છે, અલ્પ છે, અને ઘાતક છે, તેથી એનો ત્યાગ કરવો," એથી સિદ્ધ થાય છે કે ભગવલ્લીલાના દૃષ્ટાન્તને અનુસરીને જે લોકો અન્ય જીવોને લૌકિક કામવિષયમા પ્રવર્તાવે છે અને પોતે પણ તેમા પ્રવૃત્ત થાય છે તેવા સર્વ જીવોને ભગવાનથી વિમુખ સમજવા અને તેમનો સઙ્ગ સર્વત ત્યજીને સર્વ ઇન્દ્રિયનો નિગ્રહ કરવો જોઈએ આ રીતિએ અલૌકિકભગવદ્વિષયક રસમાર્ગ અને લૌકિક રસાભાસનો જે મહાન્ ભેદ છે તે સમજવાને અને તદનુસાર સર્વેન્દ્રિયનો વિનિગ્રહ કરવાને નિજ સમ્પ્રદાયના સર્વ અનુયાયીઓને તેમના કલ્યાણને અર્થે જ શ્રીપુરુષોત્તમજી એક સપ્તમા સપ્ત ધર્માચાર્યત્વે આજ્ઞા કરે છે શ્રીપુરુષોત્તમજીના ગ્રન્થોનો અભ્યાસ કરો અને ન થઈ શકતો હોય અભ્યાસી શાસ્ત્રિવર્ગ તેમ જ યુનિવર્સિટિના સસ્કૃત સાથે ઉત્તીર્ણ ગ્રેજ્યુએટોનો સમાગમ કરો, અને તેમને તેમના અભ્યાસમા ઉત્તેજન આપો–

બીજી ખેદની વાત એ છે કે આપણે આધુનિક સમયમાં નિરન્તર શ્રીમદ્‌ભાગવતનો નિરંતર પાઠ કરવાની તથા તેનો અર્થ સમજવાની શ્રીમદાચાર્યચરણની આજ્ઞાનું ઉલ્લંઘન કરીએ છીએ, એટલુ જ નહિ પણ માલન રસાભાસ સાહિત્ય વાચીએ છીએ અને આપણા અમૂલ્ય વૈષ્ણવ મનુષ્યદેહનો અપવ્યય કરીએ છીએ શ્રીમદ્‌વલ્લભાચાર્યજીની આજ્ઞાને અનુસરવાને આપણે સ્વરૂપસેવા તથા નામસેવા ઉભયે કરવાની છે સેવારસ તથા કથારસનો આસ્વાદ લેતા આપણે શીખવુ જોઇએ રાત્રિના સમયમા કથારસનો આસ્વાદ કરવાને શ્રીમદ્‌ભાગવતશાસ્ત્રના અર્થને સમજાવે એવી શ્રીમદ્‌વલ્લભાચાર્યજીની શ્રીસુબોધિનીજી ટીકા પ્રતિદિન વૈષ્ણવસમાજમાં વચાવી જોઇએ એ શ્રીસુબોધિનીજી ગ્રન્થ ભાષ્યજેવો રમ્ય છે અને દુર્બોધ પણ છે, તો તેના અર્થ સમજાવે એવુ શ્રીમત્ પ્રભુચરણ શ્રીગુસાંઇજી, શ્રીગોકુલનાથજી શ્રીહરિરાયજી તથા શ્રીપુરુષોત્તમજીના પ્રકાશ લેખ ઇત્યાદિ અનેક પ્રકારનુ સાહિત્ય ભરપૂર છે તે સર્વ સાહિત્યસામગ્રી આપણે પ્રાપ્ત કરી, એકત્રિત કરી, તેનુ સુન્દર મુદ્રણ કરી, વૈષ્ણવ સૃષ્ટિમા તેનો સુપ્રસાર કરવો જોઇએ એ ઉપરાન્ત શ્રી સુબોધિનીજીને અનુસરતુ શ્રીમદ્‌ભાગવતનુ ભાષાન્તર શ્રીસુબોધિનીજીનુ તથા તેના સાહિત્યનુ ભાષાન્તર પ્રત્યેક સ્કન્ધવાર થવુ જોઇએ આ નામસેવા ઉપાડી લેવાને સાન્પ્રદાયિક શાસ્ત્રીઓ, ગ્રેજ્યુએટો તથા ધનાઢ્ય શેઠીઆઓ તત્પર થશે એમ આશા રાખુ છુ શ્રીમદ્‌ભાગવત શાસ્ત્ર એક કપોલકલ્પિત પુરાણ બોપદેવે રચ્યુ છે એવી માન્યતા તો હવે તદ્દન અસત્ય છે એમ સિદ્ધ થઈ ગયુ છે શ્રીમદ્‌ભાગવતશાસ્ત્ર એવુ કપોલકલ્પિત હોત તો શ્રીમદ્‌વલ્લભાચાર્યજી ઉપરાન્ત તેમના પૂર્વના પણ વિષ્ણુસ્વામી મધ્વાચાર્ય રામાનુજાચાર્ય તથા શ્રીધરાદિ ભાવન ટીકાકારો એવા ગપાટક પુરાણ પછાડી પોતાનું અમૂલ્ય આયુષ્ય વ્યતીત કરત નહિ શ્રીમદ્‌ભાગવત એવુ કપોલકલ્પિત નથી એ શાસ્ત્ર એવુ તો કઠિન છે કે કોઇ પણ સમર્થ વિદ્વાનની પરીક્ષા એ શાસ્ત્રમા થઈ શકે છે શ્રીમદ્‌ભાગવતમા વેદસ્તુતિનો ભાગ એવો તો કઠિન છે કે તે સમજાવવામા ભલભલા વિદ્વાનો ભૂલ કરે છે શ્રીમદ્‌ભાગવતશાસ્ત્રમા વેદના, ઉપનિષદના, ગીતાના તથા અન્ય શાસ્ત્રના અક્ષરશઃ વાક્યો, શબ્દો અને આખ્યાનો મળી આવે છે શ્રીમદ્‌ભાગવતશાસ્ત્ર વેદવ્યાસજીનો અન્તિમ ગ્રન્થ છે, અને તેમા વેદવ્યાસજીએ પોતાની અખૂટ જ્ઞાનશક્તિ સયોજી દીધી છે એ શાસ્ત્રથી જ ઉચ્ચકોટિના તેમ જ સ્ત્રીશૂદ્રાદિ નીચ કોટિના યાવન્માત્રજીવનો ઉદ્ધાર થઈ શકે છે એવો કરુણાયુક્ત ગ્રન્થ શ્રીવેદવ્યાસજીએ કલિયુગના જીવોના કલ્યાણને અર્થે પ્રકટ કર્યો છે એ ઉત્તમ શાસ્ત્રનો સમ્બન્ધ કોઇ પણ રીતે જીવને થાય તો યથાકથંચિત્ તે જીવ સસાર તરવા સમર્થ થશે એમ સમજી શ્રીમદ્‌વલ્લભાચાર્યજીએ શ્રીમદ્‌ભાગવતશાસ્ત્ર ઉપર સમ્પૂર્ણ પરિશ્રમ લીધો છે, અને શ્રીસુબોધિનીજી ઉપરાન્ત શ્રીમદ્‌ભાગવતાર્થ નિબન્ધ, ત્રિવિધલીલાનામાવલિ, શ્રીપુરુષોત્તમસહસ્રનામ, શ્રીમદ્‌ભાગવતસુક્ષ્મટીકા ઇત્યાદિ અનેક નાના મોટા ગ્રન્થો રચ્યા છે, કે જેથી ગમે તે કક્ષાનો ન્હાનો વા મોટો માણસ અજ્ઞાની વા પણ્ડિત શ્રીમદ્‌ભાગવતશાસ્ત્રનો સમ્બન્ધ પ્રાપ્ત કરે અને એ શાસ્ત્રના સમાગમથી પોતાનુ કલ્યાણ કરી શકે તેથી જ શ્રીમદ્‌ભાગવતનો અર્થ ન સમજાય તો પણ શ્રીમદ્‌ભાગવતશાસ્ત્રનો પાઠ નિરન્તર નિયમપૂર્વક આદરસહિત કરવાની આજ્ઞા કરે છે શ્રીવલ્લભાચાર્યજીની એ આજ્ઞાનુ પરિપાલન આધુનિક વૈષ્ણવ સૃષ્ટિમાથી કેટલા કરે છે ! અરે પાઠ કરવાનુ તો દૂર રહ્યુ પણ શ્રીમદ્‌ભાગવતશાસ્ત્રનો મૂલ ગ્રન્થ આપણા સમ્પ્રદાયના પાઠ સાથે આપણે અદ્યાપિપર્યન્ત મુદ્રિત પણ કરાવી શક્યા નથી, એ આપણુ દુર્ભાગ્ય છે ! કશુ ન થાય તો શ્રીમદ્‌ભાગવતનો મૂલ ગ્રન્થ જેવો મળે તેવો આપણે આપણા પુસ્તકાલયમા પધરાવી તેની સેવા કરવાનો તથા તેનો યથાશક્તિ પાઠ કરવાનો નિયમ કરવો જોઇએ વેદસન્નિભ શ્રીમદ્‌ભાગવતશાસ્ત્રને વેદસંજ્ઞા વેદવ્યાસજીએ નથી આપી, તેનુ કારણ એટલુ જ છે કે પોતાના પછી થનાર આસુરવ્યામોહ કરનાર બુદ્ધાવતારમા એ શાસ્ત્ર પણ કલુષિત ન થઈ જાય બુદ્ધભગવાને

સર્વ વેદાદિ શાસ્ત્રનો ઉચ્છેદ કર્યો, પણ શ્રીમદ્ભાગવતાદિપુરાણનું પોતે નિરાકરણ કર્યું નહિ, કારણ કે તે એમ સમજતા હતા કે એ જ પુરાણ એવું છે કે જેના આશ્રયે કલિયુગમાં દૈવ જીવ તરી જશે જો વેદવ્યાસજીએ શ્રીમદ્ભાગવતશાસ્ત્રનું વેદત્વ મુક્તકંઠે કહી દીધું હોત તો વેદના નિરાકરણે એ શાસ્ત્રનું નિરાકરણ પણ બુદ્ધાવતારમાં થઈ ગયું હોત અને કલિકાલમાં તરવાનું એટલું એક સાધન પણ ચાલ્યું ગયું હોત, યદ્યપિ શ્રીમદ્ભાગવતશાસ્ત્ર વેદતુલ્ય છે તો પણ વેદવ્યાસજીએ આ ઉદ્દેશથી એ શાસ્ત્રને "વેદ" એવી સંજ્ઞા આપી નથી એ શાસ્ત્ર નિગમકલ્પતરુનું ગલિત ફલ છે, અને એ શાસ્ત્ર વ્યાસજીને એટલું બધું સન્તોષપદ થયું હતું અને શ્રેષ્ઠ થયું હતું કે પોતાના પુત્ર શુકદેવજીને અતિશ્રેષ્ઠ વસ્તુ તરીકે વારસામાં એ શાસ્ત્ર પોતે ભણાવ્યું હતું, અને શ્રીશુકદેવજીએ કલિકાલમાં નિગ્રહ-કરણાર્થ પરીક્ષિતને કહ્યું હતું શ્રીમદ્ભાગવતશાસ્ત્ર વેદના અર્થનું ઉપબૃંહણરૂપ છે વેદના તથા ગીતાના-અર્થનું ત્રિપુટીકરણ શ્રીમદ્ભાગવતશાસ્ત્ર કરે છે 'અલ્પશ્રુતથી વેદને ભય થાય છે કે આ જીવ પોતાની મન્દમતિને લીધે મારા સત્ય અર્થનો અનર્થ કરશે, તેથી હે ઋષિમુનિઓ તમે મારા અર્થનું વિપુલીકરણ ઇતિહાસ તથા પુરાણાદિ શાસ્ત્રની મદદથી કરજો' એ સિદ્ધાન્તને અનુસરી શિષ્ટ આચાર્યો વેદના અર્થનું ઉપબૃંહણ શ્રીમદ્ભાગવતશાસ્ત્રથી કરે છે આવા અત્યુત્તમ અને અપૂર્વ તથા વેદવ્યાસના પણ અન્તિમ તથા શ્રેષ્ઠ ગ્રન્થનું સેવન શ્રીમદ્વલ્લભાચાર્યજીની આજ્ઞાને અનુસરી આપણે કરીશું તો આપણે અવશ્ય કૃતાર્થ થઈશું પોલ પત્ર તથા અન્ય મલિન માહાત્મ્ય વાચવામાં આપણે આપણો અમૂલ્ય સમય વ્યતીત કરવો તેના કરતાં શ્રીમદ્ભાગવતશાસ્ત્રનું તથા શ્રીમહાચાર્ય-ચરણના ગ્રન્થોનું જો આપણે પરિશીલન કરીએ તો આપણું કેટલું બધું સદ્ભાગ્ય થાય!

### વૈ. દેવીદાસ માધવજી

બ શેઠ દેવીદાસ માધવજી જે પી એ સામ્પ્રદાયિક સાહિત્યની વિશાલતા ઉપર ભાર મૂકીને એ પ્રસાદ લેવાની યોગ્યતા પ્રાપ્ત થાય એવી પ્રભુ કૃપા કરે એવી ઇચ્છા પ્રદર્શિત કરી હતી

### રા હરિકૃષ્ણશાસ્ત્રી

વૈ હરિકૃષ્ણશાસ્ત્રીએ સમ્પ્રદાય હવે સુષુપ્તિમાંથી જાગૃત થવા-માંડ્યો છે, અને નાગસેવાના આચાર્ય શ્રીપુરુષોત્તમજી છે એમ જણાવી કહ્યું કે 'પ્રકાશ' ઇત્તમોઉત્તમ હોઇ કોઈ પણ વાદીનો પરાજય કરવા સમર્થ છે 'પ્રસ્થાનરત્નાકર'માં તેઓશ્રીએ દર્શનમાત્રની સમીક્ષા કરીને શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ સર્વોત્તમ છે એમ તારતમ્યપૂર્વક સિદ્ધ કરી બતાવ્યું છે ઉક્ત શાસ્ત્રીએ શ્રીહરિરાયજી અને શ્રીપુરુષોત્તમજીવિષયિણી આખ્યાયિકાનો અર્થ કરી આપ્યો હતો

### શ્રીદીક્ષિતજી.

શ્રીગોકુલનાથજી મહારાજના લાલબાવા ચિ શ્રી દીક્ષિતજીએ શ્રીપુરુષોત્તમજીને વન્દન કરી જણાવ્યું કે શ્રીમહાપ્રભુજીના અને શ્રી ગુસાંઇજીના ગ્રન્થોનું અધ્યયન શ્રીપુરુષોત્તમજીની પ્રણાલિકાએ પ્રમાણપૂર્વક કરીને શ્રીહરિરાયજી આદિએ કરેલા ભાવાત્મક ગ્રન્થો હૃદયમાં પધરાવીને વૈષ્ણવોએ કૃતાર્થ થવું-ઘટે છે બ્રહ્માનન્દનું ઐતિહ્ય પણ કથીને આ ચિ બાલબાવાએ ઉપસંહાર કર્યો હતો

### શ્રીવલ્લભલાલજી

શ્રીરણછોડલાલજી મહારાજના લાલબાવા ચિ શ્રીવલ્લભલાલજીએ ચતુઃશ્લોકીનું વ્યાખ્યાન કરીને શ્રીકૃષ્ણનું સેવાસ્મરણ એ જ વૈષ્ણવોનો ધર્મ જણાવ્યો હતો

વૈ નારણદાસ સાગાણીએ સત્યને પ્રકાશમાં આણવા વૈષ્ણવોએ વ્રત લેવાનો આગ્રહ કર્યો હતો

વૈ રણછોડદાસ વરજીવનદાસ પેટલાદીએ અત્યાર સુધી અપ્રાપ્ય શ્રીભાગવતપરની આચાર્ય-શ્રીની સૂક્ષ્મટીકા તેમ જ શ્રી પુરુષોત્તમજીનાં પણ ત્રણ પત્રો પોતા પાસે હોવાનું જણાવ્યું હતું

## વૈ. શા. સ. મગનલાલ શાસ્ત્રીજીએ પ્રમુખત્વે કરેલો ઉપસંહાર

શ્રીમદ્ગોસ્વામી શ્રીપુરુષોત્તમજીમહારાજનો પ્રાકટ્યોત્સવ આપણે પ્રથમ જ વાર આ મુબાઈમાં ઉજવવાને પરિષદ્દ્વારા મળ્યા છીએ, અને તેમાં ઉભય દિવસે શ્રીમાન્ ગોસ્વામીઓ અત્ર ઉપસ્થિત થયા છે એ આપણા અહોભાગ્ય છે આપણો બ્રહ્મવાદ જ નિત્ય સનાતન વૈદિક ધર્મ છે, અને જે કોઈ પણ વાડા બન્ધાયા હોય તો તે આપણા અખણ્ડ શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદના જ કેવલ એકદેશ છે વેદના પ્રારમ્ભમાં મધ્યમાં અને અન્તમાં બ્રાહ્મણોમાં કલ્પસૂત્રાદિમાં આરણ્યકમાં ઉપનિષદ્માં આ અખણ્ડ શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ વિના અન્ય કાંઈ પણ ઉપદિષ્ટ નથી શ્રીમદ્ભગવદ્ગીતામાં પુરુષોત્તમ શ્રીકૃષ્ણ અક્ષરે અક્ષરે આ બ્રહ્મનિનાદ કરે છે કૃષ્ણદ્વૈપાયન વેદવ્યાસ બાદરાયણ પણ બ્રહ્મસૂત્રમાં એ જ બ્રહ્મવાદનો ભક્તિસાધનત્વે ઉપદેશ કરીને પ્રપત્તિનો–શરણનો–સંગ્રહ કરે છે, અને સર્વોત્કૃષ્ટ શ્રીમદ્ભાગવત પ્રસ્થાન તો પદે પદે અનુગ્રહાત્મિકા પુષ્ટિનો જ ડિણ્ડિમઘોષ કરે છે

શ્રીપુરુષોત્તમજીના ગ્રન્થના લક્ષણો વિષે વૈ. તેલીવાલાએ અને શ્રીમદ્વલ્લભાચાર્યાદિની નિસ્પૃહતા વિષે વૈ. ધીરજલાલ ભાઈએ એટલું તો વિવેચન કર્યું છે કે તે વિષે વિશેષ વિવેચન ન કરતાં શ્રીમદાચાર્યચરણ શ્રીવિઠ્ઠલેશ, શ્રીગોકુલેશ, શ્રીહરિરાયજી ઇત્યાદિએ જે પ્રમેયાત્મક ભાવ પ્રધાન માર્ગનું નિરૂપણ કર્યું છે તે જ સિદ્ધાન્તને પ્રમાણત્વે પોષક શ્રીપુરુષોત્તમજીના અમુક ગ્રન્થોનો પરિચયમાત્ર હું આપને કરાવીશ

'ભાષ્યપ્રકાશ" શ્રી પુરુષોત્તમજીનો ઉત્તમોત્તમ ગ્રન્થ છે, અને તેની ઉત્તમતા એ છે કે તેના પ્રત્યેક સૂત્રમાં અધિકરણમાં શ્રીમદ્વલ્લભાચાર્યજીના જ સિદ્ધાન્તના સ્પષ્ટીકરણમાત્રે સન્તોષ નહિ માનતા શઙ્કર ભાસ્કર રામાનુજ મધ્વ ભિક્ષુ અને નીલકણ્ઠ એ છ ટીકાકારોની ટીકામાંથી પણ અક્ષરશ ઉપન્યાસ કરીને તેમની સુન્દર સમીક્ષા કરીને બ્રહ્મસૂત્રનો સિદ્ધાન્ત અખણ્ડ શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ જ છે એમ આધુનિક વિદ્વાનોને પણ અત્યન્ત આદરણીય શૈલીથી પ્રતિપાદન કર્યું છે ઉપનિષદ્ની દીપિકાઓ, શ્રીમદ્ભગવદ્ગીતાની–તેમના પિતૃવ્યશ્રી વ્રજરાજકૃત ગીતાટીકાની–પરિશુદ્ધિ, ભાષ્યપ્રકાશ, સુબોધિનીપ્રકાશ, આવરણભઙ્ગ, નિબન્ધયોજના, જૈમિનિસૂત્રભાષ્યવિવરણ, ષોડશગ્રન્થવિવૃત્તિ, પ્રસ્થાનાદિ-વાદગ્રન્થ અને પ્રસ્થાનરત્નાકર ઇત્યાદિ મર્મપૂર્ણ ગ્રન્થોમાં આ લક્ષણો કોઈ પણ વાચકને સુપ્રતીત થયા વિના રહે તેમ નથી શ્રીપુરુષોત્તમજીની વૃત્તિ કેવલ શાસ્ત્રી હતી સામ્પ્રત આરોપિત રાજસવૃત્તિ આ વિદ્વાન્ ગોસ્વામીમાં લેશમાત્ર પણ ન હતી પ્રાપ્ત સમ્પત્તિનો પણ ભગવદ્વિદ્યાના પ્રચારમાં જ તેઓશ્રીનો વિનિયોગ સર્વથા આદરણીય છે, તેથી આપણા સમ્પ્રદાયનું–વિશેષત આ શ્રીપુરુષોત્તમજીની શ્રેણીનું–ભવિષ્ય અત્યન્ત ઉજ્જ્વલ છે એમ હું આગ્રહપૂર્વક કહું છું જે માર્ગ અખણ્ડ શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ ઉપર પ્રકટ થયો છે, જે માર્ગ અનન્ય ભક્તિનો અત્યન્ત આગ્રહ કરે છે, અને જે માર્ગમાં કાંઈ પણ શક્ય ન હોય તો કેવલ પ્રભુના શરણમાત્રનો પણ ઉપદેશ છે, એ માર્ગ વિશ્વધર્મ થયા વિના સર્વથા રહેશે જ નહિ, અને તેથી આજે અને આજે જ આપણે એક શ્રીપુરુષોત્તમમણ્ડલનું સ્થાપન કરીએ જેમાં એક પાઈની પણ મારે કોઈની અપેક્ષા નથી પરન્તુ જેના આપે સર્વેએ આપના કાલનો થોડોક ભોગ આપીને પ્રતિરવિવાર વા પ્રતિસોમવાર, અથવા ને ઉભય દિવસ અથવા પ્રતિપક્ષે પણ એક વાર અવશ્ય શ્રીપુરુષોત્તમજીના ગ્રન્થોનું અધ્યયન વાચન કરવું છે આ મણ્ડલે ક્યાં અને ક્યારે મળવું ઇત્યાદિનો નિર્ણય કરવાને વૈ. ધીરજલાલ સાકરીઆ વૈ. મૂલચંદ તેલીવાલા, વૈ. વાડીલાલ નગીનદાસ શાહ, વૈ. જગજીવનદાસ ગોવર્ધનદાસ, વૈ. ગોવર્ધનદાસ જમનદાસ વૈ. સુન્દરલાલ મણિલાલ, વૈ. શા. સ. ચીમનલાલ હરિશંકર અને વૈ. શા. સ. હરિકૃષ્ણ લીલજી એટલા વૈષ્ણવોને હું આ સત્કાર્યમાં નિયોજું છું અને તેમને જો કોઈ પણ મદદકની અપેક્ષા હોય તો એવા અન્ય પણ નામોની વૃદ્ધિ કરી લેવાને આ સપ્તર્ષિઓને પૂર્ણ અધિકાર પણ આપું છું [1]

---

[1] આ મણ્ડલ મુંબઈમાં સ્થપાયું છે એટલું જ નહિ પરન્તુ પ્રતિરવિવારે પૂનાથી મગનલાલ શાસ્ત્રી મુંબઈ આવીને અણુભાષ્યનું અને પ્રતિસોમવારે શ્રીપુરુષોત્તમજીના વાદગ્રન્થોનું રમ્ય પ્રવચન કરે એ જણાવતા આનંદ થાય છે

મારે તો અન્ય સૂચનાદ્વય અણુભાષ્ય વિષે કરવાનુ છે એમાની પ્રથમ સૂચના એ છે કે અદ્ય-પર્યન્ત અણુભાષ્ય પર્યાયે પ્રતિતૃતીયવર્ષે લઈ શકાતુ હતુ, પણ હવેથી તો તે પ્રતિવર્ષ એમ એ-ની પરીક્ષામા લઈ શકાશે પહેલા અણુભાષ્ય એકલુ જ લેવાતુ, જ્યારે હવે તે શ્રીપુરુષોત્તમજીના પ્રકાશ સાથે લેવાતુ છે ભાષ્યપ્રકાશનુ અધ્યયન તેના ગુર્જર વા આડ્ગ્લ અનુવાદ વિના દુષ્કર છે તેથી પ્રથમ તો આપણે આ અનુવાદ સિદ્ધ કરવો ઉચિત છે એમ એમા વેદાન્ત લેનાર પ્રાયં "સુરત ગોકુલજી ઝાલા વેદાન્ત" પારિતોષિકાર્થં પ્રયત્ન કરે છે અને શાડ્કરવેદાન્તમાં અમુક વર્ષે જે પુસ્તકો નિયોજ્યા હોય છે તે જ પુસ્તકો સુરત ગોકુલજી ઝાલા વેદાન્ત પારિતોષિકાર્થ પણ નિયુક્ત હોવાથી યદ્યપિ આપણુ ભાષ્ય અનિવાર્ય વિષે આપ્યુ તથાપિ આપણુ અણુભાષ્ય લે તેવો પરીક્ષ્ય ભાગ્યે જ આવશે, કારણ કે શાડ્કરભાષ્યનુ ભાષાન્તર થયેલુ છે અને શાડ્કરવેદાન્ત લેવાથી તે સ્વલ્પ શ્રમે શડ્કર વેદાન્તમા ઉત્તીર્ણ થાય છે, અને ઝાલા પારિતોષિક પણ પ્રાપ્ત કરી જાય છે આ વૈષમ્યના પ્રતિવિધાનાર્થ આપણામાથી ધનિક વૈષ્ણવોએ અતિસત્વર એક સ્કૉલરશિપ માટે અથવા એક પારિતોષિક માટે અમુક રકમ યુનિવર્સિટિને સોપ્યા વિના અન્ય ગતિ જ નથી, ખાનગી પારિતોષિક મહારાજશ્રી શ્રીગોકુલનાથજી આપે એ તેઓશ્રીને અને આપણા સમ્પ્રદાયને યદ્યપિ શોભાસ્પદ જ છે, તથાપિ યુનિવર્સિટિમાથી પારિતોષિકલાભ પ્રાપ્ત થાય નહિ તત્પર્યન્ત અણુભાષ્ય લઈને પણ ઉત્તીર્ણ પરીક્ષકને અગ્રે રાજ્યાદિમા લાભ થવાનો સમ્ભવ બહુ જ ન્યૂન છે આ સપ્તાષ્ટ વર્ષમા માત્ર એક જ છાત્ર અણુભાષ્ય લઈને એમ એ મા ઉત્તીર્ણ થયો છે, અને તે પણ અમુક સયોગો-ને લીધે જ યદિ આવી જ ઉપેક્ષા અણુભાષ્ય માટે રાખવામા આવશે તો મને એમ પણ ભય રહે છે કે જેમ શૈવ ભાષ્ય માટે કોઈ પણ પરીક્ષ્ય નહિ આવવાથી તે ભાષ્ય આ પઠનક્રમમાથી નીકલી ગયુ, તેમ આપણા અણુભાષ્યનુ પણ કદાચિત્ થઈ જાય. પ્રભુ આપણને જાગૃતિ આપો

## ઉપકાર

પ્રમુખે પ્રત્યુપકાર માનતા જણાવ્યુ કે 'મારો ઉપકાર માનવો જો એ નહિ, કારણ કે હુ તો મારુ કર્તવ્ય જ કેવલ કરુ છુ, અને હુ સર્વ વૈષ્ણવ પાસે આશીર્વાદ યાચુ છુ કે મારુ કર્તવ્ય કરવાના સામર્થ્યનુ દાન અને આપના આશીર્વાદથી શ્રીમહાપ્રભુજી કરે ' આગલ ચાલતા પોતા ઉપર અત્યાચાર થવાની કિંવદન્તી અત્યન્ત અસત્ય જ છે એમ જણાવતા પ્રમુખે જણાવ્યુ કે શ્રીમહાપ્રભુજી મારા સેવ્ય છે અને તેમના જ વશજ શ્રીગોકુલનાથજી મહારાજ હોવાથી શ્રીમહાપ્રભુજીદ્વારા મારો અને શ્રીગોકુલનાથજી મહારાજનો સમ્બન્ધ લૌકિક વા અનિત્ય નથી, પરન્તુ નિત્ય અને આધિદૈવિક છે અને તેથી યત્ર શ્રીગોકુલનાથજી તત્ર ધર્માર્થ હુ અને યત્ર હુ તત્ર શ્રીગોકુલનાથજી પણ એમ તમે નિશ્ચયતે જ માનજો, એટલુ જ નહિ પણ વૃત્રાસુરપ્રસઙ્ગમા જેમ દધીચિમુનિએ પોતાના અસ્થિનો ઉપયોગ દર્શાવ્યો હતો, તેમ જો આપણા દૈવમાર્ગના રક્ષણાર્થે આ મારા અસ્થિનો પણ ઉપયોગ થઈ શકતો હોય તો તે ઉપયોગ કરવાને અર્થાત્ મારી પાસેથી જે સેવા આપને ઉચિત લાગે તે સર્વથા લેવાને આપ સર્વેને પરિપૂર્ણ સત્તા છે સમ્પ્રદાયના આધિપત્યાર્થ જ મારે મહારાજશ્રીને કદુ વિજ્ઞપ્તિ કરવી જ પડે છે તેટલામાત્રથી મારા ઉપર અત્યાચાર થનાર છે એ કિંવદન્તી અસત્ય છે, અને એવા અસત્યનો આશ્રય લેનાર કદાપિ વિજયી થઈ શકશે નહિ આપણા સમ્પ્રદાયમા એ સદાચાર તો સુવિદિત જ છે-અને શ્રીગુસાઈજીના સમયથી એ ચાલ્યો જ આવે છે-કે સેવ્ય-શિષ્યો-સવિનય નિજ કથનીય ગુરુને કહે જ છે, અને ગુરુ પણ શિષ્યને નિજ ઉપદેષ્ટવ્ય ભાવપૂર્વક ઉપદિશે જ છે, પરન્તુ તેટલામાત્રથી પરસ્પર વૈમનસ્ય છે એમ લોકમા દર્શાવવાનો પ્રયત્ન અસત્ય હોવાથી નિષ્ફલ છે

સમાપ્તિમા શ્રીગોવર્ધનનાથજીની શ્રીમહાપ્રભુજીની શ્રીગુસાઈજીની અને શ્રીપુરુષોત્તમજીમહારાજ-પ્રભુજીના જયઘોષણાનન્તર સભાવિસર્જન થયુ હતુ

## ॥ श्रीगोकुलेशः ॥

### श्रीगोकुलेशग्रन्थप्रचारकसमाज

સંવત્ ૧૯૮૨ના પૌષ શુકલ ત્રયોદશી રવિવાસરે કપડવણજ મુકામે પરમભગ વદીય ભાગ્યરાશિ શ્રીવ્હેનજીરાજના મહામઙ્ગલપ્રાકટ્યોત્સવપ્રસઙ્ગે તેઓશ્રીના કોઠામા અનન્ય વૈષ્ણવોની એક સભા મળી, તેમા શ્રીગોકુલેશજીના ગૃહના અપ્રસિદ્ધ હસ્ત લિખિત સંસ્કૃત અને પ્રાકૃત ગ્રન્થોની (મઙ્ગલોની) પ્રસિદ્ધિ કરવાના ઉદ્દેશથી એક સમાજ સ્થાપીને નીચે પ્રમાણે ઠરાવ કરવામા આવ્યા હતા —

(૧) આ સમાજનું નામ 'શ્રીગોકુલેશગ્રન્થપ્રચારક સમાજ' રાખવામા આવે છે

(૨) આ સમાજમા બે પ્રકારના સભ્યો રાખવામા આવે છે —(अ) જીવન-પર્યન્તના સભાસદો (आ) સામાન્ય સભાસદો

(૩) એક જ વાર માત્ર રૂા પચીસ ભરનાર જીવનપર્યન્તનો સભાસદ ગણાશે, અને પ્રતિવર્ષ રૂા બે ભરનાર સામાન્ય સભાસદ ગણાશે

(૪) જીવનપર્યન્તના સભાસદોના નાણાનુ આ સમાજ માટે કાયમ ફંડ રહેશે, અને તેના વ્યાજમાત્રનો જ ઉપયોગ મુદ્રણાદિ કાર્યમા થશે

(૫) આ સમાજ શ્રીગોકુલેશસુધાસિન્ધુકલ્લોલ ઇત્યાદિ સંસ્કૃત ગ્રન્થો, તેનાં ભાષાન્તર, માલાપ્રસઙ્ગાદિ પ્રાકૃત ગ્રન્થો પ્રસિદ્ધ કરશે

(૬) આરમ્ભમા શ્રીકલ્લોલ પ્રસિદ્ધ કરવામા આવશે

(૭) સંસ્કૃતગ્રન્થપ્રસિદ્ધિનુ કાર્ય વે. શા. સં. મઙ્ગલાલ ગણપતિરામ શાસ્ત્રીજી એમ્. એ નિઃશુલ્ક કરશે, તે જ પ્રકારે ભ. નાનુલાલ નારાયણદાસ ગાંધી એમ્. એ એલ્. એલ્. બી ભાષાન્તરકાર્ય અને ભ. ઉજમશી બાપુલાલ કાપડીયા બી. એ તેની મુદ્રણાદિવ્યવસ્થા કરશે

(૮) ભ. ઉત્સવલાલભાઈને તથા ભ. ગિરિધરલાલભાઈને આ સમાજના કોશાધ્યક્ષ એક વર્ષ માટે નીમવામા આવે છે, તેઓ જ નાણાં વસુલ કરશે, રકમ વ્યાજે મૂકશે, અને આવકનો તથા ખર્ચનો હિસાબ રાખશે

(૯) જીવનપર્યન્તના તથા સામાન્ય સભાસદોને આ સમાજે પ્રસિદ્ધ કરેલા ગ્રન્થો વિના મૂલ્યે આપવામા આવશે

(૧૦) નાણા મોકલનાર સભાસદોને કોશાધ્યક્ષની સહીથી પહોંચ મોકલવામાં આવશે

(૧૧) આ કાર્યને માટે નીચેના પાંચ વૈષ્ણવો દરેક સો રૂપિયાની તસદમાત વગર વ્યાજે બે વર્ષને માટે આપવાનુ કબુલ કરે છે —૧ ભ. ઉત્સવલાલ મોકલચન્દ ૨. ભ. નાથજીભાઈ ભોગીલાલ ૩ નાનુલાલ નારાયણદાસ ગાંધી ૪ શ્રીબાંગ્યા ભરુચી વૈષ્ણવ સમાજ ૫ ભ. ગિરિધર મૂલજી

(૧૨) સભ્યોની આવતી વાર્ષિક સભા કયા અને કયારે મળશે તે પછીથી આ માસિકમા જણાવવામા આવશે

ગિરિધર મૂલજી શાહ.

નોંધ —જે વૈષ્ણવોએ સભાસદત્વે નામ નોંધાવ્યા છે તેઓ સત્વર જ નાણા મેાેકલી આપશે, અને જે ભાવ્યવાનો સભાસદ થવા ઇચ્છતા હોય તેઓ પણ 'ભ. ગિરિધર મૂલજી શાહ ધંધુકા' એ શિરનામે નાણા મોકલીને નામ નોંધાવશે એમ અભ્યર્થના છે.

વ્યવસ્થાપક, ઉજમશી બાપુલાલ કાપડીયા બી. એ.




॥ श्रीकृष्णाय नम ॥

॥ श्रीगोपीजनवल्लभाय नम ॥

॥ श्रीमदाचार्यचरणकमलेभ्यो नम ॥

करेमा स्त्रियोवनचरीर्व्यभिचारदुष्टा कृष्णे वध चैप परमात्मनि रूढभाव ।
नन्त्रीश्वरोनुभजतोविदुषोपि साक्षाच्छ्रेयस्तनोत्यगदराज इवोपयुक्त ॥

# पुष्टिसुधा


પુસ્તક ૫ | સંવત ૧૯૮૨ પૌષમાઘફાલ્ગુન શુક્લ ૧૫ | અંક ૪, ૫, ૬



પરિવેષ્ટા

વે શા મ  મગનલાલ ગણપતિરામ શાસ્ત્રી

એમ એ, સિ ઇ એસ્, એમ્ ટિ સિ,

એમ આર્ એ એસ્ (બાં) પુના સિટિ



મુદ્રક

ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયક

શ્રી 'અનાવિલ બન્ધુ' પ્રિ પ્રેસ

ખરાનપુરી ભાગોળ, સુરત



તન્ત્રી

ગોવિન્દલાલ હરિગોવિન્દ ભટ્ટ એમ્ એ.

વડોદરા



પ્રકાશકતન્ત્રી

ઉજમશી બાપુજી કાપડીઆ બી. એ.

"પુષ્ટિસુધા" કાર્યાલય, ધંધુકા

વાર્ષિક લવાજમ રૂ ૨-૪-૦

છુટક અંકના ૦-૪-૦

# વિષયાનુક્રમણિકા.



# भागवतभाष्य.

બંગાળના પંડિત શ્રીહરિદાસ વિદ્યાવાગીશ ભાગવતાચાર્યે કલકત્તા ઓરીએન્ટલ સીરીઝમાં બંગાળી લિપિમાં શ્રીમદ્ભાગવતભાષ્યમગેન બ્રહ્મસૂત્ર નામનો ગ્રન્થ હમણાં જ પ્રસિદ્ધ કર્યો છે. પંડિત હરિદાસ તે પુસ્તકની પ્રસ્તાવનામાં જણાવે છે કે શ્રીમદ્ભાગવત એ બ્રહ્મસૂત્રનું અકૃત્રિમ ભાષ્ય છે, કારણ કે શ્રીકૃષ્ણ દ્વૈપાયન વેદવ્યાસ વેદાન્તસૂત્રના પ્રણેતા છે અને તેમણે 'શ્રીનારદના ઉપદેશથી બ્રહ્મસૂત્રના અકૃત્રિમ ભાષ્યરૂપ શ્રીમદ્ભાગવત ગ્રન્થ રચ્યો છે. ઘણા સમયથી શ્રીમદ્ભાગવતને બ્રહ્મસૂત્રનાં ભાષ્ય તરીકે સ્વીકારવામાં આવે છે. તે વિષે પ્રમાણો પણ ઘણાં છે. ગરુડપુરાણમાં કેટલાક શ્લોકોમાં સ્પષ્ટ રીતે જોવામાં આવે છે કે શ્રીમદ્ભાગવત એ બ્રહ્મસૂત્રનું ભાષ્ય છે. તેમાંના બે ત્રણ નીચે આપવામાં આવે છે.

अर्थोऽयं ब्रह्मसूत्राणां भारतार्थविनिर्णयः ।
गायत्रीभाष्यरूपोऽसौ वेदार्थपरिबृंहितः ॥
पुराणानां सामरूपः साक्षाद्भगवतोदितः ।
द्वादशस्कन्धयुक्तोऽयं शतविच्छेदसंयुतः ॥
ग्रन्थोऽष्टादशसाहस्रः श्रीमद्भागवताभिधः ।

તત્ત્વસન્દર્ભમાં પણ લખવામાં આવ્યું છે કે -ब्रह्मसूत्राणामर्थस्तेषामकृत्रिमभाष्यभूत-इत्यर्थः । શ્રીચૈતન્યચરિતામૃત કહે છે કે -

अत एव भागवत सूत्रेर अर्थरूप ।
निज कृत सूत्रेर अर्थ भाष्यस्वरूप ॥

તાત્પર્ય કે ભાગવત બાદરાયણે પોતે રચેલા બ્રહ્મસૂત્રનું અકૃત્રિમ ભાષ્ય છે. શ્રીમદ્ભાગવતમાં પણ આ વિષયને લગતા શ્લોકો મળી આવે છે. ઉદાહરણ તરીકે **सर्ववेदान्तसारं हि श्रीभागवतमिष्यते, सर्ववेदेतिहासानां सारं सारं समुद्धृतम्** એટલું જ નહિ પણ બ્રહ્મસૂત્ર અને ભાગવતના આંતર પ્રમાણો આ વાત સ્પષ્ટ રીતે સિદ્ધ કરી આપે છે. દાખલા તરીકે બ્રહ્મસૂત્રનું **जन्माद्यस्य यतः** ઇત્યાદિ સૂત્ર લઈએ. આ જ સૂત્રનો અર્થ શ્રીમદ્ભાગવતના પ્રથમ શ્લોક **जन्माद्यस्य यतोऽन्वयात्** ઇત્યાદિમાં મળી આવે છે. સારાંશ એ જ કે ભાગવત એ બ્રહ્મસૂત્રના ભાષ્યરૂપ છે.

પંડિત હરિદાસની બંગાળી પ્રસ્તાવનાનો સાર ઉપર પ્રમાણે છે. શ્રીપુરુષોત્તમજી પણ પોતાના ભાષ્યપ્રકાશમાં જણાવે છે કે નારદજીના ઉપદેશથી જ શ્રીકૃષ્ણ દ્વૈપાયન વ્યાસે ભાગવત રચ્યું. શ્રીમદ્ભાગવતને ઓળખતા પ્રમાણમાં લગભગ બધા પ્રમાણ તરીકે સ્વીકારે છે, પણ તેને વેદ, બ્રહ્મસૂત્ર અને ગીતા એ ત્રણ પ્રસ્થાનની સાથે ચોથા પ્રસ્થાન તરીકે ગણનાર શ્રીવલ્લભાચાર્યજી જ છે, અને તેમાં જ

તેઓશ્રીનું વ્યક્તિત્વ અને મહત્તા છે. આ ચાર પ્રસ્થાનની બે કોટિ પાડવામાં આવી છે. પ્રથમ કોટિમાં વેદ અને બ્રહ્મસૂત્ર અને બીજી કોટિમાં ગીતા અને ભાગવત. ભાગવતને શ્રીમહાપ્રભુજી વેદતુલ્ય (यथा वेदास्तथा भागवतम् સુ. ૧-૧-૧) સ્વીકારે છે. ચારે પ્રસ્થાનમાં એક જ અર્થનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે, તો પણ ભાષા અને વિચારપદ્ધતિના સામ્યને લીધે ઉપર જણાવેલી બે કોટિઓ પડી શકે છે.

શુદ્ધાદ્વૈતમાં ચોથા પ્રસ્થાન તરીકે સ્વીકારાએલું શ્રીમદ્ભાગવત બ્રહ્મસૂત્રનું ભાષ્ય કેવી રીતે થઈ શકે, એ જિજ્ઞાસા સર્વ વૈષ્ણવોને અને અન્ય વિદ્વાનોને હોય એ સ્વાભાવિક છે. એ જિજ્ઞાસા તૃપ્ત થાય, એ હેતુથી અહીં સૂત્ર અને તેના અર્થવાળા ભાગવતના શ્લોકો આપવામાં આવ્યા છે. સાથે સાથે સૂત્રનો અણુભાષ્યને અનુસરતો અર્થ આપેલો છે.

## પ્રથમાધ્યાય.

### પ્રથમપાદ

## अथातो ब्रह्मजिज्ञासा ॥ १ ॥

अत-કર્માદિ કરતાં ઉત્તમ-અધિકારવાન જ પુરુષાર્થને સાધી શકે એમ છે તેથી ब्रह्म બ્રહ્મ અને તેને લગતી મર્યાદાઓની जिज्ञासा વિચાર अथ આરંભાય છે-કરવામાં આવે છે ૧

ભાગવત ભાષ્ય—

ब्रह्म ते हृदयं शुक्लं तपःस्वाध्यायसंयमैः ।
यत्रोपलब्धं सद्व्यक्तमव्यक्तं च ततः परम् ॥ १०-८४-१९

वदन्ति तत्तत्त्वविदस्तत्त्वं यज्ज्ञानमद्वयम् ।
ब्रह्मेति परमात्मेति भगवानिति शब्द्यते ॥ १-२-११

जिज्ञासितं सुसंपन्नमपि ते महदद्भुतम् ।
कृतवान् भारतं यस्त्वं सर्वार्थपरिबृंहितम् ॥ १-५-३

जिज्ञासितात्मयाथात्म्यो मुनेर्व्याससुतादसौ ।
हित्वेदं नृप गङ्गायां यास्यत्यद्धाकुतोभयम् ॥ १-१२-२८

## जन्माद्यस्य यतः शास्त्रयोनित्वात् ॥ २[१] ॥

(તે જ બ્રહ્મ કે) यत-જેમાંથી अस्य-આના-આ દૃશ્યમાન પ્રપંચના जन्मादि-જન્મ વગેરે-જન્મ, સ્થિતિ અને પ્રલય, (છે) અથવા (તે જ બ્રહ્મ કે) यत-જેમાંથી आद्यस्य-આકા

---

૧ પંડિત હરિદાસ અહીં યોગવિભાગથી शास्त्रयोनित्वात्‌ને ભિન્ન સૂત્ર તરીકે સ્વીકારે છે.

બ્રહ્મનો जन्म-જન્મ (છે) शास्त्र-શાસ્ત્રમા-પૂર્વકાણ્ડ અને ઉત્તરકાણ્ડમા-(તે જ બ્રહ્મને) योनित्वात् કારણ તરીકે ( વર્ણવવમા આવે છે ) તેથી

ભા ભા जन्माद्यस्य यतोऽन्वयादितरतश्चार्थेष्वभिज्ञः स्वराट्
तेने ब्रह्म हृदा य आदिकवये मुह्यन्ति यत्सूरयः ।
तेजोवारिमृदां यथा विनिमयो यत्र त्रिसर्गो मृषा
धाम्ना स्वेन सदा निरस्तकुहकं सत्यं परं धीमहि ॥ १-१-१

जन्म कर्म च विश्वात्मन्नजस्याकर्तुरात्मनः ।
तिर्यङ्नृषिषु यादस्सु यदत्यन्तविडम्बनम् ॥ १-८-३०

शास्त्रेष्वियानेव सुनिश्चितो नृणां
क्षेमस्य सध्र्यग्विमृशेषु हेतुः ।
असङ्ग आत्मव्यतिरिक्त आत्मनि
दृढा रतिर्ब्रह्मणि निर्गुणे च या ॥ ४-२२-२१[1]

तत्तु समन्वयात् ॥ ३ ॥

( તે જ બ્રહ્મ ) तु- તો तत्- સમવાયિકારણ ( છે ) समन्वयात्- બરોબર અનુવૃત્ત હોવાના કારણથી-અનારોપિત અને અનાગન્તુક રીતે કાર્યમાત્રમા અન્વિત હોવાના કારણથી-સચ્ચિદાનન્દરૂપના અસ્તિ ભાતિ અને પ્રિયરૂપે અન્વયના કારણથી—કાર્યમાત્રમા અનુસ્યૂત હોવાથી

ભા૦ ભા૦ एतावदेव जिज्ञास्यं तत्त्वजिज्ञासुनात्मनः ।
अन्वयव्यतिरेकाभ्यां यत्स्यात्सर्वत्र सर्वदा ॥ २-९-३५

अहमेवासमेवाग्रे नान्यद्यत्सदसत्परम् ।
पश्चादहं यदेतच्च योऽवशिष्येत सोऽस्म्यहम् ॥ २-९-३२

---

1 શાસ્ત્રમા-વેદમા-બ્રહ્મને જગતનુ કારણ કહ્યુ છે, તેથી જ બ્રહ્મ જગત્કારણ છે અર્થાત્ બ્રહ્મવિષયમા શાસ્ત્ર જ પ્રમાણ છે આ પ્રકારનો ધ્વનિ સૂત્રમાથી નીકળે છે, અને તે જ અર્થ ચતુર્થ સ્કન્ધના શ્લોકમાં પ્રતીત થાય છે.

# ભેટ કે આનંદઅશ્રુ ?

એક અલ્પ બાળક મહાપ્રભો ! તુજ ભેટ કયા જઈ શોધશે ?
સંપૂર્ણ પ્રભુ તુજ યોગ્ય એવી ભેટ જગથી કયમ થશે ?
જગતિમિર વેધી નજર જ્યારે ભક્તિ માટે ઝંખશે,
શ્રીનાથનું તો રૂપ ત્યારે મૂર્તિમાંહે પ્રકટશે
"ફળ, પુષ્પ, જળ કે પત્ર પોતે ભક્તિભાવે અર્પી શકે,"
એ વચન અમૃત ભક્ત માટે શ્રીકૃષ્ણ શ્રીમુખ ઉચરે,
હો વિશ્વ ઉંડું અગાધ, પામર ઘોર ગર્જન ભો કરે,
પ્રભુભક્ત સાચો અન્યના અપરાધથી શાને ડરે !
એ માનપાન કદી ન ચાહે, નિત્ય સેવી તનમને,
પ્રભુમાત મુક્તિ એ ચહે—"હરિ નિત્ય સેવું હું તને"
ફુલહાર કે તલવાર જો કદી ગરદને આવી પડે,
અણુમૂન વૈષ્ણવ ભક્ત તો તે ઝીલતા ખડખડ હસે !
તુજ ભક્તહૃદિન જન્માન્તરોના લાખ નવનીત મધરે,
જ્યાં પૂર્ણ પ્રેમે મથન હો ! ભગવત્સ્વરૂપ ! તું આદરે !
એ સ્વાદ લેવા ઓ ! પ્રભો ! તું ગોપરૂપે અવતરે,
લીલા ત્રિભુવ વિસ્તારતા ચૈતન્ય કેવા ઉભરે !!
તુજ દિવ્યભગવત્રૂપ મૂર્તિ નયન સામી તરવરે,
તે અલ્પ જીવને આપથી ભોગવવા શી હદમે !!!
તો ભેટ ભક્તિભાવકેરી ભક્ત હારી શી કરે ?
આનંદ અશ્રુ વહતા તુજ ચરણકમળે ખરી પડે !!

શાન્તિલાલ વિ. ગારાભાઈ ઓઝા બી. એ. (ઑનર્સ)

---

# ત્રિવિધ નામાવલી.

ત્રિવિધ નામાવલી નામનો ગ્રન્થ શ્રીમહાપ્રભુજીએ રચેલો છે. આ ગ્રન્થ રચવાનું પ્રયોજન એજ કે શ્રીમદ્ભાગવતનો પાઠ થોડાજ સમયમાં થઈ શકે અને તેનું તાત્પર્ય સરળતાથી ધ્યાનમાં આવે. જેમ દરેક મોટા ગ્રન્થના સારરૂપે નાનો ગ્રન્થ હોય છે તેમ શ્રીમદ્ભાગવતનું આ ત્રિવિધ નામાવલી સૂક્ષ્મ સ્વરૂપ છે. આ ગ્રન્થમાં શ્રીકૃષ્ણભગવાનની લીલા દર્શાવનારા નામોનો સંગ્રહ કરવામાં આવ્યો છે અને તેથીજ તેને નામાવલીનું નામ આપ્યું છે. આ નામાવલીમાં ત્રિવિધ–ત્રણ જાતના–નામનો સમાવેશ કરવામાં આવ્યો છે. ભગવાનની લીલાના મુખ્ય ત્રણ ભાગ પાડ્યા છે. એક બાલ લીલા, બીજી પ્રૌઢ લીલા અને ત્રીજી ગમલીના. આ ત્રણ લીલાના નામ આ ગ્રન્થમાં છે તેથીજ તેનું નામ ત્રિવિધ નામાવલી.

જગતમાં વસ્તુનું મહાત્મ્ય જણાય ત્યારે તેની કિંમત અને અગત્યતા માલમ પડે છે. ભક્તિમાર્ગમાં પણ આ નિયમનો પ્રચાર જોવામાં આવે છે, અને તેનો દાખલો નારદજીએ આપેલી

ભક્તિની વ્યાખ્યામાં મળી આવે છે. નારદજી કહે છે કે माहात्म्यज्ञानपूर्व सुदृढ स्नेहो भक्ति । ભગવાનનું માહાત્મ્ય જાણી તેમાં સુદૃઢ સ્નેહ કરવો તે ભક્તિ. ભક્તિનું આ સામાન્ય લક્ષણ છે. તેજ પ્રમાણે આ ત્રિવિધ-નામાવલીનું માહાત્મ્ય જણાવવાથી તેની કિમ્મત ખ્યાલમાં બેસે. તે ગ્રન્થનું માહાત્મ્ય શ્રીમહાપ્રભુજી એ ગ્રન્થના અંત ભાગમાં નીચે પ્રમાણે આપે છે—

बाललीलानामपाठात् श्रीकृष्णे प्रेम जायते ।
आसक्तिः प्रौढलीलाया नामपाठाद्भविष्यति ॥
व्यसनं कृष्णचरणे राजलीलाभिधानतः ।
तस्मान्नामत्रयं जाप्यं भक्तिप्राप्तीच्छुभिः सदा ॥

આનું તાત્પર્ય એ જ કે ભગવાનની બાલલીલાના નામોના પાઠથી શ્રીકૃષ્ણપ્રભુમાં પ્રેમ ઉત્પન્ન થાય છે, પ્રૌઢલીલાના નામોના પાઠથી પ્રભુમાં આસક્તિ થાય છે અને રાજલીલાના નામોના પાઠથી વ્યસન પ્રાપ્ત થાય છે. જે ફળ અનેક સાધનોથી ન મળે તે ફળ ભગવાનની ત્રિવિધ લીલાના નામના પાઠથી મળે છે એમ શ્રીમહાપ્રભુજીનો ઉપદેશ છે. પ્રેમ, આસક્તિ અને વ્યસન મળે તો પછી બાકી શું રહ્યું ? જેને આ ત્રણ સિદ્ધ થયા છે તે તો કૃતાર્થ જ થઈ ગયો છે. આથી આ ત્રિવિધ નામાવલીનો પાઠ વૈષ્ણવો ભાવથી કરે છે અને કરવો જોઈએ. શ્રીમહાપ્રભુજી પણ આજ્ઞા કરે છે કે જેને ભક્તિની ઇચ્છા હોય તેણે આ ગ્રન્થનો પાઠ કરવો.

આ ગ્રન્થ સંવત્ ૧૯૭૭માં ગ. તેલીવાળાએ એક ટીકા સાથે છાપ્યો છે. આ ટીકા શ્રીગોકુલોત્સવજીની છે એમ રા. તેલીવાળા ગ. કલ્યાણજી શાસ્ત્રોની રચનાને આધારે કહે છે. દરેક ગ્રન્થને અંતે ઇતિશ્રી હોય છે. એવી ઇતિશ્રી આ ટીકાને અંતે જોવામાં નથી આવતી. આથી અનુમાનનો અને સામ્પ્રદાયિક પરંપરાનો આધાર લેવો રહ્યો.

ગ્રન્થની અગત્યતા આચાર્યચરણના જ શબ્દોમાં સ્પષ્ટ સિદ્ધ થઈ છે, તેથી જ અહીં તે ગ્રન્થ અને તેની ટીકાને આધારે સરળ વિવરણ આપવા લેખકની પ્રવૃત્તિ થઈ છે.

**શ્રીગોકુલોત્સવજી નીચે પ્રમાણે મંગલાચરણ કરે છે –**

જેમણે ઉષર ભૂમિને સરસ અને સુગંધમય બનાવી છે એવા મહાશય શ્રીમદાચાર્યચરણ કમળમાં હું નમું છું. જેમણે કરુણાથી મારા હૃદયમાં સંચાર કર્યું છે એવા શ્રીમદ્વિઠ્ઠલેશચરણકમળની ભાવના કરું છું, અને પછી આ નામાવલીરૂપ કલ્પવૃક્ષના અદ્ભુત અને સુફળજનતના ભોગરૂપ જ્ઞાન ફળોનું વિવરણ કરવામાં આવે છે.

કલિકાલના દોષથી જીવોનો ઉદ્ધાર શી રીતે થશે એમ વિચાર કરી પ્રથમ પરમકૃપાળુ ભગવાને પોતે જ પોતાના પ્રાદુર્ભાવ સમયે પોતાની નામલીલારૂપ શ્રીભાગવતને પ્રગટ કર્યું. કલિયુગમાં આખા ભાગવતનું શ્રવણ અને પઠન અશક્ય હોવાથી પોતાના ભક્તો-સેવકો-તરફ દયા લાવી અત્યંત દયાળુ એવા શ્રીમદાચાર્યચરણે શ્રીમદ્ભાગવતમાંથી સારરૂપ એક હજાર નામ શ્રીપુરુષોત્તમ-નામસહસ્રરૂપે પ્રસિદ્ધ કર્યાં કે જેના પાઠથી સમ્પૂર્ણ શ્રીમદ્ભાગવતના અર્થનું જ્ઞાન થાય. આજ ભાવ 'सहस्रं यैस्तु पठितं पठितं स्याच्छुकामृतम्' (જેમણે એક હજાર નામોનું પઠન કર્યું છે તેમણે શ્રીમદ્ભાગવતરૂપ શુકામૃતનું પઠન કર્યું છે) એ શ્રીપુરુષોત્તમનામસહસ્રના ચોથા શ્લોકમાં સ્પષ્ટ જોવામાં આવે છે. પણ તે ગ્રન્થમાં બધા અવતારના ચરિત્ર અને ધર્મ સાથે નામ

એકમા આપેલા હોવાથી મુખ્ય નિરોધલીલાના નામ જૂદા ન નીકળી શકે અને તેથી તેનુ જ્ઞાન પણ ન મળે એટલે બધા નામોની સરખી રીતિએ ગણી એક જ પ્રકારની પ્રવૃત્તિ થાય આથી ત્રણ પ્રકારના-સાત્ત્વિક, રાજસ અને તામસ-ભક્તોના નિરોધ માટે ત્રણ પ્રકારની જે લીલા કરવામા આવી તે લીલાના નામ શ્રીપુરુષોત્તમનામસહસ્રમાથી જૂદા કાઢી લીધા તેમા પણ કેટલાક મૂલરૂપના નિત્ય લીલા સબધી નામો છે, અને કેટલાક અવતારરૂપના જૂદા જૂદા ચરિત્ર દર્શાવનારા નામો છે. તેથી પ્રથમ મૂલરૂપના નિત્યલીલાના સબધમા આવેલા નામોનુ શ્રીમહાપ્રભુજી નિરૂપણ કરે છે અને ફળસહિત નામનિરૂપણની પ્રતિજ્ઞા કરે છે –

**नामावलीं प्रवक्ष्यामि केशवस्यातिवल्लभाम् ।**

**यस्याः सङ्कीर्तनाद्विष्णुरात्मानं सम्प्रयच्छति ॥ १ ॥**

અર્થ —જેના સકીર્તનથી-પાઠનથી-વિષ્ણુ (આત્માનુ-સ્વરૂપાનન્દનુ દાન કરે છે એવી અતિ પ્રિય કેશવની નામાવલી કહુ છુ )

**વિવરણ**-શ્લોકમા ' કેશવ ' પદ છે એટલે બ્રહ્મા અને શિવને પણ મોક્ષ આપનાર વિષ્ણુ છે એ માહાત્મ્યનુ સૂચન થાય છે કારણ કે 'કેશવ' પદનો અર્થ શ્રીસુબોધિનીજીમાં **कश्च ईशश्च केशौ, केशयोर्वममृत यस्मादिति । तयोरप्यानन्ददायी ।** (**क**=બ્રહ્મા **ईश**=શિવ, **व**=અમૃત, બ્રહ્મા અને ઇશને અમૃત-મોક્ષ-જેમાથી મળે છે તે 'કેશવ' કહેવાય છે અર્થાત્ બ્રહ્મા અને શિવને પણ આનન્દ આપનાર ) એ પ્રમાણે આપવામા આવ્યો છે આ ઉપરાત એ પદ ઉપરથી કેશ-વાળ-ને લીધે જણાતા સૌન્દર્યનો પણ ધ્વનિ નીકળે છે અને તેથી બાલલીલાત્મક ભગવાનની નામાવલીની પ્રતિજ્ઞાનુ સૂચન થાય છે શ્લોકમા '**प्रवक्ष्यामि**'માં **प्र** ઉપસર્ગ છે તેનુ તાત્પર્ય એ છે કે જેમ જેમ જે લીલાથી ભક્તોનો નિરોધ કરવામાં આવ્યો તેમ તેમ જ તે લીલાના નામોનુ નિરૂપણ કરવામા આવશે, અને તેથી જ તે નામાવલી અતિ પ્રિય થઇ પડશે એમ **अतिवल्लभाम** વિશેષણથી જણાય છે આનો સાર એટલો જ કે લોકોત્તર સૌન્દર્યના અવલોકનથી પ્રેમનો ઉદ્ગમ-ઉદય-થાય છે અને તેના પરિણામે તેના રૂપમા, ચરિત્રમા અને નામમા પણ અતિ પ્રેમ ઉત્પન્ન થાય છે

અહીં કોઇને એમ શકા થાય કે જો વસ્તુસ્થિતિ ઉપર પ્રમાણે હોય તો માહાત્મ્ય જ્ઞાનપૂર્વક સ્નેહ ઉત્પન્ન થયા પછી મુક્તિરૂપી ફળ મળે છે એમ કહેવામા શો વિશેષ છે-શુ તાત્પર્ય છે? આ શકા દૂર કરવા નામાવલીના પાઠનુ ફળ શ્લોકના **यस्या** ઇત્યાદિ બીજા ભાગમા આપવામા આવે છે તેમા એમ જણાવ્યુ છે કે આ પાઠાવલીનો જો ભાવપૂર્વક પ્રેમથી બરાબર પાઠ કરવામાં આવે તો **विष्णु**-પોતે રસથી વ્યાપ્ત એવા પ્રભુ-પોતાના આત્માનુ દાન કરે છે, પોતાના સ્વરૂપનો આનન્દ ચખાડે છે મૂલમા **सम्प्रयच्छति** ॥ **सम्** ઉપસર્ગ છે, તેથી એમ જણાય છે કે ભગવાન્ સદા ભક્તને અધીન થઇને જ રહે છે જેમ ભક્તોએ ભગવાનને સર્વ વસ્તુનુ સમર્પણ કર્યુ છે તેમ ભગવાન્ પણ તેવા ભક્તોને પોતાનુ સર્વસ્વ સમર્પણ કરે છે, પોતે તેના દાસ થઇને રહે છે શ્રીમદ્ભાગવતમા પણ **मदन्यत्ते न जानन्ति नाहं तेभ्यो मनागपि ।** ( તેઓ મારા વિના કાઇ પણ જાણતા નથી અને હુ તેમના વિના બીજુ કાઇ પણ જાણતો નથી ) એ શ્લોકમા આજ સિદ્ધાન્ત સ્પષ્ટ જોવામા આવે છે ૧.

આ પ્રમાણે શ્રીમહાપ્રભુજીએ નામાવલીની પ્રતિજ્ઞા કરી હવે આપશ્રી બધા નામો ક્રમવાર આપે છે.

## श्रीकृष्णाय नमः ॥ १ ॥

અર્થ -શ્રીકૃષ્ણને નમસ્કાર

વિવરણ –' શ્રીકૃષ્ણ ' એ નિત્યલીલામા વિરાજતા મૂલસ્વરૂપનુ નામ છે ' કૃષ્ણ ' શબ્દનો અર્થ પરમ વસ્તુ-પરમકાષ્ઠાપન્ન વસ્તુ-The highest entity -થાય છે યૌગિક અર્થ પણ એ જ પ્રમાણે છે **कृषिर्भूवाचक शब्दो णश्च निर्वृतिवाचक । तयोरैक्य परं ब्रह्म कृष्ण इत्यभिधीयते ॥** (કૃષ્ સત્તાવાચક છે અને ણ નો અર્થ આનદ થાય છે તે બેનુ ઐક્ય એ જ પર બ્રહ્મ, અને તે જ શ્રીકૃષ્ણ કહેવાય છે ) એ શ્લોકમા કૃષ્ણ શબ્દની વ્યુત્પત્તિ આપવામા આવી છે **पर ब्रह्म यतश्चो ध्यायति रसति भजति, मत्त परतर नान्यत किञ्चिदस्ति धनजय, अक्षरादपि चोत्तम** ઇત્યાદિ શ્રુતિ અને સ્મૃતિના વાક્યોથી સ્પષ્ટ જણાય છે કે કૃષ્ણ પર બ્રહ્મ છે શ્રીમહાપ્રભુજી સિદ્ધાન્તમુક્તાવલીમા આજ્ઞા કરે છે કે **पर ब्रह्म तु कृष्णो हि** ( કૃષ્ણ જ પર બ્રહ્મ છે ) આ કૃષ્ણરૂપી પરમ વસ્તુને જ્યારે પોતાને બહાર રમણ કરવાની ઇચ્છા થાય છે ત્યારે તે મૂલરૂપ શ્રી-આધિદૈવિક શક્તિ-સાથે રમણ કરે છે એમ **'श्रीकृष्ण'** પદથી જણાય છે, અને તેથી જ **'स्वधामनि ब्रह्मणि रंस्यते नम '** એ પ્રમાણે કહેવામા આવ્યુ છે ઉત્તમ પ્રકારના ભક્તોના નિરોધને માટે ભગવાન્ લોકમા પ્રગટ થય છે, એટલે 'શ્રીકૃષ્ણ' પદમા અવતારરૂપનો પણ સમાવેશ થાય છે અર્થાત્ મૂલરૂપ શ્રીકૃષ્ણને નમસ્કાર

જેમ અહી **नम'** પદથી નમસ્કાર કરવામા આવ્યા છે, તેમ આખા નામાવલી ગ્રન્થમા સર્વત્ર **नम** પદથી નમસ્કાર કરવામા આવ્યા છે આ ઉપરથી જણાય છે કે કૃષ્ણ જેવી પરમકાષ્ઠાપન્ન વસ્તુ માટે જીવથી નમસ્કાર વિના કાઇ બની શકે એમ નથી પરમાત્માને આપવા જેવી એક પણ વસ્તુ જીવ પાસે નથી એટલે એને તો નમસ્કાર કરે જ છુટકો **किमासन ते गरुडासनाय** એ શ્લોકમા પણ આજ ભાવ સ્ફુરે છે જીવની નિરસાધન દશાનુ આ ખરેખર ચિત્ર છે નિરસાધનતમા જ દીનતા આવે છે, એટલે આ દશામા જીવ દીન બને છે અમારૂ દૈન્ય જોઇને હે પ્રભો ! તમે અમારા ઉપર કૃપા કરો એ ભાવ પણ **नम** પદમાથી નીકળે છે

**श्रीकृष्णाय** પદમા અને સર્વત્ર ચતુર્થી વિભક્તિનો પ્રયોગ કરવામા આવ્યો છે તેથી જણાય છે કે નમસ્કારનો સ્વરૂપમા વિનિયોગ થાવ

અહી કોઇને શકા થાય કે બાલલીલાના નામો આપવાની પ્રતિજ્ઞા કરવામા આવી છે, તો મૂલરૂપના નામો સાથે બાલલીલાના નામોની સગતિ-સબધ-શી રીતે હોઇ શકે ? આના ઉત્તરમા જણાવવાનુ કે આ તો વિરોધનો આભાસ જ છે ભગવાનની બધી જ લીલાઓ નિત્ય છે, અને તેથી બાલલીલા પણ નિત્ય છે, એટલે બાલલીલા એ મૂલલીલારૂપ જ છે આથી કોઇપણ પ્રકારનો વિરોધ રહેતો નથી આ વસ્તુનુ સૂચન કરવાને માટે પ્રારભમા કેશવ' પદથી બાલલીલાના સૌન્દર્યનો બોધ થાય છે એમ કહેવામા આવ્યુ હતુ યશોદાજીના ઉત્સગ-ખોળા-મા રમનારજ મૂલરૂપ છે, તેથી પ્રથમ મૂલરૂપનુ નામ જ આપવામા આવ્યુ છે મતલબ એટલો જ કે જૂદા જૂદા સ્વરૂપ, જૂદી જૂદી લીલા અને જૂદા જૂદા લીલાસ્વાદપાતી ભક્તો હમેશા તે જ પ્રમાણે લીલાસહિત જ રહે છે, એટલે કોઇ પણ જાતનો વિરોધ આવતો નથી ૧

ઉપર 'કૃષ્ણ' શબ્દનો અર્થ પરમકાષ્ઠાપન્ન વસ્તુ એ પ્રમાણે કરવામા આવ્યો છે પણ તે વસ્તુનુ સ્વરૂપ કેવુ છે તે જાણવાની ઇચ્છા દરેકને થાય અને વળી કોઇને તો એવી શકા પણ થય કે મૂલરૂપ જે કૃષ્ણ તે તો અલૌકિક છે અને ભક્તો તો જીવ છે, તો તે ભક્તો મૂલરૂપની

નિત્યલીલામાં શી રીતે ભાગ લઈ શકે? લૌકિક જીવરૂપ ભક્તો અલૌકિક મૂર્તરૂપથી નિત્યલીલામાં શી રીતે હોઈ શકે? આ પ્રકારની શંકા દૂર કરવાને અને મૂળરૂપના સ્વરૂપનું જ્ઞાન આપવાને શ્રી મહાપ્રભુજી નીચેનું નામ આપે છે —

## नराकृतये नमः ॥ २ ॥

અર્થ — નરના જેવી–મનુષ્યના જેવી–આકૃતિ જેની છે એવા (શ્રી કૃષ્ણ) ને નમસ્કાર, અથવા તો (ભક્તોના) જીવ અને આકૃતિરૂપ એવા (શ્રી કૃષ્ણ) ને નમસ્કાર.

વિવરણ – नराकृति એટલે નરના જેવી–માણસના જેવી–આકૃતિ છે જેની એવા શ્રીકૃષ્ણ. માણસના જેવી આકૃતિ એમ કહેવામાં આ લોકનો દાખલો લેવામાં આવ્યો છે, પણ તેનાથી એમ સમજવાનું નથી કે શ્રીકૃષ્ણની આકૃતિ લૌકિક છે તે તો મહાનન્દરૂપજ છે શ્રીકૃષ્ણ પોતે આનન્દમય છે અને તેમની આકૃતિ પણ મહાનન્દરૂપ જ છે આપણને કાંઈક ખ્યાલ આવે એટલા સારૂ જ લૌકિક ઉદાહરણ આપવામાં આવ્યું છે नराकृति પદથી એમ પણ સમજાય છે કે મુખ્ય પુરુષ શ્રીકૃષ્ણ એકલાજ છે અને તેમણેજ બીજાઓને દૃષ્ટાન્ત તરીકે પુરુષ બનાવ્યા છે, બ્રહ્મા સુધી અન્ય કોઈ પણ ખરેખર પુરુષ નથી એ नराकृति પદનો ભાવ છે, અને તેથીજ શ્રીકૃષ્ણ સર્વના પતિ છે અને પતિ તરીકે તેમનું જ ભજન કરવું યોગ્ય છે જેમ પતિવ્રતા સ્ત્રી પોતાના પતિમાં જ આસક્ત હોય છે અને રાતદિવસ તેનુંજ ચિંતન અને ભજન કરે છે તેમ સર્વેએ સર્વના પતિરૂપ શ્રીકૃષ્ણનું જ પતિ તરીકે ભજન કરવું ઉચિત છે આ પ્રકારનો જ્યારે આપણે અર્થ કરીએ ત્યારે नराकृति પદનો વિગ્રહ નરરૂપ આકૃતિ છે જેની એમ થાય

હવે જીવરૂપી ભક્તો અલૌકિક મૂર્તસ્વરૂપ શ્રીકૃષ્ણ સાથે નિત્યલીલામાં શી રીતે હોઈ શકે એ બીજી શંકાનું સમાધાન नराकृति પદથી કરવામાં આવે છે આ પક્ષમાં नराकृतिમાં જે नर પદ છે તેનો અર્થ ભક્તોનો જીવ એમ થાય છે, અને આખા नराकृति પદનો અર્થ ભક્તોના જીવ અને આકૃતિરૂપ એવા શ્રીકૃષ્ણ એવો થાય છે આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે જે ભક્ત લોકો છે તેમના દેહ, પ્રાણ, ઇન્દ્રિયો અન્તઃકરણ, જીવાત્મા વગેરે જે કાંઈ વસ્તુ છે તે શ્રીકૃષ્ણ જ છે, તે લૌકિક નથી જ્યારે ભક્તના દેહ, પ્રાણ વગેરે શ્રીકૃષ્ણરૂપ છે ત્યારે તે સર્વ રીતે અલૌકિક જ હોવા જોઈએ અને તેથી અલૌકિક શ્રીકૃષ્ણ સાથે નિત્યલીલામાં અલૌકિક ભક્તો સુખેથી આનન્દ લઈ શકે એમાં જરા પણ વિરોધ આવતો નથી ૨

પરબ્રહ્મરૂપી જે ભગવાન્ તે શ્રીકૃષ્ણથી બીજો કોઈ પદાર્થ ન હોઈ શકે? આ શંકાનું નિરાકરણ કરવા શ્રીમહાપ્રભુજી કહે છે કે —

## परब्रह्मणे नमः ॥ ३ ॥

અર્થ પરબ્રહ્મને નમસ્કાર

વિવરણ — જે પદાર્થ શ્રીકૃષ્ણ તરીકે ઓળખાય છે તે જ પદાર્થ પરબ્રહ્મરૂપ છે શ્રીકૃષ્ણ એ જ પરબ્રહ્મ છે બીજે સ્થળે જે બ્રહ્મપદ જોવામાં આવે છે તે બ્રહ્મપદનો અર્થ અક્ષરબ્રહ્મ થાય છે, પરબ્રહ્મ નહિ, અને તે અક્ષરબ્રહ્મરૂપ પરબ્રહ્મરૂપ શ્રીકૃષ્ણનું વિભૂતિરૂપ છે અને તેથી જ શ્રીકૃષ્ણને પરબ્રહ્મ કહેવામાં આવે છે અને અક્ષરવિભૂતિને માત્ર બ્રહ્મ કહેવામાં આવે છે ગીતાજીમાં પણ 'अक्षरादपि चोत्तम' એ શ્લોકમાં સ્પષ્ટ જોવામાં આવે છે કે શ્રીકૃષ્ણ—પુરુષોત્તમ—એ અક્ષરબ્રહ્મથી પર છે અને તેથી તે પરબ્રહ્મ કહેવાય છે परब्रह्म પદથી લોક અને વેદમાં પ્રથિત–પ્રસિદ્ધ–એવા પરમાત્માનો બોધ થાય છે, અને પહેલાં જે બ્રહ્મણ પદ હતું તેનો અર્થ લોક અને વેદથી અતીત પરમાત્માનો બોધ થાય છે ૩

# नागरभाईजीकृत पदो[1].

### पद १

दोष तहा नहि स्नेहनु मूल, समूल ए वात सिद्धान छे जाणो ॥
स्नेहथी प्राप्त छे, दुर्लभ जे फल, वल्लभलीलानु, ए उर आणो ॥१॥
पूरण होय, मनोरथ नागर, रहे अवशेष न, एकुण दाणो ॥
सगमे जीवन, जीवन स्नेहथी, होय वियाग ते जीव छे राणो ॥२॥

### पद २

स्नेहनु प्रात न, वेदसिद्धात छे, प्रातथी लोक, कहे छे विषय ए ॥
स्नेहथी सगमे जीवनवल्लभ, स्वास्य नहि ते, बीजे वसे ए ॥१॥
स्नेहथी लीलमा, प्राप्त ए नागर, स्नेहथी वल्लभ दानविशेए ॥
स्नेहथी छे फल, प्रापत वल्लभ, स्नेह विना नहि, लीला दीसे ए ॥२॥

### पद ३

लोभ विषय महि मगन रहे मन, लगन नहि पल वल्लभरूपे ॥
आठहु जाम, रहे मन काम है, धाम रहे ज्यो पर्यो अध कूपे ॥१॥
एई विचार अपार अपार ह, ध्यान हि रहे जिय कुरूपे ॥
यह दुःखसागर, तेजु छुडावन, नागरको एक गोकुल भूपे ॥२॥

### पद ४

श्रीवल्लभलाल रसालकी बाते, सो कौनकरे बिनु, भक्त भरूची ॥
वाछल्यताके स्वरूप अनूप ए सेवा रसात्मक, भावे सूची[2] ॥१॥
स्वारथ अश न, सहाय रूपमे, वल्लभदानके पानकी कूची ॥
अनग मनोरथी भुग्न प्रेमके, नागरदास रहे दृष्ट ऊची ॥२॥

### पद ५

महा परपच रच न प्रेमको, प्रेम विना नहि, दीन सोहावे ॥
दीन विना न कृपाफलदान, कृपा बिनु वल्लभ नेक न जोवे ॥१॥
वल्लभजी बिनु ना रस प्रापत, प्रापत नाहि, सो सपति खोवे ॥
नागर एसो विचार प्रपचको, ताते प्रपचे तु मति मोहवे ॥२॥

---

૧ કાર્તિક સુદિ એકાદશી પ્રબોધિની રાત્રિએ જાગરણ સમયે વિવાહખેલ 'વૃષભાન ગોપ ઘરસને' પદ ગવાય છે, તેના કર્તા અને અષ્ટસખાના પદો સાથે જેમના અનેક કીર્તનપદો ગવાય છે તે નારાયણદાસ ભરુચના વતની હતા, અને જ્ઞાતિએ વાયડા વાણીઆ હતા ઉપરોક્ત વિવાહખેલ સપ્તગૃહમા ગવાય છે ભરરુચિ વૈષ્ણવોમા તે દાદા નારાયણજીને નામે સુપ્રસિદ્ધ છે શ્રીગોકુલેશજીના અનેક ધવલકીર્તનો તેમણે અનન્યભાવે કર્યા છે તે દાદા નારાયણજીના પુત્ર મહદ્ ભગવદીય શ્રીગોકુલભાઈજી તેમણે શ્રીસ્વરૂપાનુભવોત્સવ ગ્રન્થ ધવલમાધુર્યથી કર્યો છે તેમના પુત્ર તે શ્રીનાગરદાસ અથવા નાગરભાઈજી તેમનો જન્મ આશરે સવત્ ૧૬૯૨–૧૬૯૩મા હતો તેઓ ભૂતલોપરિ લગભગ શતવર્ષપર્યન્ત રહ્યા હતા જીવનનો ઘણો સમય શ્રીવલ્લભધામ શ્રીગોકુલેશપુરમા જ તેમણે વ્યતીત કરીને શ્રીગોકુલેશનાજ સ્વરૂપનો આનન્દ અનુભવ્યો હતો શ્રીગોકુલેશના આસુરવ્યામોહાનન્તર ભરરુચિવૈષ્ણવોનુ આદર્શ તે નાગરભાઈજી.

૨ સુખ

पद ६

सगत नीचने, मीच भली सुनि, नीचकी सगतते कुल लाजे ॥
निर्लजताइ, बढे निसवासर, लाजकी लाजसो, लाजते भाजे ॥१॥
धर्मविचार रहे न कछु तब छार ले हाथन आनन माजे ॥
सग तके सम व्हे भले नागर, सग समान करे सब काजे ॥२॥

पद ७

महदके धर्मके पक्ष रहे मन, सोई समूल कुलीनको जानो ॥
पुष्टमे पुष्ट रहे निज भेदसो, दुष्टविजातिसु त्याग प्रमानो ॥१॥
अन्य संबधकी गध न लागई, श्रीगोकुलनाथसो नेह निवानो ॥
सोई तो शुद्ध विशुद्ध भरूची वल्लभलीला समाजमे मानो ॥२॥

उत्सवलाल साकलचंद परीख

---

॥ श्रीवल्लभ ॥

## A short note on

# निवेदिभि : समर्प्यैव सर्वं कार्यमिति स्थितिः[2]।

(Kapadia Ujamshi Bapulal)

Although we are conscious of the fact that the present-day differences between the Bharuchees and the Nimadias are no more based on any conscious conflict of doctrine, but merely on external ceremonies and pious frauds of Priestcraft, we propose, in this short essay, to give a logical explanation of the above-mentioned apodeictic proposition Much mischief has been played by examples of invalid inferences from the various theories, propounded by the greatest reformers of the age There are many laymen who bring forth fallacious arguments which appear to be conclusive when they are not, and although it would be absurd to hope to discover the nature of true and scientific thinking in the procedure of a fallacious or jealousy-biased mind, there are persons who honestly try to avoid fallacious arguments, if their invalidity be pointed out to them and hence it is proposed to give a logical interpretation of one of the secret teachings of Shrimad Vallabhacharya, by detecting the fallacies and discussing the various terms used in the proposition

---

१ भरूचु  2 Vide सिद्धान्तरहस्यम्।

The neophyte, who wishes to follow the Path of Grace of the Almighty Krishna, first attends the ceremony called आत्मनिवेदन-self surrender to Brahman-or ब्रह्मसम्बन्ध-connection with or relation to the Almighty Brahman, who is faultless and endowed with all divine virtues, who is devoid of material body and its attributes, who is omnipresent and omniscient, who is All-Bliss-hands, feet, mouth belly, etc., who is devoid of the three qualities of matter, who is a substratum of all the diametrically opposite attributes, and who is the Creator, the Protector and the Destroyer of this universe The essence of the Path of Grace is that a devotee should completely surrender himself to the will of the Almighty, and he or she who thus takes a vow to be at the absolute disposal of the Lord is technically called a निवेदिन.

Vallabhacharya, in सिद्धान्तरहस्य, one of the sixteen प्रकरण works by Him, declares that, "What[1] is dictated by God incarnate on the midnight of the eleventh day of the bright half of the month of Shravana is declared ad verbatim By the performance of a relation to Brahman all sorts of deprivity of one's body and soul are removed without fail[2] All the sins are thought to be divided into five classifications They are -(1) natural or pertaining to five elements, (2) those that arise on account of time and space, (3) those described in the various worlds (ब्रह्मलोकादि) and Vedic rituals, (4) those arising out of contact (with unclean substances), and (5) those produced by the touch of अनधिकारी persons (The word च in the verse adds many accidental sins also, such as unclean sight etc) All the above-mentioned five kinds of sins are not to be regarded in any case" Thus in the three verses Shrimad Vallabhacharya positively propounded that all the five kinds of various sins physical and spiritual, mentioned in the Scriptures, cease to have

---

[1] श्रावणस्यामले पक्ष एकादश्यां महानिशि। साक्षाद्भगवता प्रोक्तं तदक्षरश उच्यते॥ ब्रह्मसम्बन्धकरणात् सर्वेषां देहजीवयोः। सर्वदोषनिवृत्तिर्हि दोषाः पञ्चविधाः स्मृताः॥ सहजा देशकालोत्था लोकवेदनिरूपिताः। संयोगजाः स्पर्शजाश्च न मन्तव्याः कथंचन॥

[2] The term सर्वेषाम् in the verse suggests that all persons irrespective of their castes or creed can shake off all sorts of deprivity, not only of their bodies but of their souls as well It ought to be remembered that persons of the lowest castes, the cobblers, the carpenters, the pariahs, the robbers, the sinners, the adulteresses, women and such like persons were openly admitted in the Path of Grace,

the force of impeding the Divine Evolution of the initiated, and that what He declared was on the authority of the Almighty Himself No sane man can object to the theory of complete renunciation of the self to the sweet will of the Almighty, when it removes the various sins and is attended by the spiritual evolution, much less, when it is propounded through the imperative order of the Almighty Himself, But one objection can be raised to the theory What is the use of such a novel peformance when the above-mentioned five sorts of sins are shaken off by Vedic rituals and ceremonies already in vogue ?

The first line of the fourth verse sets aside this objection with a negative force 'Otherwise-in any other way-complete cessation of all the various sins can not be brought about "[1] The performance of the *relation* to Brahman (ब्रह्मसम्बन्धकरण) is the only way which annihilates the various sorts of deprivity of one's body and soul

But, then, how should the initiated lead his life ? What is the भक्तिमार्गीय obligation upon him ? Vallabhacharya in the next line gives the only possible immediate deduction of the theory of self-surrender, again with a negative force "Therefore the devotee should abandon all things whatever are not dedicated to the almighty" In the Path of Devotion the very contact with substances not consecrated to the Lord is regarded as sinful, and hence the devotee is advised to abandon all those things which are not dedicated to Him He should not make use of those unconsecrated things for himself The intelligent will at once understand that the second line of the fourth verse [2] is merely a logical deduction of the proposition "one should completely surrender himself to the will of the Lord" Again, the first line of the sixth verse [3] 'Therefore one should first offer one's everything to the Lord,' and the second line of the fourth verse 'Therefore one should abandon those things whatever unconsecrated to the Lord' imply the same sense The latter is the immedidate inference from the former

But though the theory of self-surrender appears to be attractive and homely, it is attended with many practical disadvantages, for a sincere devotee To put it into practice is a very difficult task It is a vow as difficult as walking on the edge of a sword, and the novice

---

[1] अन्यथा सर्वदोषाणां न निवृत्तिः कथञ्चन । [2] असमर्पितवस्तूनां तस्माद्वर्जनमाचरेत् ॥

[3] तस्मादादौ सर्वकार्ये सर्ववस्तुसमर्पणम् ।

is often perplexed in following it ad verbatim. A devotee is necessarily obliged to dedicate his everything to the Lord, and he is prohibited to enjoy whatever is undedicated.

But, then, how can he accomplish various customary or scriptural observances, when they are made conform servilely to a hard and fast rule of self-surrender–आत्मनिवेदन–सर्वसमर्पण–? It is easy to understand that there are many occasions in human life, which inevitably produce practical perplexities and uncertainties. This difficulty is so serious that all systems of religion or morality have to give a detailed account of particular duties. For the solution of doubtful cases of individual action, it is well known that the acumen and industry of ecclesiastical writers on स्मृति was directed in consequence of which we have the growth of ecclesiastical jurisprudence and the penitential books, furnishing a continuous procedure of casuistical discussion. Casuistry is an attempt to foresee all the different cases of action which may conceivably occur, and then to provide the exact rule for each case in advance. Is it possible for Vallabhacharya to make a detailed discussion as to what should be abandoned?

He gets a highly generalized and formal principle from the Almighty incarnate, and He can not swerve even an inch from it. But the more general the rule the vaguer and less applicable it is, and between a highly general and formal principle and particular cases of individual action the ordinary persons require intermediate generalizations. But, again, Vallabhacharya was fully aware of the dangers and evils that attended the building up of such casuistical discussion also. In the first place, casuistry tends to magnify the letter of religious morality at the expense of its spirit–भाव. When doubtful points are closely scrutinized and illustrated by fictitious cases, there naturally arises a tendency to waken the spirit of a theory in ordinary brains. Secondly, human conduct is regulated through specific injunctions and prohibitions. Thirdly, it tends to deprive religious life of freedom and spontaneity, and reduces it to a more or less servile conformity to externally imposed rules. Therefore, (in order to avoid these dangers and evils), whenever any practical difficulty came before Vallachacharya, the only answer that he give was–निवेदिभि समर्प्यैव सर्वं कार्यमिति स्थिति, and thus He safely avoided a casuistical discussion.

The term निवेदिभिः means 'by those who are initiated in the doctrine of complete renunciation of the self to the Almighty'

समर्प्य means 'having dedicated' It is a gerund form with a य (ल्यप्) suffix attached to the root The gerund always denotes a prior action, or an action **completed** before another

एव means 'only' This is a very mischievous word In Sanskrit literature the word एव lays empphasis on the word which it follows and therefore समर्प्यैव means 'only after dedication'

सर्वम् means 'all' i e all customary (लौकिक) and scriptural (वैदिक) obs-rvances (कार्याणि)

कार्यम् means 'fit to be performed' This is the potential passive participle (कृत्य प्रक्रिया) by the suffix य Potential passive participle conveys the various senses of **fitness, obligation, or necessity, discharging of debt by the debtor**, &c Here it conveys the sense of 'fitness', because the sense of 'obligation' is conveyed by the word 'स्थिति'

इति-means 'this'

स्थिति -Shrimad Gokulnathji says that स्थिति means अनुल्लंघ्याज्ञा, It, therefore, means 'Imperative law'

Thus the whole proposition can be safely translated into English in this way -"This is the imperative law that all the customary and scriptural observances are fit to be performed only after dedicating them (to the Lord)" But what is the import of this proposition? Does it bring out the sense that 'all the customary and scripture observances must be performed and they must be dedicated,'[1] or that 'No customary or Scriptural observance should be performed without dedication i. e. all actions whatever are intended to be performed should not be done without dedication'[2] We shall prove that the latter rendering is the only correct one (અપૂર્ણ)

---

[1] Mr Vasantram lays a gross stress on the word सर्वम्, and mars the very spirit of the proposition Vide Bharuchi Nimadia Katha. P 163 "આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે 'તાદૃશ નિવેદીને પણ લોકવેદ લાગુ પડેલા છે . . આવા નિર્મલ અર્થમાં 'લોકગ જિઘૃક્ષુ' આદિ પદો ધરના ગજવામાંથી ઉમેરીને તેના કિલષ્ટ અને અમંગલ અર્થો ઉભા કરવાથી શ્રીમદાચાર્યવાણીનો અનર્થ કરવાનું કેટલું પાપ લાગે છે ?, આથી સિદ્ધાંત એ થયો કે નિવેદન કરીને જ લૌકિક વૈદિક કરવા, લૌકિક વૈદિક છોડવા નહિ, એ તો પ્રથમથીજ માલમ છે."

# મિ૦ વસન્તરામને ઉત્તર.[1]

સાહેબ,

તા ૧૫-૧૦-૨૫ તથા ૨૯-૧૦-૨૫ ના "ગુજરાતી કેસરી' માં વસન્તરામ શાસ્ત્રીએ પુન પોતાની ટેવ મુજબ અનન્ય ભગવદીયોની નિન્દા આરમ્ભી છે યદ્યપિ તેણે કરેલ આક્ષેપોનો ઉત્તર અનન્ય ભગવદીયો તરફથી અપાઈ જ ગયેલ છે, છતા 'કુતરાની પૂછડી વાંકી ને વાંકી" ન્યાય પ્રમાણે પોતાના સ્વભાવ પ્રમાણે તેણે પુન પુન તે જ આક્ષેપો કરેલ છે તેથી પેઠે પુન પુન પિષ્ટપેષણ કરવાની આવશ્યકતા નહિ હોવાથી આ લેખમા પાછલા લેખોનો ઉલ્લેખ માત્ર કરવામા આવશે

મિ૦ વસન્તરામ લખે છે કે મરુચિવૈષ્ણવોએ 'તદ્દન નવો જ વાડો બાંધ્યો હતો,' પણ સત્ય તો એ છે કે શ્રીવલ્લભાચાર્યજીએ વેદથી પ્રારમ્ભી શ્રીમદ્ભાગવતપર્યન્તના ચાર પ્રસ્થાન સ્વીકારી કલિયુગના દૈવજીવોદ્ધારાર્થ જે પુષ્ટિમાર્ગ પ્રકટ કર્યો, તેનો જ વિસ્તાર શ્રીમહાપ્રભુજીના પણ બે બાલકોમાંથી માત્ર શ્રીગુસાંઈજીએ કર્યો, અને શ્રીગુસાંઈજીના પણ સાત પુત્રમાથી શ્રીગોકુલનાથજીએ જ નિજ પિતાના અને પિતામહના માર્ગનો સમ્યક્ પ્રચાર આગ્રહપૂર્વક કર્યો, અને મરુચિવૈષ્ણવો શ્રીવલ્લભાચાર્યજી, શ્રીગુસાંઈજી અને શ્રીગોકુલેશના અનાદિસિદ્ધ સનાતન પુષ્ટિમાર્ગનો જ સ્વીકાર કરેછે

અનન્ય ભગવદીયોને ગાલિપ્રદાન કરતા મિ વસન્તરામે શ્રીગોકુલનાથજી ઉપર પણ આક્ષેપ કર્યોછે "શ્રીગોકુલનાથજી વિદ્વાન, ચતુર, મુત્સદ્દી અને ખૂબસુરત હોવાથી એઓશ્રીએ ગુજરાતના ઘણા ભોળા માણસોને પોતાનામા મુગ્ધ બનાવી દીધા હતા" મુગ્ધ બનનાર વૈષ્ણવો ભોળા, અક્કલ વિનાના, તેથી તેઓ દોષરહિત, અને મુગ્ધ બનાવનાર 'ચતુર મુત્સદ્દી', તેથી વૈષ્ણવો મુગ્ધ થયા, તેમા કાંઈ પણ અઘટિત થયુ હોય તો દોષ કોનો ગણાય તે મિ વસન્તરામ જોઈ શકે છે ?

શ્રીગોકુલનાથજી પુરુષોત્તમ નથી એ મત સિદ્ધ કરવા મિ વસન્તરામે તેઓશ્રીની દીનતા દર્શાવનાર તેઓશ્રીની સર્વોત્તમસ્તોત્રની ટીકાના અન્તિમ શ્લોકનો ઉલ્લેખ કર્યો છે દીનતા દર્શાવે તે પુરુષોત્તમ ન જ હોઈ શકે એવુ સ્માર્ત મિ વસન્તરામનુ મન્તવ્ય જણાય છે, પરન્તુ તેમને ભાન નથી કે શ્રીકૃષ્ણે દીનતા દર્શાવેની છે શ્રીકૃષ્ણ અક્રૂરને કહે છે —

त्वं नो गुरुः पितृव्यश्च श्लाघ्यो बन्धुश्च नित्यदा ।
वयं तु रक्ष्याः पोष्याश्च अनुकम्प्याः प्रजा हि वः ॥

श्रीमद्भागवत १०–४८–२९

વળી જુઓ શ્રીમદ્ભાગવત ૧૦-૭૭-૨૦, ૧૦-૮૯-૯ ભૃગુઋષિએ પાટુ મારતા શ્રીકૃષ્ણ ભગવાને કેટલી દીનતા દર્શાવી તેથી શુ શ્રીકૃષ્ણમાંથી ભગવત્ત્વ જતુ રહ્યુ ? ઋષિઓનો નિર્ણય ત્યા જ જુઓ

---

[1] આ લેખની સાથેનો પત્રમા રા૦ ઉત્સવલાલ સાકલચંદ પરીખ જણાવે છે કે "આ વિષયની ચર્ચા 'ગુજરાતી કેસરી મા ચાલતી હતી તેમા અમારો એક લેખ પ્રથમ છાપવામા આવ્યો હતો, અને જ્યારે આ બીજો લેખ તે પત્રના તંત્રી ઉપર છાપવાને માટે મોકલવામા આવ્યો ત્યારે આ લેખને તે પત્રમા નિષ્કારણ સ્થાન આપવામા આવ્યુ નહિ, તો આપના પુષ્ટિસુધામા તે છાપી જનસમાજને અમારુ વક્તવ્ય જણાવશો "

— તંત્રી

"मां पुरुषोत्तम . ."થી જે પંકિતઓ શ્રીગોકુલનાથજીની ટાંકી છે તે આક્ષેપ કેવલ અસત્ય છે આનો ઉત્તર લબાણુથી અપાઇ ગયલ છે જૂઓ ભરુચિ-નીમડીઆ કલહ, પત્ર ૧૨ થી ૧૭ આ લેખનો ઉત્તર આપી નહિ શકાતા પુન પુન તે જ આક્ષેપ કર્યા કરવો એ મૌર્ખ્ય છે વળી આ પણ निश्चित्यને સ્થાને मत्वा પાઠ મિ વસન્તરામે બુધ્ધિપૂર્વક કલ્પ્યો છે એ શુ ધાષ્ટર્યની પરિસીમા નથી ?

શ્રીગોકુલનાથજીને માત્ર ગુરુ ગણાવવા પ્રયાસ કરનાર મિ વસન્તરામ ! તમે આધુનિક સર્વ વલ્લભવંશ્યોને કેવા મનાવો છો ? તે સર્વને પૂર્ણ પુરુષોત્તમ મનાવો છો કે માત્ર ગુરુ જ ? ગુરુનાં પણ લક્ષણો તેમનામા નથી એ તો તમારા લેખ ઉપરથી પણ સ્પષ્ટ જ જણાય છે છતાં તમે ભોળા વૈષ્ણવોને તે સર્વ પૂર્ણ પુરુષોત્તમ છે એમ સમજાવી તેમનુ ઉચ્છિષ્ટ અપાવો છો આવા સર્વ વલ્લભવંશ્યને પૂર્ણ પુરુષોત્તમ મનાવનાર તમે શ્રીગોકુલનાથજી પૂર્ણપુરુષોત્તમ ન હતા એમ કયા પ્રમાણથી કહી શકો છો ? પુષ્ટિમાર્ગીય ગ્રન્થોમા પુરુષોત્તમનુ શુ લક્ષણ છે એ કાઇ વિદિત છે?

અનન્યતાથી શ્રીગોકુલનાથજીની સેવા કરવી તેમા પાખણ્ડને કયા સ્થાન છે ? તમારી પાખણ્ડની વ્યાખ્યાજ વિચિત્ર હશે પાખણ્ડ એટલે શુ તે જૂઓ કોઇ પણ શિષ્ટ શબ્દકોષમાથી તેનો અર્થ જૂઓ તો તમને જણાશે કે અનન્યતાથી શ્રીગોકુલેશની ભક્તિ કરવામા પાખણ્ડને જરા પણ અવકાશ નથી જ

શ્રીપાદુકાજીની સેવા વિષે મિ વસન્તરામ જે કહે છે તે કેવલ તેમનુ અજ્ઞાન જ દર્શાવે છે શ્રીગોકુલેશજીની પાદુકાજીની સેવા તેઓશ્રી ભૂતલ પર પ્રકટ બિરાજતા ત્યારે પણ સર્વથા થતી જ. મિ૦ વસન્તરામને પણ કબુલ તો કરવુ જ પડે છે કે 'શ્રીગોકુલનાથજીની અનેક પાદુકાઓ હતી ' એટલે શ્રીગોકુલનાથજીની પાદુકાજીની સેવા તો મિ૦ વસન્તરામ નવો વાડો કલ્પાયાનુ કહે છે તે પૂર્વે પણ થતી જ ત્યારે પછી તે જ પાદુકાજીની સેવાનો માર્ગ એ નવો વાડો કેમ કહેવાય ? શ્રીગોકુલનાથજીના સમયમા તેઓશ્રીની અનેક પાદુકાઓ હતી એમ સ્વીકાર્યા પછી નવી પાદુકાઓ ગોઠવવાનો અવકાશ જ રહેતો નથી વળી શ્રીગુસાંઇજીના પ્રથમ પુત્ર શ્રીગિરિધરજીનો લીલામા પ્રવેશ થયો ત્યાર પછી તેઓશ્રીની પાદુકાજીને શ્રીમહાપ્રભુજીના અને શ્રીગુસાંઇજીના પાદુકાજી સાથે શ્રીગોકુલેશજીએ જ પધરાવ્યા અને અદ્યાવધિ પણ ગોસ્વામિબાલકોના જીવન પછી તેમની પાદુકાને તેમના મન્દિરમાં સ્થાપે છે, અને કહેવાતા પુષ્ટિમાર્ગીય સેવકો જીવનાનન્તર તેની તેની પાદુકાની સેવા પણ કરે છે જ, તેથી પાદુકાની સેવાને વાડો ગણવામા આવે તો એવા તો ૯૦૧ થી અધિક વાડા કયારનાએ થઇ જ ચુકયા છે તારતમ્ય એટલુ જ છે કે ઇતર વૈષ્ણવો પાદુકાની પણ સેવા ગુરુત્વ બુદ્ધિથી કરે છે, અને તેની સાથે સાથે પુરુષોત્તમનુ પણ સ્વરૂપ સેવાર્થ પધરાવે જ છે જ્યારે શ્રીગોકુલનાથજી સાક્ષાત્ પુરુષોત્તમ હોવાથી ભરુચિ વૈષ્ણવો આગ્રહપૂર્વક અનન્યતાથી કેવલ તેઓશ્રીની પાદુકાની જ સેવા કરતા આવ્યા છે આ દૂષણ નથી, પરન્તુ ભૂષણ છે

શ્રીમહાપ્રભુજીની અને શ્રીગુસાંઇજીની પાદુકા સાથે કેવલ શ્રીગિરિધરજીની જ પાદુકા બિરાજી શકે અને શ્રીગોકુલેશજીની ન બિરાજે એ પણ ભ્રાન્તિ છે. મુમ્બાઇમા ભીંડીબજારના મન્દિરમાં શ્રીમહાપ્રભુજીની પાદુકાજીની સાથે જ શ્રીગોકુલેશજીની પાદુકાજી બિરાજે છે, અને આ પાદુકાઓ એક પડખે બિરાજે છે, જ્યારે શ્રીદ્વારકેશજીની અને શ્રીહરિરાયજીની પાદુકાઓ બીજે પડખે બિરાજે છે

મૂર્તસ્વરૂપની સેવાનો બોધ પુષ્ટિમાર્ગમા હોય અને પાદુકાજી મૂર્તસ્વરૂપ ન હોય તો પાદુકાજીની સેવા પુષ્ટિમાર્ગમા થઇ જ ન શકે પુષ્ટિમાર્ગમા પાદુકાજીની સેવા થાય છે એમ તમે તેમ કબૂલ પણ કરો છો તો પછી ભરરુચિઓ પાદુકાજીની સેવા કરે તેમાં જ તમને કેમ દ્વેષ સઝયો ? વસ્તુત મૂર્ત એટલે આકારવાળુ ભરરુચિઓ જેની સેવા કરે છે તે પણ સાકાર હોવાથી મૂર્તસ્વરૂપ જ છે

શ્રીકૃષ્ણસેવાને અર્ઙ્ગે જ શ્રીપાદુકાજીની સેવા થાય છે એ પણ અસત્ય છે વસ્તુત સ્વતન્ત્રતાથી પણ શ્રીપાદુકાજીની સેવા કરવાનો બોધ શ્રીગોકુલેશજીએ જ કરેલ છે **'तस्मान्मार्गाचार्येषु प्रभुबुद्धया तेषा चरणारविन्दयो सेवनं प्रभुवदेव। परन्तु यदि पृथक्त्वेन तयोरेव सेवनं स्यात् तदा तथा विधिवत्त्वेन तयैव सेवनं परमोपपन्नमस्ति.'** શ્રીઠાકુરજીની સેવાથી પૃથક્ માન ચરણારવિન્દની જ સેવા પ્રભુએનાની પ્રમાણે જ કરવી અને આ પ્રમાણે કેવલ **ચરણારવિન્દની સેવા કરવી એ જ પરમ યોગ્ય છે.** તેથી શ્રીકૃષ્ણસેવાને અર્ઙ્ગે જ ચરણારવિન્દની સેવા થઇ શકે એ મિ વસન્તરામનુ કથન અસત્ય છે, અને તેમનુ સાન્પ્રદાયિક અજ્ઞાન પ્રસિદ્ધ કરે છે ગોકુલમા શ્રી આચાર્યજીના મન્દિરમા પણ કેવળ શ્રીમહાપ્રભુજીના જ શ્રીપાદુકાજીની સેવા થાય છે ત્યા શ્રીપાદુકાજી પલગડીમા બિરાજતા નથી પરન્તુ શ્રીકૃષ્ણવત્ સિંહાસનોપરિ ગાદીતકીએ બિરાજે છે કરાવરુજમા શ્રીગોકુલેશની પાદુકા શ્રીઠાકુરજીના સિંહાસનની પડખે પલગડી પર બિરાજતી નથી, પરન્તુ સાથે જ સિંહાસનરૂપ પર બિરાજે છે

'નીમડીઆ'નો અર્થ પણ સ્માર્ત મિ વસન્તરામને વિદિત નથી "નેમ" એટલે અર્ધો એ શબ્દ ઉપરથી 'નીમડીઆ' શબ્દ થયો નીમડીઆ એટલે અર્ધા આ માર્ગમા અને અર્ધા અન્ય માર્ગમાં ભરરુચિ એટલે પુષ્ટિમાર્ગમા જ પૂર્ણ રુચિવાળા, પુષ્ટિમાર્ગ વિના જેને કાંઇ રુચે નહિ તેવા શ્રીગોકુલેશ પ્રભુના અનન્ય ભક્ત, 'નીમડીઆ' એટલે પુષ્ટિમાર્ગ પ્રતિ માત્ર અર્ધી રુચિવાલા અને અર્ધી મર્યાદામાર્ગ પ્રતિ અથવા કર્મમાર્ગ પ્રતિ રુચિવાલા 'નીમડીઆ' એટલે 'નિયમડીયા' નહિ, પુષ્ટિમાર્ગના નિયમ પાલનાર તો સર્વથા નહિ જ, પરન્તુ મર્યાદામાર્ગીય અને તેથી પણ હીન અનાર્ય નિયમોને પાલનાર પુષ્ટિમાર્ગના નિયમો કયા નીમડીયાઓને પાલવા છે ? શ્રીકૃષ્ણની અનન્ય ભક્તિ નીમડીયાને કયા ગમે છે ? તેમને તો શ્રીકૃષ્ણ, શિવ, શક્તિ, હનુમાન્, ગણેશ, ઇન્દ્ર, કુમેર, અરે ? મસ્જીદ અને તાબૂત પણ સમાન છે નીમડીઆ એટલે સર્વ દેવને સમાન ગણી પૂજનાર **'ब्रह्मैव सत्यमखिलम्'** સર્વ બ્રહ્મ જ છે, તો પછી શ્રીકૃષ્ણમા અને ગણેશ હનુમાન્મા શો ભેદ છે ? કાંઇ જ નથી, એમ નિર્વિશેષત્વ માની શ્રીકૃષ્ણ, શિવ, હનુમાન્ ગણેશ, સર્વ દેવોમા થોડી થોડી પ્રીતિ રાખનાર ટૂંકામા નીમડીઆ એટલે—

ब्रह्मैव सत्यमखिलं न हि किञ्चिदन्यत्
तस्मान्न मे सखि परापरभेदबुद्धिः।
जारे तथा निजवरे सदृशोऽनुरागो
व्यर्थं किमर्थमसतीति कदर्थयन्ति॥

એવા મતવાળી પુંશ્ચલીઓ, તેથી જ નિમડીઆ એટલે પુશ્ચલીપંથી ભરરુચિઓ શ્રીગોકુલેશજીના ચરણકમલની જ અનન્યતાથી સેવા કરે છે તેથી જો તેઓ 'પાવડીઆ' કહેવાતા હોય તો શ્રીકૃષ્ણને સર્વ જ સમર્પણ કર્યા પછી પણ પોતાની સમર્પણમન્ત્રની પ્રતિજ્ઞાનો નિતાન્તભઙ્ગ કરી શિવ, હનુમાન્, ગણેશ, આદિ સર્વ દેવોની ઉપાસના કરનાર નીમડીઆને 'પુશ્ચલીપથી' જ કહી શકાય. તેથી 'નીમડીઆ' એટલે 'પુશ્ચલીપથી' જો તેઓ ભરરુચિપક્ષને પાવડીઆ પક્ષ તરીકે સંબોધને તો તેમને આ તેઓના યથાર્થ અભિધાનથી જ અમે સંબોધીશું

સતીનુ અસ્તિત્વ કુલટાને ખૂચે તેમ ભરરુચિઓની અનન્યતા પોતામા નહિ હોવાથી નીમડીઆઓ જરૂર લાજે, તેથી જ તેઓ નાત મહાજન અને તેઓના સ્તમ્ભરૂપ ગોરવાભિમાનકો પામે ભરરુચિઓને નાતબહાર મૂકાવે તેવા ગુલામીખતેનો કોઈ પણ અર્થ જ નથી.( જૂઓ,ભરરુચિનીમડીઆકલહ પત્ર ૧૩૯ થી ૧૪૬ )

તેલમર્દનના રિવાજ સબધી મિ૦ વસન્તરામ ઉલ્લેખ કરે છે તે સમ્બન્ધમાં તેમને પૂછવાનુ કે નીમડીઆઓ તેલમર્દન કરે છે કે કેમ ? તમારા શિ'ષ (?) દીનકિકરે પણ તેલમર્દનનો રિવાજ નીમડીઆઓમા પણ હોવાનું કબૂલ કર્યું છે ( જુઓ તમારી જ પતાકા પુ ૮ પૃ ૧૫૫ ) અહિ તો તેમણે તેલ સાથે હલદરનો પણ પ્રયોગ કર્યો છે અંકલેશ્વરમાં તેમણે તમારા બાપાશ્રીનો ઉત્સવ ઉજવતાં તેલના અને હલદરના કેટલા ડબા વાપર્યા તે હિસાબ પ્રથમ પ્રસિદ્ધ કરો વળી તગડીમા તમે પોતે તેલ છાટણાનો ખેલ સ્ત્રીઓ સાથે ખેલી 'આજે અમે તો સ્નેહ નગરમા જઇ આવ્યા' એમ કૂલાયા (જુઓ પુષ્ટિસુધા પુ ૩ અંક ૮-૯ પૃ ૭૬) અહિ તમે વર્ણાશ્રમને પણ ઉચે મૂક્યો ! છતા ભરરુચિઓ સામે જ તેલ સમ્બન્ધી આક્ષેપ કેમ કરો છો ? વસ્તુત 'વાકી પાઘીઓ પાડી તિલાયતી જરી જેવા ઝીણા વસ્ત્રો પહેરી' આવેલી 'સુરતી લાલજીઓ'ને (જુઓ પતાકા પુ ૮ પૃ ૧૫૫) રગવાનુ નહિ ચૂકનાર નીમડીઆ પક્ષમા જ તેલ હલદર આદિનો ઉપયોગ આવશ્યક હતો

બ્હેન મણિએ ઉત્સવમાં વૈષ્ણવો ઉપર કૂતેલ છાટ્યુ તે સબધમા ન્યાયમૂર્તિ અને ન્યાય સબધી મિ વસતરામ લખે છે તે કેવલ અસત્ય છે આ સબંધમા બ્હેન મણિના તથા મિ કેશવલાલભાઇના પત્રો પુષ્ટિસુધા પુ ૩ અંક ૧૦ પૃ ૧૦૩-૧૦૪ મા છપાયલ છે તે ઉપરથી મિ વસન્તરામ માત્ર ભરરુચિઓ પર આક્ષેપ કરવા અસત્ય લખે છે એમ તરત જ જણાઇ આવે છે બ્હેન મણિ કદાપિ પૂના ગઇ જ નથી, ભરરુચિઓએ પૂનામા કોર્ટ કરી નથી, ન્યાય કર્યો નથી. મિ વસન્તરામ કહે છે તેવો નિર્ણય પણ આપ્યો નથી કાન વિષયમાં ઉપર જણાવેલ બે પત્રો જ પૂરતા છે આ સમ્બન્ધમાં દુ કાઈ કહેવાનુ પણ નથી, પરન્તુ અસત્યપ્રિય મિ વસન્તરામને જ આ અસત્ય લખાણ માટે લાજી મરવાનુ જ રહ્યુ

ગો શ્રીરમણલાલજી મહારાજના સબધમાં મિ વસન્તરામ જે લખે છે તે ઉપરથી સ્પષ્ટ થાય છે કે મહારાજશ્રીના પત્રમા મહારાજશ્રીએ સહી કરેલી એમ હવે તો તે પણ કબૂલ જ કરે છે, છતા તેમણે આ પત્ર બનાવટી ગણાવવા ભગીરથ પ્રયાસ કરેલ. ( જુઓ મુ૦વર્તમાન તા ૨૬-૧૧-૧૯૨૩, તા ૧૫-૧-૧૯૨૪ ) વલ્લભકુલને પૂજ્ય અને પુરુષોત્તમ મનાવવા પ્રયાસ કરનાર મિ. વસન્તરામ પોતે વૃષ્ણ્યુત્તમ શ્રીરમણલાલજી જેવા અનન્ય મહારાજશ્રીને પણ ધમકાવતાં ચૂકયા નથી.

મિ વસન્તરામ તેનફ઼ બ્રાહ્મણના ટોળકી અને તેના નિર્ણયના સમ્બન્ધમા બહુ બણગાં ફૂંકે છે, ત્યા તેમણે 'શુધ્ધ ન્યાય' છણાવ્યો તે જૂઓ મિ. વસન્તરામ લખે છે કે 'બન્ને પક્ષના નખાણો બહાર પડી ગયા હતા.' બન્ને પક્ષ તે કોણ ? ભરરુચિ અને નીમડીઆ, તેથી આ બે પક્ષકાર થયા છતા આગળ લખે છે કે ભરરુચિઓ 'પુષ્ટિમાર્ગમા હોય તો તેમને પણ એક પક્ષકાર તરીકે બોલ વવા રહ્યા' એટલે ભરરુચિઓ પક્ષકાર ન હતા આ પ્રમણે પરસ્પર વદતોવ્યાઘાત થાય છે એ પણ મિ વસન્તરામને ભાન રહેતુ નથી વળી તે લખે છે કે ભરરુચિઓ 'વલ્લભકુલને કયા માને છે ? તો શા માટે તેમને એક પક્ષકાર તરીકે ગણવામા આવે ?' રે રે મૂઢ ! પક્ષકાર હોય તેનો જ ન્યાય થાય, પક્ષકાર હોય તેને જ નિર્ણય બન્ધનકર્તા ગણાય જે નિર્ણયમા ભરરુચિઓ પક્ષકાર ન હતા, તે નિર્ણય ભરરુચિઓને બન્ધનકર્તા નથી, એ નિર્ણયજ નથી એ માન નીમડીઆઓનો પ્રલાપ જ છે આવા મિથ્યા પ્રલાપરૂપ નિર્ણય કરી શ્રીનાથદ્વારાધીશે પોતાના ન્યાયશાસ્ત્રના ઉંડા જ્ઞાનનુ સર્વને ભાન કરાવ્યુ છે ! સ્માર્તશાસ્ત્રીઓ ઉપર જ અમારો આધાર છે એમ જગતને જણાવ્યુ છે આવા પ્રલાપને 'ન્યાય' અથવા 'નિર્ણય' કહેનારે તેના ન્યાયશાસ્ત્રના પામર જ્ઞાન માટે લાજી મરવુ જ રહ્યુ આ ટોળકીએ જો કઇ પણ સિધ્ધ કર્યું હોય તો તે મા઼ એટલુ જ કે મહારાજો નીમડીઆઓના સપક્ષ હોવાથી તેઓ હવે તો ન્યાયાસનના પણ અનધિકારીજ છે

શ્રીકૃષ્ણના અનન્ત સ્વરૂપમા શ્રીગોકુલનાથજી મુખ્ય સ્વરૂપ છે શ્રીગોકુલનાથજી પૂર્ણ પુરુષોત્તમ જ છે (જૂઓ ભરરુચિ નીમડીઆ કલહ ઉપોદ્ઘાત પૃ ૩-૪, અને વાચો શ્રીવ'નભગીત) પુષ્ટિમાર્ગીય કોઇ પણ સ્વરૂપમા જે ભકતની પ્રીતિ હોય તે સ્વરૂપની તે સેવા સુખે કરે શ્રીગોકુલેશજીના ચરણારવિન્દની ભરરુચિઓ સેવા કરે છે તે પણ મૂર્ત સ્વરૂપ જ છે એ તો ઉપર જ દર્શાવ્યુ છે, તેથી શ્રીહરિરાયજીના વાકયનો પણ બાધ નથી જ પ્રતિબિમ્બને અસલથી ભિન્ન કહેનાર નીમડીઆ હવે તો સર્વ શ્રીવ'તમવસ્યને શ્રીઆચાર્યજી સમાન કહી શકે જ નહિ વળી 'તાતતણો પ્રતિબિમ્બ' પછી 'શોભા સકલ કુટુમ્બ' શબ્દો આવે છે 'સકલ કુટુમ્બ'ની-શ્રીમદ્વિઠ્ઠલેશ્વરપ્રભુચરણ તથા સાતે લાલજી વિગેરે સર્વ કુટુમ્બની-શોભા શ્રીગોકુલેશ જ છે એમ તો વલ્લભાખ્યાનકાર અનન્ય શ્રીગોપાલદાસજી પણ કથે છે

'**स्ववशे**' મા વશનો અર્થ 'પુત્ર' જ થાય છે, કારણ કે શ્રીગોકુલેશપ્રભુની ટીકાનો ઉલ્લેખ મિ૦ વસન્તરામ કરે છે તે પહેલા **भुवि भक्तिप्रचारैककृतेस्वान्वयकृत्**' નામની ટીકામા 'અન્વય' શબ્દનો અર્થ 'પુત્ર' જ કરેલ છે '**स्वान्वयकृत् स्ववशकर्ता अत्रान्वयपदस्य पुत्रपरत्व ज्ञेयम्**' તેથી 'અન્વય' એટલે 'વશ,' આ શબ્દો પુત્રપરત્વે છે એવી સ્પષ્ટ આજ્ઞા છે આ પુત્ર પણ ઔરસ પુત્ર જ છે એમ દર્શાવવા **पिता** પદ યોજ્યુ છે તેથી 'અન્વય' અથવા 'વશ' નો અર્થ 'સર્વ ઔરસ સતાનો' નથી, પરન્તુ 'ઔરસ પુત્ર શ્રીમદ્વિઠ્ઠલપ્રભુ' જ છે અને તેઓશ્રીમા શ્રીમદાચાર્યચરણનુ સર્વ માહાત્મ્ય હતુ, પરન્તુ મિ૦ વસન્તરામ કહે છે તેવોજ અર્થ કરીએ તો 'કમતા' વેશ્યાની સાથે સ્ત્રીવેશમા ફેરો પડાવનાર મહારાજોમા (જુઓ સાંજવર્તમાન તા ૮-૫-૧૯૨૪) પણ આવુ અશેષ માહાત્મ્ય છે એમ આપણે બુદ્ધિવિરોધે પણ સહીને માનવુ પડે, તેથી માગ ઉપર દયા ન ખાતા મિ૦ વસન્તરામે પોતે જ તેમના વાણીઆ વિદ્યાગુરુ પાસે જઇ પુષ્ટિમાર્ગીય ગ્રથોનો પુન અભ્યાસ કરવો જ રહ્યો મિ૦ વસન્તરામ પણ પોતાના સર્વોત્તમસ્તોત્રના ભાષાન્તરમા જે કહી ચૂકયા છે તેનુ પણ તેમને અવધાન નથી ૨૦૭ મે પત્રે તેઓ પણ કબુલ કરે છે કે 'શ્રીચાચાગોપેશ્વરજી 'વશ' શબ્દનો અર્થ 'શ્રીગુસાંઇજી' કરે છે.

મિ વસન્તરામને એક એવી કુટેવ છે કે ગમે તે શબ્દો શ્રીહરિરાયજીના અથવા શ્રીપુરુષોત્તમજીના વચન છે તેમ કહી લખી નાખે છે શ્રીહરિરાયજીના નામથી બનાવટી ગ્રન્થ તેમણે વેણુનાદમા (વર્ષ ૨ અંક ૧૦ થી ૧૨ પૃ ૪૦) પ્રસિદ્ધ કરેલ, તેમ જ અહીં નથી એમ સ્પષ્ટ કરવાને તે પકિત શ્રીહરિરાયજી અથવા શ્રીપુરુષોત્તમજીએ કયા ગ્રન્થમા કયે સ્થળે લખી છે તે દર્શાવવામા આવે ત્યારે જ તટસ્થ વાચક તેનુ પ્રામાણ્ય જોઇ શકે

આ પકિતઓમા '**आधुनिकतीर्थानाम्**'નો અર્થ 'શ્રીવલ્લભ વંશના વિદ્યમાન બાળકો' કરવામા પ્રમાણ મિ વસન્તરામ આપશે? ત્યાર પછી જ આનો ઉત્તર દેવો યોગ્ય છે

શ્રીગોકુલનાથજીએ બ્રહ્મસમ્બન્ધ મન્ત્રોપદેશ વસ્ત્રદ્વારા જ ગ્રહણ કરવો એવો ઉપદેશ કર્યાનુ મિ વસન્તરામ કહે છે તો એવી આજ્ઞા કયા ગ્રન્થમા કયે સ્થળે કરી તે કેમ જણાવતા નથી?

'**तथापि मार्गभूतमूलाचार्यानादाय** ' વિગેરે શ્રીપુરુષોત્તમજીના પિતામહ શ્રીવદુનાથજીએ પત્રદ્વારા બ્રહ્મસમ્બન્ધ આપવામા વિરોધ દર્શાવ્યો તે જ વિરોધ તો કેવલ અનુવાદ સ્માર્તવાકય પ્રામાણ્યે અહિ પુરુષોત્તમજી કરે છે ભગવન્માર્ગમા તો ગર્ભસ્તુતિના '**त्वय्य समुत्तीर्य सुदुस्तर द्युमन्**' શ્લોકના વ્યાખ્યાનથી ભક્તિમાર્ગપ્રવર્તકત્વ ભક્તોનુ જ સિદ્ધ છે, અને પત્રદ્વારા નામગ્રહણમા જેમન લેશમાત્ર પણ સન્દેહ હોય તેમણે ઉક્ત શ્લોકનો અર્થ બરાબર સમજવો રહ્યો (જૂઓ ભ ની ક પૃ ૧૮૦) શ્રીગોકુલેશના પ્રકટ પત્રની વિરુદ્ધ શ્રીપુરુષોત્તમજીનુ આ કથન માત્ર '**सर्व स्वार्थं समीहते**' ન્યાયથી જ પ્રવર્તેલુ છે પત્રદ્વારા નિવેદનવાકય પણ અમારા સિદ્ધાન્તથી વિરુદ્ધ નથી, કારણ કે શિષ્ય ને ગુરુના સમાનાધિકરણમા તો તેના સમીપ ઉપસ્થિત થઇને જ બ્રહ્મસમ્બન્ધ લેવુ જોઇએ, અન્યથા શિષ્યમા અહકાર જણાય, પરન્તુ જ્યા ગુરુ શિષ્યનુ સામાનાધિકરણ્ય નથી ત્યા પત્રદ્વારા પણ બ્રહ્મસમ્બન્ધ થઇ શકે જ નહિ એમ તો કોઇ શ્રુતિ સ્મૃતિ તેમ જ શ્રીમદાચાર્યાદિવાકય પણ ઉપલબ્ધ નથી જ, અને તેથી જ તમારા મતમા પણ **असूर्य पश्य** વર્ગનુ પત્રદ્વારા બ્રહ્મસમ્બન્ધ પ્રસિદ્ધ છે વળી પુષ્ટિમાર્ગથી વિરુદ્ધ આચારનુ સમર્થન કરતા નન્દકિશોર વા રમાનાથજી જેવા શાસ્ત્રીની તો મને લેશ માત્ર પણ પરવા નથી

પુષ્ટિમાર્ગમા શ્રીવલ્લભવંશ્ય વિના કોઇએ દીક્ષા આપી નથી એ પણ અસત્ય જ છે ચાચા હરિવંશજીએ દીક્ષા આપ્યાનુ સર્વત્ર પ્રસિદ્ધ છે ૨૫૨ વાર્તા પૈકી ચાચા હરિવંશજીની વાર્તા મિ વસન્તરામે વાંચવી પોતે અસત્યનો આશ્રય કર્યો છે એમ આ વાર્તા વાચવાથી તેમની ખાત્રી થશે મહારાજોના અનાચાર અને અન્યાય હવે તો સર્વત્ર પ્રસિદ્ધ જ છે આશા છે કે મિ વસન્તરામ મહદ્ભક્તોની અસત્ય નિન્દા નહિ કરે, અને મહારાજોના અનાચાર અધિક પ્રસિદ્ધ કરવાની અમને ફરજ નહિ પાડે

લોકવેદત્યાગસમ્બન્ધમા તો મિ વસન્તરામે કેવલ વિતણ્ડાવાદનો જ આશ્રય કર્યો છે બ્રહ્મસમ્બન્ધ લીધા પછી પણ વૈષ્ણવોએ સન્ધ્યા, હોમ, યાગાદિ, વૈદિક તથા સ્માર્ત કર્મ અવશ્ય કરવા જ જોઇએ એમ નન્દકિશોરે ઠગવી તે સિદ્ધ કરવા નિબન્ધ તથા બાલબોધમાથી જે પ્રમાણો આપેલ તે પ્રમાણોનો અર્થ કરી મે સ્પષ્ટ દર્શાવ્યુ કે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોને સબોધી લખાયલ તે વાકયો નથી તેનો કાંઇ ઉત્તર નહિ આપી શકવાથી મિ વસન્તરામ યદ્વા તદ્વા બકવાદ જ કરવા મંડી પડ્યા છે. વૈદિકને તિલાંજલિ આપવાનુ બગરુચિઓએ કયા કહેલ છે કે અસત્ય કાંઇ લઇ મિ વસન્તરામે તેઓને ગાલિપ્રદાન કરવાનો ઇજારો લીધો. મારા લેખમા જ મે સ્પષ્ટ કહ્યુ છે કે આ વૈદિક ધર્મ પુષ્ટિમાર્ગમા મુખ્ય નથી, પરન્તુ માત્ર શક્તિપ્રમાણે જ તે તો આચરવાના છે. શક્તિ ન હોય તો તે આચરવાની આવશ્યકતા પણ નથી. અન્યથા મિ. વસન્તરામે પણ સર્વ

પુષ્ટિમાર્ગીય વૈષ્ણવો માટે 'यावज्जीवमग्निहोत्रं जुहुयात्' વિધિ અનુસાર 'શ્રૌતસ્માર્ત' અગ્નિહોત્રની આવશ્યકતા પ્રાપ્ત થાય, અને તે નહિ આચરતા પ્રત્યવાય પણ આપને થાય વળી, જ્યાં વૈદિક ધર્મો પુષ્ટિમાર્ગીય ધર્મથી વિરુદ્ધ હોય, જ્યા આ ધર્મો આચરવા જતા અનન્ય ભક્તિધર્મની હાનિ થતી હોય, ત્યા અવશ્ય આ વૈદિક ધર્મો ત્યાજ્ય જ છે ભગવાને પણ ઉદ્ધવને આવોજ ઉપદેશ કર્યો છે तस्मात्त्वमुद्धवोत्सृज्य चोदनां प्रतिचोदनाम्। प्रवृत्तिं च निवृत्तिं च श्रोतव्यं श्रुतमेव च ॥ ઇત્યાદિ એકાદશ વાક્યો વાંચો [1] આનો ઉલ્લેખ નીમડીઆ પથના સ્તમ્ભરૂપ તિલકાયિતે તેનના ભાષણમા કરેલ તે પણ મે દર્શાવેલ છે આ સનનો ઉત્તર નહિ આપી શકવાથી રમાર્ત મિ વસન્તરામે કેવળ બકવાદ કરી ભરરુચિઓને અમૃતમ ગણિપ્રદાન કર્યું છે

ખરે! પુષ્ટિમાર્ગ વિરહાગ્નિમા જ સીજવાનો અનન્યતાનો ધર્મ છે, સગવડીઓ પથ નથી પુષ્ટિમાર્ગીય વૈષ્ણવે નિરન્તર બ્રહ્મસમ્બન્ધનુ સ્મરણ રાખી પોતાના પ્રતિ શ્રીગોકુલેશજીના જ ચરણકમલનુ ધ્યાન ધરવુ જોઇએ અને એ પ્રભુનો સાક્ષાત્કાર થાય ત્યાં સુધી વિરહાગ્નિમા સીજ્યા કરવુ જ જોઇએ નિજ પ્રભુના ચરણકમલનું ધ્યાન ભૂલી, ધન, પુત્ર, દાસ આદિ લૈકિક કે સ્વર્ગાદિ પારલૈકિક લાભ પ્રાપ્ત કરવાને અર્થે શિવ, ગણેશ, હનુમાનાદિ દેવોની ઉપાસના અથવા સ્તુતિ કરે એટલે તે પુષ્ટિમાર્ગથી ભ્રષ્ટ થઇ નીમડીઓ થયો, વિરહાગ્નિમાં નહિ સીજતા સગવડપથી થયો ભરરુચિ વૈષ્ણવ અન્ય કોઇ દેવની સ્તુતિ અથવા ઉપાસના કદાપિ કરતા જ નથી, પરંતુ આ સર્વ દોષ નીમડીઆઓમા જ દૃશ્યમાન થાય છે

પ્રભુ નીમડીઆઓને વ્યભિચાર તજાવી અનન્યતાનુ દાન કરે તો જ તેમનુ શ્રેય થાય, નહિ તો તેમનુ અધોધ પતન થયા જ કરશે. એવી શ્રીગોકુલેશપ્રભુની ઇચ્છા!

ઉત્સવલાલ સાંકલચંદ



# જ્ઞાન અને ભક્તિ.

બ્રહ્મ અને તે વિષેની સર્વ ભાવનોનો વિચાર વેદ અને ઉપનિષદના આધારે જ કરવાનો હોય છે તેમા મનુષ્યના તર્કનો અવકાશ જરા પણ નથી. કારણકે મનુષ્યનો તર્ક અસ્થિર છે, ક્ષણે ક્ષણે ફરતો જાય છે, એટલે એવી અસ્થિર વસ્તુ ઉપર આધાર રાખવો ઠીક ગણાય નહિ આ હેતુથી જ કઠોપનિષદમા नैषा तर्केण मतिरापनेया–પરમાત્માના વિષયમા આપણી બુદ્ધિને આપણા તર્કથી ન દોરવી–એમ કહેવામા આવ્યુ બ્રહ્મસૂત્રકાર શ્રીકૃષ્ણ દ્વૈપાયન વ્યાસ પણ આ જ તાત્પર્યનુ એક સૂત્ર લખે છે અને તે तर्काप्रतिष्ठानात् છે પરમાત્મના વિષયમા શબ્દ જ–વેદ જ–પ્રમાણ છે, અન્ય નહિ, અને તેથી જ બ્રહ્મસૂત્રમા शब्दमूलत्वात्, शास्त्रयोनित्वात् જેવા સૂત્રો જણાય છે સારાંશ એજ કે ઉપનિષદનો અને બ્રહ્મસૂત્રકારનો અભિપ્રાય એવો છે કે બ્રહ્મવિચારમા વેદને જ પ્રમાણ માનવો, મનુષ્યતર્કને નહિ અને જો આપણે પણ ઉપનિષદને અને બ્રહ્મસૂત્રકારને અનુસરવું હોય–અને તે પ્રમાણે અનુસરવુ જ જોઇએ–તો તે જ અભિપ્રાય આપણે સ્વીકારવો જ પડે

---

[1] આ જ સિદ્ધાન્તનુ બ્રહ્મસૂત્રના आदरादलोपः સૂત્રમા અને તેના ઉપરના અણુભાષ્યમા સ્પષ્ટ અને સુંદર રીતે પ્રતિપાદન કરવામા આવ્યુ છે. તંત્રી.

હવે પ્રસ્તુત વિષયમાં આવીએ ઉપનિષદો વાચતા આપણને જણાય છે કે મુક્તિના ઉપાય તરીકે કોઇ સ્થળે જ્ઞાન હોય છે તો બીજા કોઇ સ્થળે ભક્તિ હોય છે આવી પરિસ્થિતમા જે માણસો ચુસ્ત વૈદિક છે–એટલે કે વેદના અક્ષરે અક્ષરને પ્રમાણ તરીકે સ્વીકારે છે–તેઓ તો જ્ઞાન અને ભક્તિ એ બન્નેને મુક્તિના સાધન તરીકે સ્વીકારશે અને તે ઉપરથી એવા અનુમાન ઉપર આવશે કે જ્ઞાન અને ભક્તિ એ બે મુક્તિના સાધનો છે અને તેથી તે બન્ને સરખી કિમ્મતના છે અર્થાત્ ભક્તિ જ્ઞાનથી શ્રેષ્ઠ નથી, તેમ જ્ઞાન પણ ભક્તિથી શ્રેષ્ઠ નથી એવુ અનુમાન બાધશે આ અનુમાન ખરૂ છે કે ખોટુ છે તેનો વિચાર અહીં કરવાનો છે

પ્રથમ આપણે જ્ઞાનની વાત કરીએ તેને માટે બૃહદારણ્યકોપનિષદના ચોથા અધ્યાયના ચોથા બ્રાહ્મણના કેટલાક મત્રોનો વિચાર પ્રથમ કરવો પડશે તે બ્રાહ્મણના ઓગણીસમા મત્રથી આપણે આરભ કરવાનો છે બધા મત્રો અહી ન આપતા તેનો સાર માત્ર આપવામા આવે છે

જેને વેદાન્તમા બ્રહ્મ કહેવામા આવે છે તેને ગીતાજીમા પરમાત્મા અને ભાગવતમા ભગવાન્ કહેવામા આવે છે, એટલે આ ત્રણ જુદા જુદા શબ્દોથી ત્રણ જુદી જુદી વસ્તુઓનો બોધ થતો નથી પણ એક જ વસ્તુનો બોધ થાય છે એ ત્રણે શબ્દોનો અર્થ એક જ છે શબ્દભેદથી વસ્તુનો ભેદ અવશ્ય હોવો જ જોઇએ એવો જગતનો પણ નિયમ નથી આ બ્રહ્મ–પરમાત્મા–ભગવાન્–એક જ છે અને તેના દર્શન–નેનો અનુભવ–મનથી જ થઈ શકે છે આ હેતુથી જ મહાનુભાવી આચાર્યો માનસી સેવાને સર્વથી ઉત્તમ સ્વીકારે છે પરમાત્મા આપણા પ્રાકૃત નેત્રોથી જણાતા નથી પણ એકલા મનથી જ એમનો સાક્ષાત્કાર થાય છે આ બ્રહ્મરૂપી પદાર્થ એક જ છે, અદ્વૈત છે, અને જો કોઈ તેને અનેક અથવા દ્વૈત તરીકે સ્વીકારશે તો તે આ ભવસાગરમા જન્મમરણના ફેરામાથી મુક્ત થવાનો નથી બ્રહ્મ એક છે અને જે ભેદ જણાય છે તે વાસ્તવિક અથવા ઔપાધિક ભેદ નથી પણ ઐચ્છિક ભેદ છે મત્રમા ઐચ્છિક ભેદનો નિષેધ કરવામા આવતો નથી કારણ કે બીજે સ્થળે આ જ ઐચ્છિક ભેદનુ સ્પષ્ટ પ્રતિપાદન કરવામા આવે છે મત્રમા ઐચ્છિક ભેદ સિવાયના વાસ્તવિક અને ઔપાધિક ભેદનો નિષેધ કરવામા આવ્યો છે, કારણ કે બધા ઉપનિષદોમા કોઇ પણ ઠેકાણે વાસ્તવિક દ્વૈતનું પ્રતિપાદન કરવામા નથી આવ્યુ, એને બદલે તો **यत्र द्वैत तत्र भयम्** એ તાત્પર્યના મત્રો જોવામા આવે છે ઔપાધિક ભેદને માટે એટલુ જ કહેવાનુ કે વેદમા ઉપાધિ નામનો શબ્દ જ મળતો નથી તો ઉપાધિમૂલક ભેદનો પ્રસગ જ ક્યાથી હોય ?

બ્રહ્મનુ દર્શન અદ્વૈતભાવનાથી જ કરવાનુ છે આ બ્રહ્મ અપ્રમેય છે–તેનુ જ્ઞાન સમ્પૂર્ણ રીતે મળી શકે એમ નથી જ્યા વેદ એમ કહે છે કે **यतो वाचो निवर्तन्ते**—જ્યાથી વેદના મત્રો અને વાણી પાછા ફરે છે–ત્યા મનુષ્યના પ્રયત્નથી બ્રહ્મનુ જ્ઞાન શી રીતે મેળવી શકાય ? ક્યા વેદનુ સામર્થ્ય અને ક્યા મનુષ્યની પામર સ્થિતિ ? જ્યા વેદ અસમર્થ નીવડે ત્યા પામર જીવ હજાર વાર અસમર્થ થાય આમા બીજી એક બાબત ધ્યાન ખેચે એવી છે પરમાત્મા સર્વવ્યાપક છે, સર્વને વ્યાપીને રહ્યા છે તે એક જ છે એટલે પરમાત્માના જેવો બીજો સર્વવ્યાપક પદાર્થ કોઇ નથી તેથી પરમાત્મા વ્યાપક અને અન્ય સર્વ વસ્તુઓ વ્યાપ્ય છે હવે વ્યાપ્યને વ્યાપકનુ સમ્પૂર્ણ જ્ઞાન ક્યાથી હોઇ શકે ? મનુષ્યના પગનાથી હાથીના પગલાનુ સમ્પૂર્ણ માપ શી રીતે લેવાય ? તેથી જ પરમાત્માનુ સમ્પૂર્ણ જ્ઞાન મેળવવામા વેદની અશક્તિ માલમ પડે છે તત્ત્વજ્ઞાનની દૃષ્ટિથી પણ આ સ્થિતિ આવશ્યક અને ઇષ્ટ છે બ્રહ્મ ધ્રુવ છે, નિશ્ચળ છે તે વિરજ છે એટલે કે ત્રણ ગુણથી અતીત છે, નિષ્કલક છે. આકાશથી પણ પર છે તાત્પર્ય કે તે સર્વત્ર વ્યાપક છે અને તેના જેવો બીજો વ્યાપક પદાર્થ એક પણ નથી.

આ જ પરમાત્માને ધીર, બુદ્ધિમાન્ અને વેદાધ્યયન કરનારા પુરુષે બરોબર રીતે ઓળખવાનો છે મુખ્ય કાર્ય પરમાત્માનુ જ્ઞાન મેળવવાનું છે બહુ શબ્દો જાણ્યા પછી—બહુ જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી–પણ જો પરમાત્મા ન ઓળખાય તો તે શબ્દ અને જ્ઞાન નિરર્થક છે, વાણીનો ખોટો વ્યય છે આ આત્મા મહાન્ છે, અજ છે, પ્રાણોમા—ઇન્દ્રિયોમા– વિજ્ઞાનમય છે હૃદયને વિષે જે આકાશ છે તે આકાશમા આ પરમાત્મા શયન કરે છે સર્વના નિયતા છે સર્વના રાજા–પતિ–છે સારાં કાર્યોથી પરમાત્માનો ઉત્કર્ષ થતો નથી તેમ અસાધુ–ખરાબ–કાર્યોથી પણ અપકર્ષ થતો નથી આ પરમાત્મા સર્વના ઇશ્વર છે, ભૂતોના અધિપતિ છે, ભૂતપાલ છે આ 'લોકોને' એક બીજાથી જૂદા રાખવાને માટે તે એક ભેદક સેતુ છે આવા પરમાત્માને બ્રાહ્મણો યજ્ઞ, દાન તપ, અનશન–ઉપવાસ–વગેરે સાધનો કરીને ઓળખવાની ઇચ્છા રાખે છે બ્રહ્મને જાણ્યા પછી મુનિ થાય છે આ જ બ્રહ્મને પોતાનો લોક–પોતાનું ગન્તવ્ય સ્થાન–માની સાધુઓ–સન્યાસીઓ–ને બ્રહ્મને પ્રાપ્ત કરે છે–બ્રહ્મલોકમા જાય છે આ સિદ્ધાન્ત પૂર્વજો બરોબર જાણતા હતા અને તેથી જ પ્રજાની ઇચ્છા રાખતા ન હતા અને કહેતા કે અમારો આ આત્મા અમારા લોક રૂપ છે–અમારી પ્રાપ્ય વસ્તુ છે, તો પછી અમારે પ્રજાનુ શુ કામ છે? એટલે જગતમા જે ત્રણ એષણાઓ–કામનાઓ–( પુત્રની કામના, વિત્તની કામના અને લોકની કામના ) છે તે ત્રણે એષણાનો સર્વથા ત્યાગ કરીને તે બ્રાહ્મણો ભિક્ષાચર્યા કરતા જે પુત્રૈષણા છે તે વિત્તૈષણા છે, અને જે વિત્તૈષણા છે તે લોકૈષણા છે આ બન્ને એષણાઓ જ—કામનાઓ જ—છે આ ઉપરથી એટલુ તો સ્પષ્ટ જણાય છે કે જ્યા સુધી વાસનાનો સમૂલ નાશ નથી થતો ત્યા સુધી પરમાત્માનું જ્ઞાન અને પ્રાપ્તિ થઇ શકતી જ નથી આથી ભગવાન્ જેના ઉપર કૃપા કરે છે તેને પ્રથમ નિરોધ સિદ્ધ કરી આપે છે નિરોધ એટલે આ પ્રપચને ભૂલી પરમાત્મામા અનુરાગ આસક્તિ રાખવી તે ઉપનિષ મા પણ આજ અર્થ સ્પષ્ટ રીતે જોવામા આવે છે

પરમાત્માનુ યથાસ્થિત વર્ણન મનુષ્યથી થઇ શકતુ નથી કારણ કે મનુષ્યની શક્તિ પરિમિત છે તેથી ઉપનિષ મા પરમાત્માને **નેતિ નેતિ** કહેવામા આવે છે પરમાત્મા આવા છે અમુક પ્રકારના છે એમ આપણાથી કહી શકાતુ નથી તાત્પર્ય એ કે બ્રહ્મનું જ્ઞાન સમ્પૂર્ણાંશે આપણને આપણા સાધનો વડે મળી શકતુ નથી, પણ પરમાત્મા કૃપા કરે તો અનાયાસે, કોઇ પણ સાધનની અપેક્ષા વિના, પરમાત્માના યથાસ્થિત સ્વરૂપનો અનુભવ થાય છે પરમાત્મા અગૃહ્ય છે અહીં પરમાત્માની એતાવન્માત્રતાનો નિષેધ કર્યો છે ગ્રહણ કરી શકાય એવા નથી કારણકે આપણાથી તેમનુ ગ્રહણ થઇ શકે એમ નથી તેમનું લૌકિક પ્રમાણોથી ગ્રહણ થઇ શકતુ નથી તે અવિનાશી છે કારણ કે તેમનો નાશ કોઇ દિવસ થતો નથી તે અસગ છે કારણ કે તેમને કોઇનો સગ લાગતો નથી, તે બદ્ધ નથી, તેમને કોઇ પણ પ્રકારની વ્યથા થતી નથી, તેમને કોઇ જાતની ઇજા થતી નથી, કોઇ દુ ખ હોતુ નથી આનન્દમય પરમાત્માને દુ ખ ક્યાથી હોય?

ઉપરના વર્ણનથી એમ જણાય છે કે પરમાત્મા જડથી વિલક્ષણ છે એવા પરમાત્માને, જે ઓળખે છે તેને નીચેના વિચારો નડતા નથી એક વિચાર તો એ કે આથી મે પાપ કર્યું અને બીજો વિચાર આ કે મે આથી કલ્યાણ કર્યું આ બન્ને વિચારો બ્રહ્મવેત્તાનીઓને દુ ખ નથી આપતા જ્યા બ્રહ્મને દુ ખ નથી ત્યા બ્રહ્મવિત્તને પણ સાધુ અસાધુ કર્મની ચિન્તા નથી હોતી કૃત અને અકૃત–કરેલા અને ન કરેલાં–કાર્યો એને કોઇ પણ પ્રકારની અસર કરી શકતા નથી તેને જે પ્રાપ્ત કરવાનુ છે તેમા કોઇ પણ પ્રકારનો પ્રતિબધ કરતા નથી આ જ ભાવ એક ઋચામા પણ જોવામા આવે છે બ્રાહ્મણનો–બ્રહ્મવેત્તાનો–ઉપર જણાવેલો મહિમા નિત્ય છે તે મહિમા એ કે કર્મથી તેનો ઉત્કર્ષ કે અપકર્ષ થતો નથી ઉપર જેનું વર્ણન કરવામા આવ્યુ છે એવા પરમાત્માને જાણીને તે જ પરમાત્માના પદનુ–ચરણ અથવા સ્થાનનું–જ્ઞાન પ્રાપ્ત કરે છે પરમાત્માનુ પદ તે અક્ષર બ્રહ્મ.

કારણ કે ગીતામા ભગવાન્ પોતે જ આજ્ઞા કરે છે કે **तद्धाम परमं मम** તે મારું પરમ ધામ છે. આ પ્રમાણે અક્ષરબ્રહ્મને જાણે ત્યારે પાપ કર્મોથી તે બ્રહ્મવિન્ જરા પણ લેપાતો નથી અક્ષરબ્રહ્મનુ જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી પાપ કર્મોની અસર થતી નથી પછીથી અક્ષરબ્રહ્મનુ જ્ઞાન મેળવવાના સાધનો આપવામા આવ્યા છે કયા કયા સાધનો કરીએ તો અક્ષરબ્રહ્મનુ જ્ઞાન મળે ? શાસ્ત્રમા જે પ્રમાણે વર્ણન છે તે પ્રમાણે જ્ઞાન પ્રાપ્ત કરીને અંતઃકરણનો અને બહારની ઇન્દ્રિયોનો નિગ્રહ કરીને, સર્વ પ્રકારની વાસનાઓને દૂર કરીને, અનેક પ્રકારના દુઃખ સહન કરવાની શકિતવાળા થઇને, આસ્તિકયબુદ્ધિ રાખીને પોતાના શરીર આત્મામા અક્ષરબ્રહ્મનુ દર્શન કરવુ આવા પ્રકારનું દર્શન થાય છે ત્યારે દરેક પદાર્થને આત્મા તરીકે જુવે છે, બધા પાપોને તરી જાય છે. એટલુ જ નહિ પણ સર્વ પાપોને બાળી નાખે છે તે પાપ કાર્ય કરતો નથી, નિર્મલ થાય છે, શંકા વગરનો થાય છે

બૃહદારણ્યકના ઉપયોગી મંત્રોનો સાર ઉપર આપ્યો તેમા પાપને તરી જવા રૂપી બ્રહ્મજ્ઞાનનુ મહાત્મ્ય જોવામા આવે છે જેણે બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કર્યું છે તે સર્વ પાપોને તરી જાય છે એ વાત એ મંત્રોમા સ્પષ્ટ છે જ્ઞાનથી સંસારમાથી મુક્તિ મળે છે એટલે સ્વાભાવિક રીતે જ જ્ઞાનના પરિણામે બધા પાપો તરી જવાય આ પ્રમાણે જ્ઞાનની સ્થિતિ છે

હવે ગોપાલતાપનીય ઉપનિષદમા ભકિતને મુકિતના સાધન તરીકે વર્ણવવામા આવી છે ત્યાં એમ કહેવામાં આવ્યુ છે કે **यो भजति सोऽमृतो भवति**-જે ભજે છે તે અમૃત થાય છે, મોક્ષ મેળવે છે આગળ જતા એ જ ઉપનિષદમા **मुक्तो भवति संसृतेः**-સંસારમાથી તે (ભક્ત) મુક્ત થાય છે-એવા વાકયો જોવામા આવે છે જેવો જેવો અધિકારી તેવુ તેવુ તેવુ સાધન કોઇ ભક્તિને સાધન તરીકે સ્વીકારે તો કોઇ જ્ઞાનને સાધન તરીકે સ્વીકારે આ પરિસ્થિતિમા જ્ઞાન અને ભકિતનો વિરોધ આવતો નથી, પણ તેમા એક શંકા રહે છે. અને તે નીચે પ્રમાણે છે બૃહદારણ્યકમા ઉપર જણાવ્યુ તે પ્રમાણે એમ કહેવામાં આવ્યુ છે કે જે અક્ષરબ્રહ્મને જાણે તે પાપને તરી જાય આ ઉપરથી એટલુ તો સ્પષ્ટ જણાય છે કે જ્ઞાન પ્રાપ્ત કરવાની દશામા પણ પાપ હોઈ શકે છે આ પ્રમાણે જો ન સ્વીકારીએ તો **य एवं वेद स पाप्मानं तरति** એ શ્રુતિનો વિરોધ આવે છે. માટે અન્યથાનુપપત્તિથી આપણે સ્વીકારવુ પડશે જ કે જ્ઞાનદશામા પાપ હોઇ શકે છે વળી જ્ઞાન અને ભક્તિ એ બન્નેને સરખી રીતે મુકિતના સાધન તરીકે જણાવવામા આવ્યા છે તેથી એવો સંદેહ થાય કે જેમ જ્ઞાનદશામા પાપ હોય છે તેમ ભકિતદશામા પાપ હોઇ શકે કે ન હોઇ શકે ? આના ઉત્તરમા કોઇ કહેશે કે શ્રુતિમા તો પાપના નાશની સામાન્ય વાત છે, અને તે ઉપરાન્ત મુકિત મળે તે પહેલા તો અવશ્ય પાપનો નાશ થવો જોઇએ, તેથી શ્રુતિમા એક સ્થળે જે નિર્ણય કર્યો છે તે નિર્ણય બીજે સ્થળે પણ સ્વીકારવો જોઇએ આથી સ્પષ્ટ માલમ પડે છે કે જેમ જ્ઞાનદશામા પાપ હોઇ શકે છે અને જ્ઞાનના બળે તે પાપને તરી જવામા આવે છે તેમ ભકિતદશામા પણ પાપ હોઇ શકે અને પછીથી ભકિતના પ્રતાપે તે પાપ બળી જાય

ઉપર જણાવેલુ સમાધાન આપણને પણ એકદમ ખરૂ લાગશે પણ પહેલા જણાવ્યુ તે પ્રમાણે આપણે ધ્યાનમા રાખવુ જોઇએ કે પરમાત્માના વિષયમા મનુષ્યતર્ક નકામો છે. શ્રુતિમા અને તેને અવિરુદ્ધ સ્મૃતિમા જે કહેવામા આવ્યુ હોય તે સર્વથા સ્વીકારવાનું છે આ વિષયમા ભગવાનના જ્ઞાનાવતાર બાદરાયણ મહર્ષિએ પોતના બ્રહ્મસૂત્રોમા સુંદર નિર્ણય આપ્યો છે તે મહર્ષિ **सम्पराये तर्तव्याभावात्** નામનુ સૂત્ર ત્રીજા અધ્યાયના ત્રીજા પાદમા યોજે છે સૂત્રનો અક્ષરાર્થ એ કે ભકિતદશામા જ તરવાના પાપોનો અભાવ છે **सम्पराय** શબ્દનો અર્થ પરલોક પણ થાય છે, અને જ્યારે આ અર્થ લઇએ ત્યારે સૂત્રનો અર્થ એવો થાય કે જ્યારે પરલોક પ્રાપ્ત કરવાનો

હોય છે ત્યારે પાપનો અભાવ હોય છે **सम्पराय** શબ્દનો અર્થ ભક્તિમાર્ગ શી રીતે આવ્યો તે પણ જોવા જેવુ છે **पर** એટલે પુરુષોત્તમ, **अय** એટલે જ્ઞાન અને **सम्** એટલે સમ્યક્—સારૂ—પુરુષોત્તમનુ સારૂ જ્ઞાન જે સાધન વડે મળે તે સાધન **सम्पराय** કહેવાય આ સાધન તે ભક્તિમાર્ગ છે અને તેથી જ **सम्पराय** શબ્દનો અર્થ ભક્તિમાર્ગ અથવા ભક્તિદશા કરી શકાય એ જ શબ્દનો બીજી રીતે વિગ્રહ કરીએ તો પણ એનો અર્થ ભક્તિમાર્ગ થાય છે **पर** એટલે પુરુષોત્તમ **अय** એટલે ગમન, પ્રવેશ અને **सम्** એટલે સમ્યક્, સારી રીતે, **सम्पराय** એટલે જે સાધન વડે પુરુષોત્તમમા પ્રવેશ થાય તે સાધન, અર્થાત્ ભક્તિમાર્ગ આ બેના બે વ્યાખ્યાનથી એમ માનવુ પડે છે કે પુરુષોત્તમનુ જ્ઞાન અને પ્રાપ્તિનુ સાધન ભક્તિમાર્ગ છે

કોઈને અહીં એમ શકા થાય કે **सम्पराय** નો યૌગિક અર્થ લેવાનુ કાઇ પણ પ્રયોજન નથી, કારણ કે તે **रूढिर्योगमपहरति**—રૂઢ અર્થ યૌગિક અર્થ કરતા વધારે બળવાન્ છે—એ ન્યાયથી વિરુદ્ધ છે માટે યૌગિક અર્થ ન લેતા રૂઢ અર્થ લેવો જોઇએ આના સમાધાનમા જણાવવાનુ કે જ્ઞાનમાર્ગમા અક્ષરબ્રહ્મની પ્રાપ્તિ થાય છે અને ભક્તિમાર્ગમાં પુરુષોત્તમની પ્રાપ્તિ થાય છે પુરુષોત્તમ અક્ષરબ્રહ્મથી પર છે એટલે જ્ઞાનમાર્ગમા અને ભક્તિમાર્ગમા વિશેષ છે અને તેથી ભક્તિમાર્ગ જ્ઞાનમાર્ગ કરતા ઉત્તમ છે આ ઉત્તમતા બતાવવાને સારૂ **सम्पराय**નો યૌગિક અર્થ લેવામા આવ્યો છે આશય એ જ કે જ્ઞાનથી ભક્તિ ઉત્તમ છે, કારણ કે એકમા અક્ષરબ્રહ્મની પ્રાપ્તિ છે અને બીજામા પુરુષોત્તમની પ્રાપ્તિ છે, તેથી ભક્તિની પહેલાજ સર્વ પાપોનો નાશ થવો યોગ્ય છે, નહિ કે ભક્તિદશામા

અહીં પણ એક શકા થાય કે ભક્તિમાર્ગનો જ્ઞાનમાર્ગથી ઉત્કર્ષ જ શી રીતે અને કયા પ્રમાણોને આધારે સિદ્ધ કરો છો?

આનુ સમાધાન શ્રીમહાપ્રભુજી ઘણુ સારૂ આપે છે જ્યારે મનુષ્ય બ્રહ્મભૂત થાય છે ત્યારે તેને ભક્તિનો સ્વાદ ચાખવાનો અમૂલ્ય અવસર મળે છે, અને જ્યારે બ્રહ્મભાવ પછી ભક્તિ આવી હોય ત્યારે પુરુષોત્તમના સ્વરૂપનુ યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરે છે પુરુષોત્તમનુ પૂર્ણ જ્ઞાન **ભક્તિથી જ** મળી શકે છે, કારણ કે ભગવાન્ પોતે ગીતામા આજ્ઞા કરે છે કે **भक्त्या मामभिजानाति**—ભક્તિના સાધન વડે મને તે ઓળખે છે જ્ઞાનમાર્ગમા અક્ષરબ્રહ્મના **સાક્ષાત્કાર પછી** પુણ્ય અને પાપ કર્મોની નિવૃત્તિ થાય છે અને પછી સુખની પ્રાપ્તિ થાય છે, પણ ભક્તિમાર્ગમા તો **સર્વ પાપનો નાશ થયા પછી જ ભક્તિ ઉદ્ભવે** છે અને ત્યારથી જ સુખની પ્રાપ્તિ થાય છે આથી જ્ઞાનમાર્ગ કરતા ભક્તિમાર્ગ ઉત્કૃષ્ટ છે એ વાત સિદ્ધ થાય છે ભક્તિમાર્ગમા ભક્તિના પ્રાદુર્ભાવ પહેલા જ પાપનો નાશ થય છે એ વાતને પોષે એવા અનેક વચનો શાસ્ત્રમાથી મળી આવે છે શ્રીમદ્ભાગવતના છઠ્ઠા સ્કન્ધના ચૌદમા અધ્યાયમા એમ કહેવામા આવ્યુ છે કે **मुक्तानामपि सिद्धानां नारायणपरायण । सुदुर्लभ प्रशान्तात्मा कोटिष्वपि महामुने ॥** મુક્ત અને સિદ્ધ પુરુષોમા નારાયણપર તો કરોડમા કોઈક જ હોય છે બ્રહ્મસૂત્રના **मुक्तोपसृप्यव्यपदेशात्** નામના સૂત્રમાથી પણ આજ ધ્વનિ નીકળે છે બીજે સ્થળે પણ નીચેના શ્લોકો જોવામા આવે

**जन्मान्तरसहस्रेषु तपोध्यानसमाधिभि । नराणा क्षीणपापाना कृष्णे भक्ति प्रजायते ॥**
**जन्मान्तरसहस्रेषु समाराध्य वृषध्वजम् । वैष्णवत्व लभेत् कश्चिन् सर्वपापक्षयादिह ॥**

હજારો જન્મો પછી તપ, ધ્યાન, સમાધિ વગેરે સાધનોથી સર્વ પાપ નાશ પામ્યા પછી કૃષ્ણમાં ભક્તિ થાય છે સર્વ પાપના ક્ષય પછી જ વૈષ્ણવત્વ પ્રાપ્ત થાય છે[૧]

ઉપર કહ્યુ તેનો સાર એ જ કે પાપનો નાશ થાય ત્યાર પછીજ ભક્તિ સભવી શકે, અને તેથી જે ખરેખરો ભક્ત છે તેને પાપ જેવી તરવાની વસ્તુ જ હોતી નથી આ કારણથી જ જ્ઞાનમાર્ગ કરતા ભક્તિમાર્ગ શ્રેષ્ઠ છે, જ્ઞાન કરતા ભક્તિ ચઢે છે

અહી કોઇને શકા થાય કે શ્રુતિમા તો **य एवं वेद**-જે આ પ્રમાણે જાણે છે-એવુ સામાન્ય વચન છે, તેથી જેમ અક્ષર બ્રહ્મને જાણનારને પાપાદિ તરવાના હોય છે તેમ પુરુષોત્તમને જાણનારને પણ પાપાદિ તરવાના હોવા જોઇએ

આ શકાનુ નિરાકરણ શ્રીકૃષ્ણદ્વૈપાયન વ્યાસ **तथा ह्यन्ये** એ સૂત્રભાગથી કરે છે **तथा** એટલે જ્ઞાન પછી જે પાપવાળાઓ હોય છે તે **अन्ये** ભક્તિમાર્ગીયોથી પૃથક્-જૂદા-છે આ વાત ઉપપન્ન-યોગ્ય-છે એમ **हि** શબ્દનો અર્થ થાય છે આથી ઉપરની શકાને સ્થાન રહેતુ નથી,

વાદી કહેશે કે આ બધી વાત ખરી પણ તેમા એક વિરોધ આવે છે અને તેથી તમે અત્યાર સુધી જે સિદ્ધ કર્યું તે બધુ અસત્ય ઠરે છે તે વિરોધ આ પ્રમાણે છે ભક્તિમાર્ગમા શ્રીગોપીજનનુ આદર્શ રાખનામા આવે છે, એટલે તે ઉત્તમ પ્રકારના ભક્તો છે એ વાત સિદ્ધ થાય છે તેમની ભક્તિદશાની સ્થિતિનો વિચાર કરતા જણાય છે કે તેઓ સુખી ન હતા પણ અનેક પ્રકારનુ દુ ખ વેઠતા હતા તે વિષે શ્રીમદ્ભાગવતમા કહ્યુ છે કે **दु:सहप्रेष्ठविरहतीव्रताप-धुताशुभाः । ध्यानप्राप्ताच्युताश्लेषनिर्वृत्या क्षीणमङ्गला ॥** દુ સહ એવો જે પ્રિયતમનો વિરહ, તે રૂપી અગ્નિ, તેના **તાપથી** જેમના સર્વ અશુભનો નાશ થયો છે તેવા શ્રીગોપીજન વિરહાગ્નિના તાપનો અનુભવ અને દુ ખ શ્રીગોપીજનને થયુ હતુ અને તેમના પુણ્ય અને પાપનો નાશ થયો હતો એમ આ શ્લોક ઉપરથી જણાય છે જ્યારે શ્રીગોપીજનરૂપી તમારા ભક્તિમાર્ગના આ શ્રેષ્ઠભક્તોને પણ આવા પ્રકારનુ દુ ખ સહન કરવાનુ હોય છે તો પછી સાધારણ ભક્તની દશાનુ તો શુ જ કહેવુ ? તાત્પર્ય એ કે ભક્તિમાર્ગમા શ્રીગોપીજન જેવા ભક્તોથી આરભીને તે એક સાધારણ ભક્ત સુધીના દરેક ભક્તને દુ ખનો અનુભવ કરવો પડે છે આથી ભક્તિમાર્ગમા ભક્તને કોઈ પણ પ્રકારનુ પાપ-દુ ખ-હોતુ નથી. એ વાત કપોલકલ્પિત જ લાગે છે, મનોરથમાત્ર છે, અને આમ છે તો પછી જ્ઞાનથી ભક્તિના ઉત્કર્ષની વાત જ ક્યા રહી ?

આ શકાનુ સમાધાન બાદરાયણ મહર્ષિ **छन्दत उभयाविरोधात्** સૂત્રથી કરે છે **छन्द** એટલે ઇચ્છા કેટલાક ભક્તિમાર્ગીયોના પાપોનો ભક્તિની પહેલા નાશ થતો નથી તેનુ કારણ ભગવદિચ્છા છે જ્યારે ભગવાનની એવી ઇચ્છા થાય કે આ ભક્તને વિરહાગ્નિનો તાપ આપી તેના પાપનો નાશ કરવો છે ત્યારે તે ભક્તના પાપ ભક્તિના પ્રાદુર્ભાવ પહેલા નાશ પામતા નથી અને ભક્તિદશામા ચાલુ રહે છે તેથી ભક્તિની પહેલા પાપનો નાશ થાય છે એવા વાક્યોને ભક્તિની પછી પાપનો નાશ થાય છે એ તાત્પર્યના વાક્યો સાથે કોઈ પણ પ્રકારનો વિરોધ આવતો

---

[૧] આ ઉપરથી જે લોકો પોતાને ભક્તિમાર્ગીય અથવા તો વૈષ્ણવ કહેવડાવવા માગે છે તેમણે ખાસ ધ્યાનમા રાખવુ કે સર્વ પ્રકારના પાપો નષ્ટ થાય છે ત્યાર પછી જ ભક્તિનો ઉદય થાય છે પાપ હોય છતા પણ એમ કહેવામા આવે કે અમે તો ભક્તિ કરીએ છીએ અને તેના પ્રમાણમા अपि चेत्सुदुराचार ઈત્યાદિ શ્લોક આપીને પોતાના પાપનો બચાવ કરવામા આવે તો ત્યા મૂર્ખતાની અવધિ જ આવી ગઈ

નથી ભક્તિની પહેલા પાપનો નાશ થતો જોઇએ એ સામાન્ય નિયમ છે અને તેના અપવાદરૂપે ભક્તિની પછી પાપનો નાશ થાય છે આ અપવાદ ભગવાનની ઇચ્છાને લીધે જ પ્રાપ્ત થાય છે ભગવાનની આ ઇચ્છાવિશેષમા પણ પ્રયોજન રહેલુ છે ભગવલ્લીલાનો આનન્દ લેનારા ભક્તોનો સ્નેહ ઉપાધિવાળો નથી હોતો, તેમનુ શરીર પણ સગુણ-પ્રાકૃત-હોતુ નથી અને તેમને સુકૃત કે દુષ્કૃત-પુણ્ય કે પાપ હોતુ નથી આ સિદ્ધાન્ત દર્શાવવાને માટે ભગવાને કેટલાક ગોપીજનોમા વિપરીત ધર્મો મૂક્યા અને તેને પરિણામે ભગવત્પ્રાપ્તિમા પ્રતિબન્ધ નાખ્યો, અને ત્યાર પછી તે વિપરીત ધર્મવાળી દશાનો પોતે જ નાશ કરી પોતાની લીલામા તે ગોપીજનોને ભાગીદાર બનાવ્યા આના પ્રયોજનો ભગવાનની ઇચ્છાવિશેષમા જોવામા આવે છે આ ઇચ્છાવિશેષ ઉપરથી આપણે એવો સામાન્ય નિયમ કાઢી ન શકીએ કે ભક્તિ પછી પાપનો નાશ થાય છે કાંઇ ખાસ પ્રયોજન હોય છે ત્યારે જ સામાન્ય નિયમના અપવાદરૂપે ભક્તિ પછી પાપ નાશ થાય છે આ વિષયમા અગ્નિનો દાખલો ઘણો સારો છે કેટલાક મન્ત્રોની એવી શક્તિ હોય છે કે તે મન્ત્રો જ્યારે બોલવામા આવે ત્યારે અગ્નિની દાહક શક્તિ તિરોહિત થાય છે અને તે અગ્નિ કોઇને બાળી શકતો નથી આથી આપણે એમ ન કહી શકીએ કે અગ્નિમા દાહક શક્તિ નથી અગ્નિમા જે બાળવાનો ગુણ હતો તે ગુણ મન્ત્રના પ્રતિબન્ધથી તિરોધાન પામ્યો છે અમુક સયોગમા પોતાની શક્તિ ગુમાવી બેસે છે, હમેશને માટે નહિ તે જ પ્રમાણે ભક્તિમાર્ગની સ્થિતિ છે

સાર એટલો જ કે ભક્તિની પહેલા જ પાપનો નાશ થાય છે એ સામાન્ય નિયમ છે અને ભક્તિની પછી પાપ નાશ પામે છે તે અપવાદ છે જ્ઞાનમાર્ગમા તો જ્ઞાન પછી જ પાપ નાશ પામે છે આથી ભક્તિમાર્ગનો જ્ઞાનમાર્ગથી ઉત્કર્ષ સિદ્ધ થઇ જાય છે

ગોવિન્દલાલ

---

## મુબઇના વૈષ્ણવોનો પોલ પત્ર સામે પોકાર.

**સ્થળ—** માધવબાગ **સમય—**તા ૨૧-૨-૨૬ સાજના ૭ વાગે

**પ્રમુખ—** મોરબીના દિવાન રા રા રણછોડદાસ વૃન્દાવનદાસ પટવારી

**મુખ્ય વક્તાઓ—** ડેક્કન કૉલેજના સસ્કૃતના પ્રોફેસર અને પુષ્ટિમાર્ગના અદ્વિતીય મર્મજ્ઞ વિદ્વાન્ શાસ્ત્રી મગનલાલ ગણપતરામ, મુબઇ હાઇકોર્ટના વકીલ રા રા વાડીલાલ નગીનદાસ શાહ અને રા રા મૂલચન્દ્ર તુલસીદાસ તેલીવાળા

## ગોસ્વામિશ્રીગોકુલનાથજીનો ઉપસંહાર.

**વ્યાખ્યાનોનો સાર—**પુષ્ટિમાર્ગ વૈદિક છે પોલ પત્રમા શ્રીવલ્લભાચાર્યજી સામે કરવામા આવેલા આક્ષેપોનો સપ્રમાણ પરિહાર આક્ષેપ કરનારાઓ સામે પગલા લેવાની, યોગ્ય સૂચના. નિન્દાનુ અસત્ય સ્વરૂપ અને વૈષ્ણવોનુ કર્તવ્ય

મુબઇ ખાતેથી પ્રગટ થતા 'પોલ' પત્રમા વૈષ્ણવ સમ્પ્રદાય અને શ્રી વલ્લભાચાર્યજી પર થતા ગન્દા ગન્દા આક્ષેપોથી વૈષ્ણવજનતામા ખળભળાટ થયો છે વૈષ્ણવસૃષ્ટિને આ આક્ષેપો અસહ્ય થઇ પડ્યા છે અને તે સામે પોતાનો મજબુત પોકાર મુબઇ શહેરમા જાહેર

સભાઓ ભરીને બહાર પડાવામા આવ્યો છે આ બાબતમા આક્ષેપોનો રદિયો આપવા માટે મુંબઈના વૈષ્ણવોની મોટી જાહેર સભા રવિવારે સાંજના ૬ કલાકે માધવબાગના વિશાળ ચોગાનમા મોરબી સ્ટેટના દિવાન સાહેબ શ્રીયુત રણછોડદાસ વૃન્દાવનદાસ પટવારીના પ્રમુખપણા હેઠળ મળી હતી, જે વેળાએ વૈષ્ણવ સ્ત્રી પુરુષોની ઘણી મોટી સંખ્યાએ હાજરી આપી હતી આ વખતે હાજર રહેલાઓને બેસવાને માટે જમીનપર જાજમો પાથરવામા આવી હતી આજની સભામા ભુલેશ્વર મોટા મંદિરવાળા ગોસ્વામી શ્રી ગોકુલનાથજી મહારાજ, તેમના લાલજી શ્રીગિરિધરલાલજી શ્રીવ્રજરત્નજી તથા ગોસ્વામી શ્રીમગનલાલજી મહારાજે પણ હાજરી આપી હતી

## શ્રીગોકુલનાથજી મહારાજને આવકાર

ગોસ્વામી શ્રીગોકુલનાથજી મહારાજ પોતાના લાલજી સાથે આવી પહોચતા સર્વેએ ઉભા થઈને વંદન કર્યું હતુ અને તેમના નામનો જયઘોષ કરી આવકાર આપ્યો હતો મહારાજ શ્રીની બેઠક આગળ શ્રીનાથજી તથા શ્રીવલ્લભાચાર્યજીના ચિત્રજી પધરાવવામા આવ્યા હતા સભાની વ્યવસ્થા શ્રીવલ્લભ સ્વયસેવક મંડળ ઠીક જાળવતુ હતુ સભાના કામકાજની શરૂઆત પહેલા કીર્તનમંડળીએ પણ ભજનની ધુન ઠીક જમાવી હતી

સભાનુ કામકાજ શરૂ થતા રા૦ વિક્રમદાસ ચતુર્ભાઈએ સભા સબંધની જાહેર ખબર વાચી સભળાવી હતી

મી૦ જમનાદાસ હરખજી સઘવીએ આજની સભાના પ્રમુખપદ માટે મોરબીના દિવાન સાહેબ શ્રીયુત રણછોડદાસ પટવારીની દરખાસ્ત કરી હતી જેને શ્રી નારણદાસ પુરષોતમદાસે ટેકો આપતા તાળીઓના અવાજો વચ્ચે શ્રીયુત પટવારીએ પ્રમુખપદ લીધુ હતુ

## પ્રમુખ શ્રીયુત પટવારીનુ ભાષણ

પ્રમુખ શ્રીયુત રણછોડદાસ વૃન્દાવનદાસ પટવારીએ શરૂઆતમાં હાજર રહેલાઓ પાસે ભગવત્સ્મરણ કરાવ્યુ હતુ અને ભાગવતનો શ્લોક પઢાવ્યો હતો અને તેમણે પરમેશ્વરના નામની જુદી જુદી જય બોલાવી હતી અને પુષ્ટિમાર્ગના દ્રોહીઓનુ પણ પ્રભુ ભલુ કરો એવી પ્રાર્થના કરી હતી

બાદ તેમણે જણાવ્યુ કે મારામા ઉપદેશ આપવાનુ સામર્થ્ય નથી તેમજ વૈશ્ય હોવાથી ઉપદેશ આપવાનો મારો અધિકાર પણ નથી ખરુ વૈષ્ણવત્વ મારાથી ઘણુ દૂર છે શ્રીમહાપ્રભુજીના સિદ્ધાતો મુજબનુ વૈષ્ણવત્વ આપણાથી ઘણુ દૂર છે

આજની સભામા તે સિદ્ધાત રજુ કરવાનો વિચાર હતો પણ આજનો હેતુ તો આક્ષેપોનો જવાબ આપવાનો છે.

## ખરો વૈષ્ણવ કોને કહી શકાય ?

ભગવદ્ગીતાના અભ્યાસીઓ મુંબઈમા પુષ્કળ છે કોઈ પણ વૈષ્ણવ જો ખરો હોવાનો દાવો કરતો હોય તો તેણે શ્રીકૃષ્ણની આજ્ઞા અને ઉપદેશનુ પાલન કરવુ જોઈએ પ્રભુને એ ભક્ત પ્રિય છે કે જે પોતે ઉદ્વેગ ન કરે અને બીજાને ઉદ્વેગ ન કરાવે અને અહિંસાનુ સપૂર્ણ પાલન કરે હુ આ સિદ્ધાત તરફ તમારુ લક્ષ ખેચવા માગુ છુ મનમા ઉદ્વેગ થયો હોય તો પ્રભુમા ચિત્ત ન રહી શકે પ્રભુમા ચિત્ત રાખવાનો પણ મહાપ્રભુજીનો સિદ્ધાત છે જેણે મહાપ્રભુજીના સિદ્ધાતો વાચ્યા છે તે જાણે છે કે ક્ષણવાર પણ પ્રભુનુ સ્મરણ ભૂલાય તો અસુરાવેશ આવે અહીંના કેટલાક છાપાઓ વાચતા મોરબીમા બેઠા મને જણાયુ કે વૈષ્ણવોના કેટલાક દ્રોહીઓની ચળવળથી કેટલાક વૈષ્ણવોને હીસ્ટીરીઆનુ દરદ લાગુ પડયુ છે, આપણા સપ્રદાયમા જેટલુ સાહિત્ય

છે તેટલુ બીજા કોઇ પણ સપ્રદાયમા નથી સમાજના ગ્રથો અને બાઇબલ કેસનુ અવલોકન કરવા પછી હુ એ નિર્ણય પર આવ્યો છુ કે આપણા સપ્રદાયનુ કોઇ ખડન કરી શકે તેમ નથી

### ગાળો દેવી એ કાઇ સિદ્ધાત નથી

ગાળીપ્રદાન એ કાઇ સિદ્ધાન નથી આપણે ગાળીપ્રદાન કરવાનુ નથી દરેક વ્યાખ્યાતાને નમ્રપણે અરજ કરીશ કે તેઓ કોઇએ ગાળીપ્રદાનનો ઉપયોગ કરવો નહિ તમો મને જો વખત આપશો તો હુ ઉપસહારમા આ સિદ્ધાતો વિષે બોલીશ પણ મને લાગે છે કે તમે મને અર્ધો કે પોણો કલાક પણ નહિ આપી શકો, એટલે આવતી કાલે હુ આપની સેવામા હાજર થઇ આ સબધમા બોલીશ

### શ્રીવલ્લભાચાર્યજીને કન્યા હતી કે ?

શ ગૌરગોપાનશર્માએ જણાવ્યુ કે આપણા સંપ્રદાય અને શ્રીવલ્લભાચાર્યજી પર ટીકા કરનારાઓ એવો આક્ષેપ કરે છે કે શ્રીવલ્લભાચાર્યને એક પુત્રી હતી, અને તેમણે તેને શ્રી ચૈતન્ય વેરે આપી હતી આ બીના તદન ગલત છે આપણા શ્રીવલ્લભાચાર્યજીને કન્યા હતીજ નહીં પરતુ જે વલ્લભાચાર્યને પુત્રી હોવાની બીના છે તેનુ નામ વલ્લભાચાર્ય નહીં પરતુ વલ્લભમિશ્ર હતુ અને વલ્લભમિશ્ર તથા શ્રીવલ્લભાચાર્યજીને કઇ સબધ ન હતો

### શ વાડીલાલ નગીનદાસ શાહ

શ વાડીલાલ નગીનદાસ શાહે જણાવ્યુ કે શ્રીમદ્વલ્લભાચાર્યના ગ્રથનુ અધ્યયન કરીને તેમના ગ્રથ કે સિદ્ધાતો પર આક્ષેપ કરવામા આવતો હોય તો તેનો રદીઓ આપણે આપવા તત્પર થવુ જોઇએ પરતુ પુષ્ટિમાર્ગના સિદ્ધાતો શા છે, શ્રીમદ્વલ્લભાચાર્યના સિદ્ધાતો શા છે તે જાણ્યા વગરજ પુષ્ટિમાર્ગ પર આક્ષેપો કરવામા આવે છે સદ્બુદ્ધિથી આક્ષેપ કર્યો ત્યારેજ કહી શકાય કે જ્યારે આક્ષેપ કરનારે પુષ્ટિમાર્ગના સિદ્ધાતોનુ મનન કર્યુ હોય

### ખુલ્લી ચેલેન્જ

આપણા આચાર્યચરણ પર ઘણા નીચ આક્ષેપો કરવામા આવે છે તેના સબધમા હુ ખુલ્લુ ચેલેન્જ અહી આપુ છુ કે શ્રીમદ્વલ્લભાચાર્યના સન્યાસના ગ્રથમાથી અથવા અન્ય ગ્રન્થોમાથી વ્યભિચારને પોષક એક પણ શબ્દ કહાડી આપે તો તેનો ગુનામનો ગુનામ થવા તૈયાર છુ ચેલેન્જમા રૂપીઆની રકમ મુકી હોય તો રૂ ૧ થી ૫ હજાર, દશ હજાર સુધીની ચેલેન્જ કરવા તૈયાર છુ પરતુ આ તો ફક્ત પુષ્ટિમાર્ગને હલકો પાડવા માટેજ આવો ધધો લઇ બેઠા છે ટુકમા એટલુજ કે આપણે કઇ ગાળીદાનનો ઉત્તર ગાળીદાનથી આપીએ નહી જો શાસ્ત્રાર્થ રીતસર કરવો હોય તો શ્રીમાન્ મગનલાલ શાસ્ત્રીજી અને બીજા વિદ્વાનો તેવો શાસ્ત્રાર્થ કરવા તૈયાર છે (તાળીઓ) કૃષ્ણદાસની વાર્તામા વ્યભિચાર પોષક કે નીતિને બાધ આવે તેવો કોઇ પણ ભાગ નથી કે જે વિષેનુ ચિત્ર વિરોધીઓએ મારા ચેલેન્જના જવાબમા મોકલી આપ્યુ હતુ પુષ્ટિમાર્ગીય સિદ્ધાંત શુ અને તેના ગ્રન્થો કયા ને જોવા હોય તો શ્રીમદ્વલ્લભાચાર્યના ગ્રન્થો જોવા જોઇએ જો તેઓ એમ કબુલ કરે તો શ્રીમદ્વલ્લભાચાર્યના કોઇ પણ ગ્રન્થમા વ્યભિચાર પોષક શબ્દ નથી જો તેઓનામા સદ્બુદ્ધિ હોય તો અને શુદ્ધનિષ્ઠાથી તેમણે આક્ષેપો કર્યા હોય તો તેઓએ આ બીનાનો સ્વીકાર કરવો જોઇએ અને જો તેઓ તેમ કરે તો પુષ્ટિમાર્ગના બીજા ગ્રન્થોના સબધમા પણ હુ પુરવાર કરી આપીશ કે અમારા પુષ્ટિમાર્ગના સિદ્ધાતો અને

કારિકામાં ઉપદેશ સૌથી પ્રથમ વિષ્ણુસ્વામીએ કરેલો છે ટુંકમા એટલુ જ કહીશ કે વિષ્ણુસ્વામી શંકરાચાર્યના શિષ્ય હતા તેવુ કંઇ હાલના ગ્રંથોમાથી મળી આવતુ નથી

### બિલ્વમંગળ માયાવાદી હોવાની ખરી વાત

હવે બિલ્વમંગળ માયાવાદી હતા એવો આક્ષેપ કરવામા આવે છે તે સંબંધમા હું કહીશ કે તે વાત સત્ય છે પરંતુ તે અપવાદ રૂપ છે શ્રીબિલ્વમંગળે કૃષ્ણકર્ણામૃત બનાવ્યુ છે, તેઓ શ્રી વિઠ્ઠલેશના ભક્ત હતા તેઓ ભક્તિમાં માયાવાદ ભુલી ગયા હતા અને તેમનુ હૃદય ભક્તિમય બની ગયુ હતુ

### શ્રીલક્ષ્મણ ભટ્ટજી ગોપાલના ઉપાસક

આગળ ચાલતા આક્ષેપકાર લક્ષ્મણ ભટ્ટજીના વંશજો માયાવાદી કેમ નહી એમ કહે છે તેના સંબંધમા એટલુંજ કહેવાનુ કે જો આક્ષેપકારે સુબોધિનીનુ પહેલુ પાનુ વાચ્યુ હોત તો તેને જણાત કે શ્રીલક્ષ્મણ ભટ્ટજી ગોપાલના ઉપાસક હતા એવુ શ્રી વલ્લભાચાર્યજી સ્પષ્ટ કહે છે તેવાને માયાવાદી કહેવા તેનો કંઇ અર્થ નથી તેઓ તો કંઇપણ આ બાબતમા ઉંડા ઉતર્યા વગર પોતાના ઉદર પોષણ માટે આવા આક્ષેપો કરવામાજ પોતાનુ સર્વ માની લે છે

### માયાવાદનુ કરેલુ ખંડન

શ્રીવલ્લભાચાર્યજી અક્ષરે અક્ષરે માયાવાદનુ ખંડન કરે તે પોતે માયાવાદી ક્યાથી હોઇ શકે? જેઓ બ્રહ્મસૂત્રના ૨-૨-૨૬ ઉપરના અણુભાષ્યમા માયાવાદનુ સ્પષ્ટ ખંડન કરે છે તેઓમાં માયાવાદનો ગંધ પણ ક્યાથી હોય[1]?

આ ઉપરથી તો માત્ર એટલુંજ જણાઇ આવે છે કે તેવાને કદાચ તેવા દેખાતા હશે પરંતુ ઐતિહાસિક શોધખોળોથી તે પુરવાર કરી શકે તે બનવાજોગ નથી

---

૧ બ્રહ્મસૂત્ર ૨-૨-૨૬ ઉપરનુ અણુભાષ્ય નીચે પ્રમાણે છે—

एवं सति कारणत्वं पूर्वपादे उपपाद्यासत् कारणत्वं निराकृत्य व्यासचरणैर्वेदानामव्याकुलत्वे संपादितेऽपि पुनर्लोकव्यामोहनाथ प्रवृत्तस्य भगवतो बुद्धस्याज्ञया 'त्वं च रुद्र महाबाहो मोहशास्त्राणि कारय' (व० पु० ७०। ३६) 'अतथ्यानि वितथ्यानि दर्शयस्व महाभुज। स्वागमं कल्पितैस्त्वं च जनान्मद्विमुखान् कुरु॥' (प पु उ) इत्येवंरूपया महादेवादयः स्वांशेनावतीर्य वैदिकेषु प्रविश्य विश्वासार्थं वेदविभागान् यथार्थानपि व्याख्याय सदसद्विलक्षणामसदपरपर्यायामविद्यां सर्वकारणत्वेन स्वीकृत्य तन्निवृत्त्यर्थं जातिभ्रंशरूपं सन्यासपाषण्डं प्रसार्य सर्वमेव लोकं व्यामोहितवन्तः। व्यासोऽपि कलहं कृत्वा शङ्करं शप्त्वा तूष्णीमास। अतोऽग्निना मया सतां सदुद्धारार्थं यथाश्रुति श्रुतिमन्त्राणि योजयता सर्वो मोहो निराकृतो वेदितव्यः।

ઉપરના ભાષ્યનો સાર નીચે પ્રમાણે—

દૈત્યોને મુગ્ધ કરવાની પ્રવૃત્તિવાળા બુદ્ધ ભગવાનની આજ્ઞાથી મહાદેવ વગેરે દેવો પોતાના અંશ વડે પૃથ્વી ઉપર અવતરી વૈદિક શિષ્ટ પુરુષોમા પ્રવેશ કરી વિશ્વાસ મેળવવા ખાતર વેદવિભાગનુ બરોબર વ્યાખ્યાન કરીને સત અને અસતથી વિલક્ષણ એવી અવિદ્યાને સર્વના કારણ તરીકે સ્વીકારીને, અવિદ્યાને દૂર કરવા જાતિના ભ્રંશરૂપ સન્યાસપાખણ્ડનો પ્રચાર કરીને આખા જગતને મોહાન્ધકારમા નાખ્યુ વ્યાસ ભગવાને આ કાર્ય માટે ઘણો કલહ કર્યો અને શંકરને શાપ આપી શાંત બેસી રહ્યા તેથી અગ્નિરૂપી જે હું તેણે સત્પુરુષોના સમ્પૂર્ણ ઉદ્ધાર માટે શ્રુતિઓનો યથાર્થ અર્થ આપ્યો અને સર્વ મોહનુ નિરાકરણ કર્યુ

પુષ્ટિમાર્ગના ભદ્રભદ્રવાદીઓ શ્રીમહાપ્રભુજીના આ વચનો વાચી વિચાર કરશે? તંત્રી

## શ્રીવલ્લભાચાર્યજી તો બ્રહ્મવાદી હતા

આચાર્યની યોગ્યતા એ છે કે તેમના મત પુરુષો શુદ્ધ હોવા જોઈએ જો તેમ ન હોય તો ગમે તેવા અગડમ બગડમ આચાર્ય બની જાય અમે તો એટલે સુધી કહીએ છીએ કે શ્રીવલ્લભાચાર્યજી તો શું પણ તેમની સાત પેઢી બ્રહ્મવાદી હતી

## શ્રીલક્ષ્મણ ભટ્ટજીએ સન્યસ્ત લઈ તેનો ત્યાગ કરેલો કે ?

આક્ષેપ કરનારનુ વળી કઈક મગજ ચસકે છે અને કહે છે કે શ્રીલક્ષ્મણ ભટ્ટજીએ સન્યસ્ત લીધા પછી તેનો ત્યાગ કર્યો હતો એટલે કે તેઓ ઓકેલુ ખાઈ ગયા છુ તો આ આક્ષેપકારને એટલુજ પૂછુ છુ કે તમે મનુસ્મૃતિનો છઠ્ઠો અધ્યાય જોયો છે કે વાચ્યો છે કે જેમા સન્યસ્તાશ્રમ વિષે વર્ણન કરવામા આવ્યુ છે આનો જવાબ એટલોજ કે આ બધી વાત બનાવટી છે લક્ષ્મણ ભટ્ટજીના પિતા બાલમભટ્ટજી ગૃહસ્થ હતા અને જો લક્ષ્મણભટ્ટજીએ કદાચ સન્યસ્ત લીધુ હોય અને તેમના પિતા બાલમભટ્ટજીએ તેમને પાછા આણ્યા હોય તો તેમાં કઈ પણ અઘટિત ગણી શકાય નહી, કારણ કે લક્ષ્મણભટ્ટજીએ ગૃહસ્થાશ્રમધર્મનું પાલનજ કર્યું ન હતુ અને તેથી તેઓ સન્યસ્તધર્મના અધિકારી ન હતા શ્રીલક્ષ્મણભટ્ટજી ગોપાલભક્ત હતા અને તેમના પિતા તેમના કુટુબમા થયેલ ૯૫ યજ્ઞોમા પાચ યજ્ઞોનો ઉમેરો કરીને શ્રીવલ્લભાચાર્યજીનો પ્રાદુર્ભાવ કર્યો હતો બાકી લક્ષ્મણભટ્ટજી સન્યસ્ત થયા અને તે પછી ગૃહસ્થાશ્રમી થયા તે વાતનો પુરાવો ઐતિહાસિક રીતે મળી શકતો નથી તમે જેને પાગલ કહો છો તે એટલુ તો સમજે છે કે ચોક્કસ લખાણ કરવા જતા જેનજાત્રા કરવી પડે તેથી માત્ર એટલોજ ગોળો ફેંકે છે કે શ્રીવલ્લભાચાર્યજીની ઉત્પત્તિ જુદી રીતે થઈ છે આનો અર્થ તમોને જેમ ફાવે તેમ સમજો અમે પૂછીએ છીએ કે આ લખવાનો અર્થ શો ? શુ તેમના પિતાશ્રી લક્ષ્મણભટ્ટજી નહીં ? જો તેમ કહેવા માગતા હો તો તે બતાવે કે તેમના માતાપિતા કોણ ? તે એમ કહે છે કે શ્રીમહાપ્રભુજીએ પણ સન્યસ્તનો ત્યાગ કર્યો હતો અમે પૂછીએ છીએ કે આ બીના કયા ઇતિહાસમા લખેલી છે તે બતાવે શ્રીવલ્લભાચાર્યજીએ બ્રહ્મચર્યાશ્રમનુ પૂર્ણ રીતે પાલન કીધા બાદ, ગૃહસ્થાશ્રમનુ પૂર્ણ રીતે પાલન કીધા બાદ, ગૃહસ્થાશ્રમ ધર્મ ભોગવી તેમણે બાવનમે વર્ષે ૧૫૮૭ મા વૈશાખ સુદિ ૧૦ ને દિવસે સન્યસ્ત લીધુ હતુ આ સન્યસ્ત કઈ હાલમાના કેટલાકના જેવો નહી પરતુ શુદ્ધ સન્યસ્ત હતો. ક્ષમા કરજો કે અત્રે કહેવાયુ છે કે ગાળોનો ઉપયોગ કરવો નહી, પરતુ જે શબ્દો ગ્રથોમા હોય તે કહેવાનો શુ મને અધિકાર નહી કે ? અને તે જો હુ તમોને ન કહુ તો શુ જગલમા જઈને કહુ ? (તાળીઓ) શ્રીવલ્લભાચાર્યજી કઈ એમ નથી કે ગમે તેને સીગડુ મારે તેમને સત્પુરુષોના ઉદ્ધારને માટે આકાક્ષા છે આ બધુ કહેવાનો ઉદ્દેશ માત્ર એ હતો કે તેમના વખતમા સન્યસ્ત પાખડ ચાલતુ હતુ તેમાથી રક્ષણ કરવા માટે શ્રીવલ્લભાચાર્ય પ્રગટ થયા (તાળીયો)

## વર્ણાશ્રમધર્મના રક્ષક

શ્રીવલ્લભાચાર્યજી સન્યાસ્તના દુશ્મન ન હતા, પરતુ સન્યસ્ત પાખડના દુશ્મન હતા હાલમા તો એટલુ જ કહેવુ બસ છે કે શ્રીમદ્વલ્લભાચાર્યજી વર્ણાશ્રમના રક્ષક હતા અને તેમને પણ તેઓ પ્રભુનો અશ હોવા છતા પણ ધર્મોનુ પાલન કરવુ પડયુ હતુ કારણ કે જો તેઓ પોતે તેનુ પાલન ન કરે તો પછી તેની અસર તેમના અનુયાયીઓ પર ઓછી થાય આ પછી તેઓશ્રીએ ગૃહસ્થધર્મનુ પાલન કરીને અને પોતે ભક્તિમાર્ગમા સન્યાસ ગ્રહણ કર્યો હતો

## કોર્ટમાં ઘસડો કે ઈશ્વર સ્મરણ કરો

તે શ્રીવલ્લભાચાર્યજી અને શ્રીમદ્‌ભાગવતજીને લાકડે માંકડુ કહે છે મને તો દયા આવે છે કે તમે એવા કેવા નિર્માલ્ય થઇ ગયા છો કે જાણે કંઇ બન્યુ જ ન હોય તેમ બેસી રહ્યા છો મારુ તો એટલુજ કહેવુ છે કે કા તો તમે વીરરસ ધારણ કરીને તેને કોર્ટમાં ઘસડો અને તેમ ન થઇ શકતુ હોય તો ઇશ્વરસ્મરણ કરો પરંતુ આવી રીતે તટસ્થવૃત્તિ ધારણ કરીને જોયા કરવુ જોઇએ નહીં, અને હા, સભાઓ ભરીએ છીએ—સભાઓ ભરીએ છીએ એમ કહેવુ અને સભાઓ ભરીને કંઇ કાર્ય ન કરવુ તેમા કંઇ અર્થજ નથી

## એક માર્ગ નક્કી કરો

તમારે એક માર્ગ નક્કી કરવો જોઇએ કે તમે શુ પગલુ સભાઓ ભરી લેવા માગો છો કારણ કે ખોટો કાળક્ષેપ કરવો તે ઠીક નથી કા તો કેસ યા તો નિર્ણય કરો કે અમારે શ્રીવલ્લભાચાર્યજીના ગ્રંથોનુ અધ્યયનજ કર્યા કરવુ છે અકબર બાદશાહે આપણા ગોસ્વામી બાળકોને 'ગોસ્વામી'ની પદવી આપી છે અને તેમના વંશજો અદ્યાપિ સુધી ભોગવી રહ્યા છે તેઓ કાંઇ ગોસાઇંના બાળકો નથી. આ પદવી તો આચાર્યશ્રીની ધર્મવૃત્તિ જોઇને જ અકબર બાદશાહે આપી હતી, અને વધુમાં બાદશાહે કેટલીક જમીન પણ ગાયોના ચારા માટે આપી છે હુ આવા આક્ષેપો કરનારને એટલુજ પૂછુ છુ કે પંદરમા સૈકાથી આજ સુધીમા શ્રીવલ્લભાચાર્ય અને શ્રીગૌરાંગ ચૈતન્યજી સિવાય ત્રીજી કંઇ વ્યક્તિ દેખાડી આપો છો કે? (તાળીઓ), શ્રીગૌરાંગ ચૈતન્યે પશ્ચિમનો પ્રદેશ અને શ્રીવલ્લભાચાર્યજીએ પૂર્વનો પ્રદેશ લીધો અને એ રીતે એ બન્ને આચાર્યોના અનુયાયીઓ પૂર્વ અને પશ્ચિમમા વસેલા છે (તાળીઓ)

## કોણ કહે છે કે શ્રીવલ્લભાચાર્યજી જ્ઞાતિ બહાર હતા ?

આગળ ચાલતા એવો પણ આક્ષેપ કરવામા આવે છે કે શ્રીવલ્લભાચાર્યજી જ્ઞાતિ બહાર હતા હુ પૂછુ છુ કે એનો કંઇ દસ્તાવેજ કે રેકર્ડ છે કે?

વળી એમ પણ તે કહે છે કે શ્રીવલ્લભાચાર્યજી સાથે તૈલંગજ્ઞાતિ વ્યવહાર રાખતી નથી આનો જવાબ એજ છે કે તેમનો આ જ્ઞાતિનો વ્યવહાર ચાલુજ છે અને તેમનો કન્યાની આપ લેનો વ્યવહાર પણ તેજ જ્ઞાતિમા ચાલે છે

## ગોસ્વામી મહારાજો ઉતરતી કોટિના બ્રાહ્મણ છે કે ?

અગાડી એ વાત કહે છે કે પુષ્ટિમાર્ગીય મહારાજો સર્વ બ્રાહ્મણોમા ઉતરતા છે? હુ એને એ પુછુ છુ કે કોને ચઢતા કહેવા અને કોને ઉતરતા કહેવા? ૪૫૦ વર્ષ સુધી સતત બ્રહ્મવાદની પ્રતીતિ કરનાર બીજો કોઇ પણ બ્રાહ્મણ છે કે? મનુસ્મૃતિ કહે છે કે બ્રાહ્મણના કરતા બ્રહ્મવાદી શ્રેષ્ઠ છે હુ તો એટલુ જ કહીશ કે આ મહારાજશ્રીઓને ઉતરતા કહેનાર પોતેજ ઉતરતો છે

હવે એ પુષ્ટિમાર્ગને અવૈદિક કહે છે મહારાજ લાયબલ કેસ કઇ તે પુરવાર કરવા માટે માંડવામા આવ્યો ન હતો. પરંતુ માત્ર બદનક્ષીના સબંધમાજ ફરીઆદ હતી મારી સામે આવે તો તેને ગાયત્રી મંત્રના શબ્દનો તનૂ શબ્દ પણ ન બોલવા દઉ અને તેટલામાજ દેખાડી આપુ કે પુષ્ટિમાર્ગ વૈદિક છે. આ મંત્રના 'વરેણ્યમ્' શબ્દમા 'વર' શબ્દજ પુષ્ટિમાર્ગીય છે તાત્પર્ય એટલું જ કે પુષ્ટિમાર્ગ અવૈદિક નથી પુષ્ટિમાર્ગનો આધાર ભગવત્કૃપા છે પુષ્ટિ ભક્તિમાર્ગ વેદના પ્રમાણ કરતા કંઇક ઉદાર છે એનો ખ્યાલ તેના અભ્યાસીઓને જ આવે છે

પુષ્ટિમાર્ગને અનીતિનો ભડાગ કહેવો તે તો ખરેખર જુઠાણુ છે **નીતિમાર્ગમાં પુષ્ટિમાર્ગ સઉથી પ્રથમ છે, અનીતિ તો ત્યા હોય કે જ્યા ધર્મની ગધ ન હોય, કૃષ્ણની અનન્યભક્તિ ન હોય**

છેવટે એટલુજ કહીશ કે કરવામા આવેલા આક્ષેપો હડહડતા ખોટા હતા પુષ્ટિમાર્ગ સાત્વિક છે 'પોલ'વાળા જેવા હજારો આવે તોપણ પુષ્ટિમાર્ગ અચળ જ રહેશે (તાળીઓ) 'પોલ'વાળો લખે છે કે મહારાજો વૈષ્ણવોની દીકરીઓને પોતાની દીકરીઓ તરીકે, માતાઓને માતાઓ તરીકે ગણશે? આપણે પૂછીએ છીએ કે તુ કોણ છે? જે કઇ કહેવાનુ હશે તે **અમો વૈષ્ણવો મહારાજોને જો કઇ દોષ જણાશે તો કહીશુ** તારી કઇ યોગ્યતા છે કે તુ મહારાજોને ઉપદેશ કરવા આવ્યો છે, અને તેમને હવે શિષ્યોના પુત્રીઓ અને માતાઓને પોતાની દીકરી અને માતાઓ સમાન ગણવાની શીખ દેવા આવ્યો છે?

**અમારે અને મહારાજશ્રીઓને ગુરુ શિષ્યોનો સબધ છે** મહારાજશ્રીઓમા કઇ ઉણપ જણાય છે તો કડવા શબ્દો કહેવા પડે તો તે હુ કહુ છુ અને મહારાજશ્રી સાભળે પણ છે રા ધીરજભાઇએ ગઇ કાલેજ મહારાજશ્રી ગોકુલનાથજીને એક બે વાત કહી હતી અને તે તેઓશ્રીએ સાભળી પણ હતી અમારા ધર્મની ઉન્નતિ માટે મે મારો દેહ ૫૦ વરસથી નાખ્યો છે અને તે ધર્મની સેવા બજાવવા હજી પણ પ્રયત્ન કરુ છુ એટલુજ કહી હુ મારુ બોલવુ પૂરુ કરીશ

પ્રમુખશ્રી પટવારીએ જણાવ્યુ કે હજી શ્રીગોકુલનાથજી મહારાજ ટુક વિવેચન કરનાર છે, તેથી આજની સભાનુ અધુરુ રહેલુ કાર્ય પૂરુ કરવા માટે આવતી કાલ (સોમવારે) સ્હાંજના ૬ કલાકે મોટા મદિરની પાઠશાળાના હોલમા મળશે, ત્યા મારુ ભાષણ હુ આપીશ

## શ્રીગોકુલનાથજી મહારાજનુ વ્યાખ્યાન

શ્રીમદ્ગોસ્વામી શ્રીગોકુલનાથજી મહારાજે જણાવ્યુ કે આપણા સપ્રદાય પર આક્ષેપો કઇ આજથીજ શરૂ થાય છે એમ નથી તે તો ચિરકાળથી થયા કરે છે તે આક્ષેપોની હમ્મેશ ઉપેક્ષાજ કરી છે જે સપ્રદાયમા પ્રભુસેવામાજ સમગ્ર નિર્ગમન કરવાનો હોય તેમા આવા આક્ષેપોનો જવાબ આપવામા કાળ ગાળવાનો નજ હોય પણ જ્યા સપ્રદાય દૈવી જીવોના ઉદ્ધારાર્થે કામ કરી રહ્યાનો નિર્દેશ હોય ત્યા એને વેદ વિરુધ્ધનો માર્ગ કહી તેની, શ્રીનાથજીની અને શ્રીમહાપ્રભુજીની નિદા કરવામા આવે તે અસહ્ય છે આપણે આ માર્ગના પ્રતિપાદનના સ્થાન બતાવ્યાં છે શ્રીમદાચાર્યચરણે જણાવ્યુ છે કે વેદમાર્ગના એક અશ પણ વિરુદ્ધ આ માર્ગ નથી તેઓશ્રી પોતાના ગ્રથમા ખુલ્લુ કહે છે કે વેદમાર્ગની વિરુદ્ધનો માર્ગ પાખડી જ કહેવાય આવુ સ્પષ્ટ કહેલુ હોવા છતા ખોટા આક્ષેપો કરવામા આવે તે કહી શકાય તેવા નથી **આચાર્યશ્રીએ પોતાના વશના ઉદર પોષણ માટે વાડા બાધ્યાં નથી, પરતુ મનુષ્યના ઉદ્ધારને માટેજ આ માર્ગ યોજ્યો છે શ્રીમદાચાર્યશ્રીનુ** વાસ્તવિક અનુકરણ કરતો હોય અને તે વ્યભિચાર કરતો હોય તો પછી ભલે ગોસ્વામી હોય, પડિત હોય કે સાધારણ માણસ હોય તોપણ તે આચાર્યશ્રીનુ વાસ્તવિક અનુકરણ કરનારો નહીજ કહી શકાય. અશ પણ દોષ ન હોય તેવો તો કૃષ્ણ શીવાય બીજો કોઇ પદાર્થ નથી (તાળીઓ) પરતુ દોષોમા કેટલાક સત્ય હોય છે અને કેટલાક અસત્ય હોય છે. એવી રીતે કેટલાક દોષો દરેકમાં

જોવામા આવશે ભગવાન્ શ્રીકૃષ્ણની બહિર્મુખતાના કારણો શ્રી આચાર્યચરણે જણાવ્યા છે તે કારણો આપણામા હોય તેને દૂર કરવાં જોઇયે એ જુદી વાત છે, બીલકુલ ખેટી વાત છે કે ગોસ્વામી મહારાજો પોતાનો શ્રીકૃષ્ણ તરીકે ઓળખાવે છે (તાળીઓ) દરેક ગોસ્વામી પોતાને શ્રીકૃષ્ણના દાસ તરીકે માને છે અને જણાવે છે અમે એટલુ તો માનીએ છીએ કે અમારો હાથ શ્રીકૃષ્ણે પકડેલો છે

### કોણ કહે છે કે વિદ્વાનોની કદર નથી ?

રા૦ તેવીવાળા કહી ગયા કે આ સપ્રદાયમા વિદ્વાનોની કદર થતી નથી, પરતુ હુ કહીશ કે તે બધા માટે કહેવુ ઠીક નથી કદાચ કોઈ એવી જગાએ હશે કે જ્યા આચાર્ય નિરક્ષર હોય અને ત્યા તેમ બનતુ હશે બાકી સવળે ઠેકાણે તેવુ નથી શાસ્ત્રી મગનલાલે કટુ વચન વિષેની વાત કહી તેના સબધમા હુ કહીશ કે તેમની કહેવાની અને અમારે સાંભળવાની ફરજ છે (તાળીઓ), કારણ કે બાળકને પણ સાભળવુ જોઇએ, પરતુ તેઓ એમ તો નહીજ માનતા હોય કે આ રીતે તેમણે મારા વિષે કઇક ટીકા કરી હોય અને તે ખરી ગણી મે સ્વીકારી લીધી હતી જો નિસ્વાર્થ વૈષ્ણવો મદિરના કામકાજનો બોજો ઉપાડી લે તો હાલમા આપણા સપ્રદાયના ગ્રથોનુ પ્રવચન કરવાનો વખત અમોને નથી મળતો તે મળવા પામે

### સ્વાર્થવૃત્તિ નિવૃત્ત કયારે થાય ?

હવે હુ ગોસ્વામીઓ માટે પણ કહીશ બધા ગોસ્વામીઓ અને તેમા પણ મારે માટે હુ કહીશ કે સ્વાર્થવૃત્તિ નિવૃત્ત ત્યારેજ થાય કે જ્યારે પ્રભુ કૃપા કરે

### ઉપાયો લેવાની જરૂર

આપણા સપ્રદાય પર નિરતર આક્ષેપો થતા હોવાથી તે સામે ઉપાયો લેવાની જરૂર જણાય છે. આ માટે એક માર્ગ એ છે કે આક્ષેપો બોલનારને બીજો માણસ થાપડ મારે, પણ તે માર્ગ આપણાથી લઇ શકાય નહી મારા પર નિદા આજકાલ નહી પરતુ નિરતર કર્યા કરે તો પણ મને તેની દરકાર નથી પરતુ અમારા આચાર્યચરણ અને શ્રીનાથજીની નિદા અમારા માટે અસહ્ય છે આપણે તે સામે પગલા લેવા જોઇએ આપણે જે પગલા લેવા તે ઉતાવળથી નહી પરતુ પુરતો વિચાર કરીનેજ ભરવા જોઇએ હુ કઇ તમોને ઉશ્કેરવા માટે આ કહેતો નથી, પરતુ આવા પ્રહારો જો ચાલુ રહે તો ભાવી પ્રજાપર તેની ખોટી અસર થઇને આચાર્યશ્રી પ્રત્યે દુર્ભાવના પેદા થાય તેથી તેવી દુર્ભાવના ભાવી પ્રજાપર થવા પામતી અટકે તે માટે મારે અને તમો વૈષ્ણવોએ લેવા જોઇએ પગલા લેવાને બદલે ચુપચાપ રાડીરાડની માફક બેસી રહેવામા આવે તે મને પસદ નથી, પરતુ ભાવી પ્રજાના હિતને ખાતર પણ પગલા લેવાની જરૂર છે એટલુજ કહી હુ મારુ બોલવુ બધ કરુ છુ

બાદ સભા રાતના ૯-૩૦ ના અરસે વિસર્જન થઇ હતી

સુધાકર.

# ॥ श्रीगोकुलेशः शरणं मम ॥

(રા રા નાનુભાઇ ગાંધી)

## પુષ્ટિપાઠાવલિ.

### પાઠ ૧ પ્રપચ

મારા માતા, પિતા, ભાઇઓ અને હુ એક ઘરમાં રહીએ છીએ આવા કેટલાક ઘર મારી શેરીમાં છે મારી શેરી જેવી ઘણી શેરીઓ મારા ગામમા છે આ બધુ ગામતલ કહેવાય છે

ગામતલની આસપાસ માગ જ ગામની સીમ છે તેમા અનાજ વગેરે વાવવામા આવે છે તે ગામના લોકોના ઉપયોગમા આવે છે

ગામતલ અને સીમ મળી એક ગામ થયુ તેવા ગામ મળી તાલુકો થાય છે તેવા આઠ દશ તાલુકાને જીલ્લો કહે છે એવા કેટલાક જીલ્લા મળી પ્રાત કહેવાય છે આવા કેટલાક પ્રાત મળી ઇલાકો કહેવાય છે કેટલાક ઇલાકા ભેગા થઇ એક દેશ થાય છે આપણો દેશ તે હિંદુસ્તાન અથવા ભારતવર્ષ, અથવા ભરતખડ

આ (૧) ભરતખડ પાસે (૨) કિંપુરુષ અને (૩) હરિવર્ષ નામના બીજા બે ખંડ છે તે ત્રણુની ઉત્તરે (૪) ઇલાવૃત ખડ છે આ ઇલાવૃતખડની મધ્યમા સોનાનો પર્વત મેરુ છે આ ઇલાવૃતખડની ઉત્તરે (૫) રમ્યક, (૬) હિરણ્મય અને (૭) કુરુ નામના બીજા ત્રણુ ખડ છે ઇલાવૃતની પશ્ચિમે (૮) કેતુમાલ અને પૂર્વે (૯) ભદ્રાશ્વ ખડો છે દરેક ખડને બીજા ખડોથી જુદા પાડનાર મોટા પર્વતો છે દરેક ખડમા મોટી મોટી નદીઓ પણુ છે આ નવ ખડ મળી "જબુદ્વીપ" કહેવાય છે જબુદ્વીપનો વિસ્તાર એક લાખ યોજન છે, અને તેનો આકાર કમલના પત્ર જેવો ગોળ છે[1]

આ જબુદ્વીપની આસપાસ એક લાખ યોજનના જ વિસ્તારવાળો ખારો સમુદ્ર છે. તેની આસપાસ બે લાખ યોજનના વિસ્તારવાળો પ્લક્ષદ્વીપ છે તેની આસપાસ તેના જેટલાજ વિસ્તારવાળો શેરડીના રસનો સમુદ્ર છે તેની આસપાસ તેથી બમણા વિસ્તારવાળો શાલ્મલિદ્વીપ અને તેની આસપાસ તેટલા જ વિસ્તારવાળો મદિરાનો સમુદ્ર છે તેની આસપાસ તેથી બમણા વિસ્તારવાળો કુશદ્વીપ છે અને તે પોતાના જેટલા જ વિસ્તારવાળા ઘીના સમુદ્રથી વીટળાએલ છે તે સમુદ્રની આસપાસ તેથી બમણા વિસ્તારવાળો ક્રૌંચદ્વીપ છે ને તે પોતાના જેટલા જ વિસ્તારવાળા દૂધના સમુદ્રથી વિટળાએલ છે તે સમુદ્રની આસપાસ તેથી બમણા એટલે ૩૨ લાખ યોજન વિસ્તારવાળો શાકદ્વીપ છે તે પોતાના જેટલા જ વિસ્તારવાળા દહિના સમુદ્રથી વીટળાએલ છે તે સમુદ્રની આસપાસ તેથી બમણા વિસ્તારવાળો પુષ્કરદ્વીપ છે ને તે પોતાના જેટલા જ વિસ્તારવાળા મીઠાજળના સમુદ્રથી વીટળાએલ છે તેની આસપાસ કાચન એટલે સોનાની ભૂમિ આવે છે તેની આસપાસ લોકાલોક પર્વત આવેલો છે[2] તેની આસપાસ ઘોર અધકાર છે તેની આસપાસ ગર્તોદક એટલે ખાડા અને જલ છે ત્યાર પછી તેની ફરતી બ્રહ્માડરૂપી અડની છાલ છે

આ તો માત્ર ભૂતલની વિગત થઇ આ ભૂતલ બ્રહ્માડના મધ્યભાગમા છે તેથી ઉપર એક લાખ યોજને સૂર્યમડલ છે તેને ભુવર્લોક કહે છે સૂર્યથી ઉપર એક લાખ યોજને ચદ્ર છે તેના ઉપર ત્રણુ લાખ યોજને નક્ષત્રો છે, તેથી ઉપર બે લાખ યોજને શુક્ર છે તેથી ઉપર બે લાખ

---

૧ શ્રીમદ્ભાગવત સ્કધ ૫ અધ્યાય ૧૬ ૨ શ્રીમદ્ભાગવત સ્કધ ૫ અધ્યાય ૨૦.

all whatever you intend to perform No action whatsoever is to be performed by you without dedication to the Almighty, all-powerful This is the peremptory law Go, कृष्णसेवा सदा कार्या, and do whatever you are permitted by your Lord Your sins are shaken off and take the permission of your Lord in whatever you intend to perform"
The robber, in consequence of the annihilation of his sins and the growth of Divine Evolution cannot but give up his hereditary and customary profession and follow a righteous path Hence we find in the famous stories that fishermen robbers, adulteresses and such like persons had given up their respective customary professions just after they were initiated in the Doctrine of self surrender Such is the moral influence, though silent but certain, of this secret teaching of Shrimad Vallabhacharya If another robber comes to the robber-devotee and importunately advises him to follow his hereditary profession, on the ground that Vallabhacharya advised his devotees to necessarily follow their respective costomary duties, will the robber-devotee pay attention to his advice and join his company ?

Now we come to the vedic observanaces Vedic actions are of two kinds -(1) Those performed with desires are called काम्य or सकाम actions, and (2) निष्काम कर्म are performed by relinquishing the fruit of them It is well-known that human desires and passions are numerous Various kinds of temporal pleasuras, such as prosperity, offspring, intellect, power etc, and those of heavenly happiness are the passions of human mind There are persons who are influenced by the emotions of anger, avarice and hatred, and their sole object is to inflict pain on others or to cheat them There are persons who are impelled in their actions by the feelings of the acquisition of worldly objects—worldly fame and power, sons, the fulfilment af secret lust for others' wives, wealth and prosperity Human passions and emotions are too numerous to be classified, and there are various kinds of sacrifices or yajnas which lead to the acquisition or accomplishment of these desires A man desirous of geting offspring performs a पुत्रेष्टि sacrifice A man desirous of obtaining heaven has to perform a ज्योतिष्टोम sacrifice Certain deities also are famously reported to fulfil the cherished desires of the human mind There are Jain mendicants, muslman

fakirs and Bhuvas who are reported to cast out devils Persons are seized by devils and they are called in to exorcise them, and it is the oriental belief that devils yield to their charms, as they possess sup-rnatural powers

What answer can Vallabhacharya give to those who are desirous of performing these various actions? Can He say, 'all actions must be performed and they must be dedicated to the Almighty"? No certainly not The only answer that He can coldly give is -"You are *to* be at *the* absolute disposal of the sweet will of the Lord You are required to dedicate your everything to the Lord, who is **almighty, All-powerful** (सर्वशक्तिमान्, सर्वभवनसमर्थ, सर्वगुणोपेत) No action whatever you intend to perform should be done without dedication to the Almighty" Can a devotee whose five kinds of various sins are annihilated and who fully grasps the meaning of the Almighty be obstinate enough to perform those सकामकर्म any longer? By viewing matters a little calmly he will *realize* -'I have *to* act *exactly* as the ship's captain commands me I am absolutely helpless and must look up to Shri Krishna, who is even ready to befriend the miserable and helpless like me To secure the company of my All-merciful All-gracious Lord, a little love is all that is required There is no necessity for prayers, mystical ceremonies and meditations Oh my Lord Vallabha, bless me that I may be His, in body, mind and words I neither care for the position of Brahma and Indra, nor do I covet liberation All that I want is to be a servant of His servants अहं हरे तव पादैकमूलो दासानुदासो भवितास्मि भूयः' This is the way in which the Doctrine of Self-surrender propounded by the greatest Acharya through the oral order of the Lord Himself, regulated and moulded the spritual life of his faithful and *sincere* devotees We have already pointed out that casuistical discussion tends to check the religious freedom and spontaneity, and Vallabhacharya cautiously avoided this defect by merely delivering the order of the Almighty and giving the possible immediate inferences or intermediate generalizations He *nodes to the* ed *nor checked the human conduct through specific* requests whend prohibitions—Do this, Do not do that-, nor did he can be answe?pe and lessen the depth of a free spiritual life It will "You are ????tood that it is quite impossible and absurd to classify

all the various actions of human life Such a process of classifying human actions does not end with overt ones, but all the inner springs of action which affect regard for life must be classified Hatred, avarice, envy, animosity, rage, sullenness, love lust, tyranny, cherishing of sense of injury, hostility, callousness—all these must be specified Had Vallabhacharya attempted to make such an absurd classification and aimed at a precise determination of the limits between the prohibited and the alloweble, the very spirit of Vaishnavism would have been uprooted The letter would have been emphasized more than the spirit (भाव). and legal consequences more than vital motives would have put the devotees under the weight of external authority It is important to bear in mind that Vaishnavism, from a purely historical point of view, is the protest against the narrow exclusiveness of Brahmin legislators It is the revolt of the popular mind against the aristocracy of Brahmins, who had made religion synonymous with metaphysics, and had denied the lower classes, religious knowledge, which was kept confined and sealed in Sanskrit literature Vaishnavism taught the doctrine of salvation by love and produced devotional touching literature from the hearts of sincere devotees, in native languages against the tyranny of a classical one This spirit of revolt against the tyrannical legislation would have been greatly discouraged, had Vallabhacharya Himself given a list of the prohibited and the allowable Such a classification was against the very spirit of his theory We also therefore, do not pretend to scrutinize into what actions should be consecrated and what not, but merely depend upon the spiritual evolution of the devotees as the greatest Achârya had done, when we have sufficiently proved that it is quite absurd to propose that all the customary and scriptural observances must be performed, and we return to the proper subject matter

Thus the import of the proposition निवेदिभि समर्प्य सर्व कार्यम् is, with a negative force — No customary or scriptural observances (whatever a devotee intends to perform) must be performed without dedication" It is absurd to dictate that 'all actions — customary or scriptural— must be performed by dedication only" In the language of English Logic, the former is an E proposition, while the latter is an A one, We shall now explain the import of these symbols'

All judgments are either affirmative or negative, in respect of their quality Where a judgment expresses that its two terms — the subject and the predicate — agree, it is called Affirmative, as, 'All men are mortals, where it expresses their disagreement, it is termed Negative, as, 'No human knowledge is perfect" Again, all judgments might be treated as universal or particular, in respect of quantity The proposition affirming or denying the predicate of the subject universal ly is termed Universal, as, 'All equilateral triangles are equiangular' The proposition affirming or denying the predicate of the subject partially is termed Particular, as, 'Some plants grow in the tropics' Thus there are four varieties of judgments in respect of quality and quantity combined, and it is customary in Logic to indicate these four varieties of judgments by the symbols of the first four vowels Thus a Universal affirmative judgment is an **A** proposition, a universal negative judgment is an **E** one, a particular affirmative judgment is **I**, and a particular negative judgment is **O** In the proposition under discussion the term सर्व - all - is used, and we have, therefore, to determine only whether it is an **A** proposition or an **E** one

Universal judgments distribute i e introduce the whole of their subject A term is said to be distributed, when it is used in reference to all that it can denote, when it is not used, it is undistributed Take for example, 'All the fixed stars twinkle,' and 'No Musulman fears death' It is obvious that we are speaking of the whole of the fixed stars, and of all Musulmans, respectively Therefore each term is distributed

In the A proposition 'All the customary and scriptural actions whatever must be performed, and all of them must be dedicated,' it is obvious that the performance with dedication is predicated of these actions *in toto* Now can one individual perform all the customary and scriptural observances in totality ? Is it possible for a Brahmin to perform the duties of a Sudra ? Can Vallabhâchârya declare that a Brahmin should observe all the customary and scriptural observances not only of himself but also *of all other castes and creeds* ?

But the devotees must perform their respective duties We declare that in the proposition the term सर्व is used, which can never mean 'respective duties'

Now take the E proposition —' No customary and scriptural observances whatever must be performed without dedication' In an E proposition, the subject and the predicate both are distributed In ' No Musulman believes in Hindu Gods' all the forms which belief in Hindu Gods may take are denied of all the Musulmans Similarly in the proposition under discussion *all the various forms of performances* without dedication are denied of all the customary and scriptural observances in totality Thus we logically arrive at the next line न मतं देवदेवस्य सामिभुक्तसमर्पणम् which declares that dedication of things and actions which are half enjoyed is not accepted by the Lord It will be quite manifest that न मतं देवदेवस्य सामिभुक्तसमर्पणम् is merely an immediate inference from or an explanation of निवेदिभिः समर्प्यैव सर्वं कार्यम्, in which all the various forms of performances without dedication—one of which is सामिभुक्तसमर्पणम्—is denied of all the actions in general From the A proposition '*All actions must be performed with dedication*' this inference can never be arrived at, because then the proposition would mean 'All actions, one of which is सामिभुक्तसमर्पणम्, must be performed, and that too with dedication only' This is quite absurd The truth of the second judgment न मतं देवदेवस्य सामिभुक्तसमर्पणम् is involved in that of the first निवेदिभिः समर्प्यैव सर्वं कार्यम्, only when the latter is an **E** proposition

Before we conclude, it is important to remind the readers of the fact that Shrimad Vallabhâcharya has only one secret to reveal, as the singular term of the work signifies and that secret is -ब्रह्मसम्बन्धकरणात् सर्वेषां देहजीवयोः सर्वदोषनिवृत्तिर्हि *Others are* the immediate inferences from that highly general and formal principle, by the logical process of conversion and Permutation (or Observation) This He did through His mercy and kindness for His devotees It is not within the scope of this essay to discuss all the various inferences, and therefore we better stop here



# અણુભાષ્ય.

શ્રીકૃષ્ણદ્વૈપાયન વ્યાસ—બાદરાયણ મહર્ષિ—નું પુણ્યસ્મરણ નામ આર્યાવર્તમા અને અખિલ વિશ્વના વિદ્વદ્વર્ગનાં પ્રસિદ્ધ છે તેમણે પુરાણ, મહાભારત અને બ્રહ્મસૂત્ર રચ્યા છે તેમના બધા ગ્રન્થો વિદ્વાનો ભાવથી વાચે છે પુરાણોમાથી સામાન્ય વર્ગ લાભ લે છે, અને મહાભારત અને બ્રહ્મસૂત્ર વિદ્વાનોની તૃષા તૃપ્ત કરે છે આ બ્રહ્મસૂત્રને કેટલાક ઉત્તરમીમાસાના નામથી ઓળખે છે, કેટનાક એને વેદાન્તદર્શન કહે છે, કેટલાક ચતુર્લક્ષણી કહે છે તો કુમારિલભટ્ટ જેવા કેટલાક તેને વેદ-મીમાસા પણ કહે છે.

બ્રહ્મસૂત્રના ચાર અધ્યાય છે દરેક અધ્યાયમા ચાર પાદ છે શકરાચાર્યના મત પ્રમાણે તેમા ૫૫૫ સૂત્રો છે વલ્લભાચાર્યજીના અભિપ્રાયે ૫૫૪ સૂત્રો છે રામાનુજાચાર્યાદિ આચાર્યોના અભિપ્રાય પણ આ વિષયમા ભિન્ન ભિન્ન છે આ ગ્રન્થ ઉપર ઉપવર્ષનુ અને બોધાયનનુ ભાષ્ય હતું એમ શાકરભાષ્ય અને રામાનુજભાષ્ય ઉપરથી માલમ પડે છે ભાસ્કરભાષ્યમા પણ અનેકવાર આ તાત્પર્યનો ઉલ્લેખ જોવામા આવે છે પણ દેશની અધાધૂધીને લીધે અને પરદેશીઓના હુમલાઓને લીધે એ બે ભાષ્યો અપણને હમણા પ્રાપ્ત થતા નથી જે ભાષ્યો અત્યારે મળે છે તેમા પ્રાચીનમા પ્રાચીન ભાષ્ય શકરાચાર્યનુ છે અધુનિક વિદ્વાનો તેમનો સમય ઈ૦ સ૦ના આઠમા શતકની આજુબાજુ જણાવે છે તેમના ભાષ્યને લોકો શારીરકભાષ્ય તરીકે ઓળખે છે

કાળક્રમમા બીજુ ભાષ્ય ઉપાધિવાદી ભાસ્કરાચાર્ય (ઈ૦ સ૦ ૧૦૫૦ની લગભગ)નુ છે ત્રીજુ વિશિષ્ટાદ્વૈતવાદી રામાનુજાચાર્ય (ઈ૦ સ૦ ૧૦૧૭–૧૧૩૭)નુ છે ચોથુ ભાષ્ય શ્રીકણ્ઠનું જણાય છે શ્રીકણ્ઠ રામાનુજાચાર્ય પછી તરતજ થયા છે. તેમનુ વેદાન્ત રામાનુજાચાર્યને ઘણુ ખરૂ મળતુ છે અને તેથી વિદ્વાનો તે વેદાન્તને શૈવવિશિષ્ટાદ્વૈત કહે છે કેટલાક વિદ્વાનો તો શ્રીકણ્ઠને રામાનુ-જચોર કહે છે. પાચમુ ભાષ્ય ભેદાભેદવાદી નિમ્બાર્કાચાર્ય (અનુમાનકાલ ઈ૦ સ૦ ૧૧૬૨)નુ છે. છઠ્ઠુ ભાષ્ય દ્વૈતવાદી મધ્વાચાર્ય (ઇ સ ૧૧૯૭–૧૨૭૮)નુ છે. સાતમુ ભાષ્ય શુદ્ધાદ્વૈતપ્રવર્તક વલ્લભાચાર્યજી (ઇ સ ૧૪૭૯–૧૫૩૧) નુ છે આઠમુ ભાષ્ય અવિભાગાદ્વૈતવાદી વિજ્ઞાનભિક્ષુનુ છે ડૉ. કાથ જેના આધુનિક વિદ્વાનોના અભિપ્રાયે વિજ્ઞાનભિક્ષુના કાલ આશરે ઇ સ ૧૫૮૦–૧૫૯૫ છે નવમુ ભાષ્ય અઢારમા શતકના પ્રારભમા થએલા ચૈતન્યસપ્રદાયી બલદેવનુ છે આ ભાષ્યનું નામ ગોવિન્દભાષ્ય છે વીસમા શતકના આરભકાલમા લાહોરના એક આર્યસમાજી પ્રોફેસરે બ્રહ્મસૂત્ર ઉપર ટીકા કરી છે અને તેમા માયાવાદનુ પદે પદે ખડન કરવામા આવ્યુ છે સ્વામિનારાયણ સપ્રદાયનુ પણ ભાષ્ય છે એમ કહેવામા આવે છે આટલા બધા ભાષ્યો અને ટીકા ઉપરથી બ્રહ્મ સૂત્રનુ મહત્ત્વ સ્પષ્ટ સમજાય છે બે હજાર વર્ષના હિન્દુસ્તાનના તત્ત્વજ્ઞાનના ઇતિહાસમા આ બ્રહ્મસૂત્રનુ સ્થાન પ્રથમ છે

આ લેખનો વિષય અણુભાષ્ય છે તેના સબધમા હાલ અહી એક જ વિચાર કરવાનો છે, અને તે એ કે પ્રથમના લગભગ અઢી અધ્યાયનું અણુભાષ્ય શ્રીવલ્લભાચાર્યજીએ અને બાકીના દોઢ અધ્યાયનુ અણુભાષ્ય તેમના પુત્ર શ્રીવિઠ્ઠલેશપ્રભુએ રચ્યુ છે એ સપ્રદાયની સાપ્રદાયિક વાર્તાથી ચાલતી આવેલી પરંપરા સત્ય છે કે અસત્ય છે. તેનો નિર્ણય કરવા આન્તર અને બાહ્ય પ્રમાણોનો અહીં યથામતિ ઉપયોગ કરવામાં આવ્યો છે.

આ વિષયમા પાશ્ચાત્ય સસ્કૃત વિદ્વાનોની પદ્ધતિ અનુકરણીય છે કોઈ પણ ગ્રન્થ તેમના આગળ મૂકવામા આવે તો તે તરતજ કહી આપે કે અમુક ભાગ એક વ્યક્તિએ લખ્યો છે અને બીજો ભાગ બીજી વ્યક્તિએ લખ્યો છે આ નિર્ણય કરવામા ,તે નીચેના પ્રશ્નોનો વિચાર કરે છે પ્રથમ તો ભાષા અને શૈલીનો વિચાર પુસ્તકનો કેટલોક ભાગ એક વ્યક્તિથી લખાએલો હોય અને બીજો અન્યથી લખાયો હોય તો ભાષા અને શૈલીમા અવશ્ય ભેદ પડે છે તેનુ પ્રસિદ્ધ ઉદાહરણ બાણભટ્ટની કાદમ્બરી છે કાદમ્બરીનો પૂર્વભાગ બાણભટ્ટે લખ્યો છે અને તેથી પૂર્વભાગ અને ઉત્તરભાગની ભાષા અને શૈલીમા સ્પષ્ટ ભેદ જોવામા આવે છે આવા પ્રકારના ભાષા અને શૈલીના ભેદથી ભિન્નકર્તૃત્વ સિદ્ધ કરી શકાય છે બીજો વિચાર વિચારપદ્ધતિનો છે એક જ પુસ્તકના બે લેખકો હોય તો એક લેખકથી બીજા લેખકની વિચારપદ્ધતિ ભાગ્યે જ અનુસરી શકાય છે વિચારોનુ મૂર્ત સ્વરૂપ લેખ છે. અને **तुण्डे तुण्डे मतिर्भिन्ना** ન્યાય પ્રમાણે દરેકના વિચારો પણ ભિન્ન હોય છે આ ઉપરાત એક પુસ્તકમા એના પછીના કાળમા લખાએલા ગ્રન્થોના નામ હોય તો અનુમાન કરી શકાય કે એ ભાગ મૂળ લેખકથી બીજા કોઈએ લખ્યો છે અથવા તો તે ક્ષેપક છે આ અને આવા બીજા આન્તર પ્રમાણોનો ઉપયોગ આવા વિષયોમા અતિ આવશ્યક છે બાહ્ય પ્રમાણોમા મૂળ પુસ્તક સિવાયના બીજા પુસ્તકો આ સબધમા શુ કહે છે, આ વિષયના બીજા કેટલા પુરાવા આપણને મળી શકે એમ છે એ પ્રશ્નોનો વિચાર કરવો પ્રાપ્ત થાય છે

પાશ્ચાત્ય પદ્ધતિની રૂપરેખા ઉપર આપી છે આજ નિયમોને અનુસરી અહીં નિર્ણય કરવાનો છે કે અણુભાષ્યના કર્તા એક છે કે વધારે ?

પ્રથમ તો ભાષા અને શૈલીનો વિચાર કરીએ શ્રીમહાપ્રભુજીની ભાષા સરલ પણ ગૂઢાર્થવાળી છે શબ્દોના અર્થનુ જ્ઞાન હોય છતા પણ આખા વાક્યનુ સ્વારસ્ય શુ છે તે સમજતા વિલબ લાગે છે શાસ્ત્રવેત્તાઓએ જે સૂત્રનુ લક્ષણ (**लघूनि सूचितार्थानि स्वल्पाक्षरपदानि च। सर्वतः सारभूतानि सूत्राण्याहुर्मनीषिणः**) આપ્યુ છે તે શ્રીમહાપ્રભુજીના વાક્યોમા સર્વથા જોવામા આવે છે અક્ષરો અને શબ્દો પરિમિત, પણ અર્થ જોવા જાય તો ઘણો ગહન નાનુ બાળક જેમ નાના નાના પગલા ભરે તેમ શ્રીમહાપ્રભુજી ટૂકા ટૂકા વાક્યો લખે છે, પણ જગતને ખબર નથી કે વામનજીના ત્રણ જ પગલામા ત્રણે લોકનો સમાવેશ થઈ જાય છે જાતે વામનજી અને તેમના ત્રણ જ પગલામા ત્રણ લોકનો અતર્ભાવ! ખરેખર! આ વિરુદ્ધધર્માશ્રય નહિ તો બીજુ શુ ? ભલેને આ વિરુદ્ધધર્માશ્રય ગુણ શ્રીમહાપ્રભુજીના લઘુ પણ અર્થગભીર વાક્યોમા જોવામા આવે છે આ શૈલી ચૂર્ણિકા કહેવામા આવે છે પ્રાચીન મહર્ષિઓના ગ્રન્થો જો આપણે જોઈએ તો તેમા આ ચૂર્ણિકા નામની ગદ્યશૈલીનો પ્રચાર ઘણો જોવામા આવે છે એના નમુના તરીકે શ્રીમહાપ્રભુજીના અણુભાષ્યના ભાગમાથી અને તેને આધાર આપનારા તેઓશ્રીના બીજા ગ્રન્થોમાથી નીચેના ભાગ આપ્યા છે

इदमत्र विचार्यते। वेदान्तानां विचार आरम्भणीयो न वेति। किं तावत् प्राप्तम् नारम्भणीय इति। कुतः।.... ..........। अर्थज्ञानार्थं विचार आरम्भणीयः। तस्य च ब्रह्मरूपत्वात् तज्ज्ञाने पुरुषार्थो भवतीति न मन्तव्यम्। विचार विनापि वेदादेव साङ्गादर्थ-

प्रतीतेः। न चार्थज्ञानमविहितमविचारिताश्च शब्दा नार्थं प्रत्याय-यन्तीति वाच्यम्। ज्ञेयश्चेति विधानात्।...इति वाधोपलब्धेश्च। शब्दश्चक्षुरादिवन्न संदिग्धार्थप्रतिपादकः। तदर्थश्च व्याकरणादिना निश्चीयते। यथा लौकिकवाक्ये तथा वेदेपि। (अणुभाष्य- १-१-१)

सत्यत्वादयश्च लौकिकास्ततः सर्वनिषेधे तदज्ञानमेव भवेत्। न च सत्यत्वादिकं लोके नास्त्येव व्यवहारमात्रत्वात् कारणगतमेव सत्यत्वं प्रपञ्चे भासत इति वाच्यम्। तर्हि कर्तृत्व तथा कुतो नाङ्गीक्रियते। स्मृतिश्च स्वीकृता भवति। कर्ता कारयिता हरिरिति। न चारोपन्यायेन वक्तुं शक्यम्। तथा सत्यन्यस्य स्यात्। तत्र न प्रकृतेः। अग्रे स्वयमेव निषिध्यमानत्वात्। न जीवानाम्। अस्वातन्त्र्यात्। (अणुभाष्य १–१–२)

प्रकृतेरपि स्वमते तदंशत्वात्। अज्ञानात्परिच्छेदामिथत्वे। ज्ञानेन वाधदर्शनात्। नानात्वं स्वैच्छिकमेव (अणुभाष्य १-१-२)

यद्यप्यत्र पञ्चजनाः पञ्चोच्यन्ते न पञ्चानां पञ्चगुणत्वम्। समासानुपपत्तेः। तथाहि। आद्यः पञ्चशब्दः संख्यावाची संख्येयवाची वा। आद्ये पञ्चसंख्याया एकत्वान्न षष्ठीसमासः। संख्यायां संख्याभावाच्च। संख्येयपरत्वे द्वितीयस्य संख्यात्वे पञ्चत्वमेव। पूर्व-वच्चेदनन्वयः। विधायकाभावाच्च। अतो वीप्सा।

(अणुभाष्य १–४–११)

न च सहजकर्तृत्वेऽनिर्मोक्षः। पराधीनकर्तृत्व एवैतदिति। सांख्यस्य तन्मतानुसारिणो वान्यस्य भ्रम एव कर्तृत्वे न मुक्तिरिति। नपुंसक एवमुच्येतेति वाद्यवत्। निरिन्द्रियस्यैव समाधिरित्यपि। करणत्वेन बुद्धिवत् (? बुद्धिं वदन्) न केनापि दूष्यते।

(अणुभाष्य २–३–३९)

प्रश्ने हि पुरुषत्वं वदति न देहमात्रम्। तज्जीवाधिष्ठितानामेव भवति। सिद्धवत्कारवचनाच्च निरूपणेपि चन्द्रो भवतीति। तत्रापि सोमो राजा चेतनः। न ह्यन्याधिष्ठाने ह्यन्यस्य शरीरं भवेत् तथान्नरेतोगर्भाश्च। अन्यथापि विनियोगसंभवात्। (अणुभाष्य ३-१-१)

सत्त्वस्य फलं मोक्षः। स ज्ञानसाध्यः। ज्ञानं च शान्तान्तःकरणसाध्यम्। भजनीयं च रूपं ध्येयम्। तेन घोररूपध्यानेन चित्तमपि तथा भवति। (सुबोधिनी १-२-२६)

આવી ભાષા અને શૈલીના અનેક દાખલાઓ શ્રીમહાપ્રભુજીના ગ્રન્થોમાંથી મળે છે વિસ્તાર ભયથી અહીં વધારે દાખલાઓ આપવામાં આવ્યા નથી આ બધા દાખલાઓ ચૂર્ણિકા ગદ્યશૈલીના છે

હવે શ્રીવિઠ્ઠલેશપ્રભુની ભાષા અને શૈલીનો વિચાર કરીએ જે ભાષા આપણે કાદમ્બરીમાં જોઈએ છીએ તે ભાષા શ્રીવિઠ્ઠલેશપ્રભુજીના ગ્રન્થોમાં જોવામાં આવે છે તેઓશ્રીનો ભાષા ઉપરનો કાબુ પણ ઘણો મોટો છે એમ શૃંગારરસમણ્ડનાદિ ગ્રન્થો વાંચતા માલમ પડ્યા વગર રહેશે નહિ શ્રીવિઠ્ઠલપ્રભુની શૈલીને આપણે ઉત્કલિકા શૈલી કહી શકીએ છન્દોમંજરીમાં ઉત્કલિકાનું લક્ષણ નીચે પ્રમાણે આપવામાં આવ્યું છે भवेदुत्कलिकाप्राय समासाढ्य दृढाक्षरम्। આ લક્ષણ તેઓશ્રીના ગ્રન્થોમાં જોવામાં આવે છે તેના ઉદાહરણો નીચે આપ્યા છે

अथर्वोपनिषत्सु क्वचिद्गोकुलवृन्दाकाननसंचरद्गोपरूपमनल्पद्रुमप्रसूनविरचितविचित्रस्थलीककालिन्दीसलिलकल्लोलसंगिमृदुतरपवनचलदलकविराजमानगण्डमण्डलद्युतिमण्डितकुण्डलप्रभानुभावितवामांसमिलन्मूर्धन्यसहार्मणिकमुरलिकामुखावलीमिलदतितरलकरकमलयुगलाङ्गुलीवशंवदविविधस्वरमूर्च्छनामोहितव्रजवरनितम्बिनीकदम्बकटाक्षकुवलयार्चितं क्वचित्कोदण्डमण्डितभुजदण्डखण्डितप्रचण्डदशमुण्डमतिविचित्रचरित्राभिराम रामस्वरूपं क्वचिदतिकरालवदनवित्रासितकमलाकमलासनवृषभासनादिकं नृकेसरिरूपं क्वचिदुरुक्रमादिकं च निरूप्यते। (अणुभाष्य ३-३-१)

यथैकस्यैवान्योन्याभावस्यानन्तभावप्रतियोगिकतद्रूपत्वं तावत्प्रतियोगिकात्यन्ताभावरूपत्वं चाभावप्रतियोगिकान्योन्याभावात्य-

न्ताभावरूपत्वं चाभावाभावरूपत्वेप्यभावरूपत्वमेव चाङ्गीक्रियते ।

(अणुभाष्य ३-३-३)

स च चिरकालोत्तसमुदितप्राचीननिरतिशयकृपाफलसारनिरुपधिनिजचरणकमलानुरागविलासाभिलापबीजासु ततो निजपरिजननिरोधतः प्रियावलोकननिमित्तं कृतप्रतिक्षणविविधव्याजजनितगतागतकर्षितासु ततो दिवा प्रियवनगमनजनितविरहतरणितापतप्यमानान्तःकरणकेदारासु ततो निशामुखे प्रियागमनसंपन्नेष्टावलोकनसेचनजनितहसितवलितविवशतरलरुचिरविलोचनयुगल–विहितविविधनिरवधिरसभावाङ्कुरासु ततोऽतिविपुलकालिन्दजापुलिननभोवलयगतनिजमुरलिकाकलनिनदगर्जितानन्दितास्वेव कासुचिद्भूमिषु श्रीमन्नन्दराजकुमारो नवजलदो निजानन्दसुधां ववर्षेति तथैव सर्वत्र वर्षिष्यतीति न ज्ञातुं शक्यते ।

(विद्वन्मण्डन पृष्ट १७–१८ चौखम्बासीरिझ)

अन्यथा निजमखविहतिकुपितदशशतभगकृताशानिसारासारावसन्ननिजव्रजजनावनाथ वामकरकमलनखराग्रनिहितशिखरिवरगोवर्धनाचले श्रीगोकुलनाथे विहिताखर्वगर्वशक्रसुरभिप्रभृतिविरचितमहाभिषेकसमनुभूतश्रीगोविन्दनामाग्रे भावि पूतनासुपयःपानानन्तरं स्वप्राणेभ्योप्यतिवल्लभे बीजन्यासं कुर्वत्यो व्रजवरवध्वः 'क्रीडन्तं पातु गोविन्द' इति गुणगाने च 'गोविन्दवेणुमनुमत्तमयूरनृत्यमि'ति कथं वदेयुः (विद्वन्मण्डन पृष्ट १७१–१७२ चौखम्बा)

અણુભાષ્યના ઉત્તરાર્ધમાંથી અને વિદ્વન્મંડનમાંથી દ્રાવિડ શૈલીના નમુના આપ્યા છે આ શૈલી શ્રીમહાપ્રભુજીના કોઇ પણ ગ્રન્થમાં જોવામાં આવતી નથી. એટલે જ્યાં આવી ભાષા અને શૈલી હોય ત્યાં એવું અનુમાન કરી શકાય કે આ ભાગ શ્રીમહાપ્રભુજીનો નથી પણ શ્રીવિઠ્ઠલપ્રભુનો છે આ એક આગળ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે ત્રીજા અધ્યાયના ત્રીજા પાદથી શ્રીવિઠ્ઠલેશનું ભાષ્ય છે

હવે વિચારપદ્ધતિની ચર્ચા કરીએ શ્રીમહાપ્રભુજીની અને શ્રીવિઠ્ઠલેશપ્રભુની વિચારશૈલીમાં ભેદ માલમ પડે છે એ ભેદ આપણને દૃષ્ટ હોય એ જુદી વાત છે, પણ દૃષ્ટ છે તેથી તે ભેદને ન ગણકારો એ યોગ્ય નથી બ્રહ્મસૂત્રમાં ઉપનિષદોમાં ઉત્પન્ન થતી શંકાઓનું નિરાકરણ જોવામાં આવે છે તેની સાથે બ્રહ્મ જીવ અને જગત અને પ્રમાણ, પ્રમેય, સાધન અને ફલ એ બાબતોનો વિચાર પણ છે બ્રહ્મસૂત્ર એ તત્ત્વજ્ઞાનનો ગ્રન્થ છે આ વાત શ્રીમહાપ્રભુજીએ બરોબર ધ્યાનમાં રાખી જ ભાષ્ય રચ્યું છે જેમ પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનમાં Philosophy અને Theology માં ભેદ રાખવામાં આવે છે તેમ આપણા તત્ત્વજ્ઞાનમાં પણ Philosophy ( તત્ત્વજ્ઞાન ) અને Religion ( સંપ્રદાય ) નો ભેદ જોવામાં આવે છે, પણ પશ્ચિમમાં જેમ Philosophy Theology થી તદ્દન વિરુદ્ધ હોય છે તેમ અહીં નથી અહીં તો Philosophy ને Religion સાથે સંબંધ છે એક પૂરક છે તો બીજી ઉત્તરભાગ છે આ વાત પણ ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે

શ્રીમહાપ્રભુજીના ભાષ્યમાં Philosophy-તત્ત્વજ્ઞાનના અંશો વધારે જોવામાં આવે છે તેમાં શુદ્ધાદ્વૈત જ પ્રતીત થાય છે અને જો કોઈ તટસ્થ શ્રીમહાપ્રભુજીનું જ ભાષ્ય વાંચે તો તેને આશ્ચર્ય થાય કે શ્રીમહાપ્રભુજી તો વિશ્વમાં પુષ્ટિમાર્ગના પ્રવર્તક તરીકે પ્રસિદ્ધ છે, ભાગવતને વેદ તુલ્ય માનનાર છે અને શ્રીગોપીજનને ભાગના આદર્શ તરીકે સ્વીકારનાર છે તો પછી આ અણુભાષ્યમાં આમ કેમ ? તેમાં તો નથી આવતી પુષ્ટિમાર્ગની વાત, નથી આવતી ભાગવતપ્રધાનતાની વાત અને નથી આવતું શ્રીગોપીજનોનું પ્રાતઃસ્મરણીય નામ ! તો પુષ્ટિમાર્ગાચાર્ય વલ્લભાચાર્ય અને અણુભાષ્યકાર વલ્લભાચાર્ય ભિન્ન છે કે શું ! પુષ્ટિમાર્ગની રસપૂર્ણ વાતો ક્યાં અને અણુભાષ્યનું શુષ્ક-રસવિરોધી-જ્ઞાન ક્યાં ! આ શંકા સ્વાભાવિક રીતે થાય ઉપર જણાવ્યું તેમ શ્રીમહાપ્રભુજી તત્ત્વજ્ઞાનની દૃષ્ટિથી જ અણુભાષ્ય લખે છે, એટલે જ્યાં જે વસ્તુનો પ્રસંગ નથી ત્યાં તે વસ્તુનો ઉપન્યાસ ક્યાંથી હોય ? અમુક વસ્તુનો નિર્દેશ નથી માટે તે વસ્તુ તે સમયે અસ્તિત્વમાં ન હોતી જોઈએ એ વ્યાપ્તિ સર્વથા અસત્ય છે તત્ત્વજ્ઞાનની દૃષ્ટિથી અણુભાષ્યનું પૂર્વાર્ધ લખાયું છે તેથી ભાગ્યે જ એકથી વધારે વાર પુષ્ટિ શબ્દ અંદર આવી શકે શ્રીમહાપ્રભુજીકૃત ભાષ્યમાં એક જ વાર પ્રાસંગિક રીતે પુષ્ટિ શબ્દ આવે છે ( **मर्यादा-मार्गस्य तथैव निर्माणात्। यत्रान्यथा स पुष्टिमार्ग इति। अणुभाष्य ३-३-४२.**)

આ ઉપરથી જણાશે કે શ્રીમહાપ્રભુજીના અણુભાષ્યમાંથી શુદ્ધાદ્વૈતબ્રહ્મવાદની પ્રતીતિ થાય છે પણ પુષ્ટિમાર્ગની સ્પષ્ટ પ્રતીતિ થતી નથી, તેથી જેમણે ભાષ્યમાં ફક્ત પૂર્વાર્ધનું જ અધ્યયન કર્યું છે તેમને પુષ્ટિમાર્ગના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન હોતું નથી જ્યારે કોઈ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ કહે કે અણુભાષ્યમાંથી અમને તો કાંઈ વાંચી સમજાતું નથી ત્યારે વિદ્વાનો તેમના આગળ વિઠ્ઠલેશપ્રભુના ભાષ્યમાંથી **सांपराये तर्तव्याभावात्** એવા સૂત્રો ઉપરનું ભાષ્ય વાંચે છે, અને તેમાં તે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવને સમજણ પણ પડે છે પણ જો શ્રીમહાપ્રભુજીના ભાષ્યમાંથી કોઈ પણ ભાગ વાંચી સમજાવ્યો હોય તો તેને તેમાં કશી સમજણ પડશે નહિ અને બધું શુષ્ક લાગશે આથી જ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવો અનુમાન કરે છે કે અણુભાષ્યાદિ ગ્રન્થો જ્ઞાનને માટે છે એટલે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવને માટે તે બહુ ઉપયોગી નથી વળી તેઓ એમ પણ માને છે કે જે અણુભાષ્ય ભણ્યો હોય તેને પુષ્ટિમાર્ગનું જ્ઞાન હોતું નથી આ ગર્વમાં કાંઈ સત્ય પણ છે અને તે સત્યનો જ અહીં ઉપયોગ કરવાનો છે શ્રીવિઠ્ઠલેશપ્રભુનું જ ભાષ્ય વૈષ્ણવો આગળ વાંચવાનું કારણ એ જ કે તેમાં શુદ્ધાદ્વૈતબ્રહ્મવાદના સિદ્ધાન્તો કરતાં પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તોનું પ્રમાણ વધારે છે પુષ્ટિ-

। દરેક વૈષ્ણવને અણુભાષ્યના ઉત્તરાર્ધમા જલદી સમજણ પડે છે આથી એટલુ તો સ્પષ્ટ
) જ કે શ્રીમહાપ્રભુજીની અને શ્રીવિઠ્ઠલેશપ્રભુની વિચારશૈલીમા ફેર છે **गतेरर्थवत्त्वं** એ
પરન્તુ ભાષ્ય આપણે વાચીએ તો આપણને માલમ પડશે કે પુષ્ટિમાર્ગનુ યથાર્થ સ્વરૂપ તેમાં
ામા આવ્યુ છે એવા અનેક સૂત્રો છે કે જેથી આપણે સિદ્ધ કરી શકીએ કે શ્રીવિઠ્ઠલેશ્વરની
ાદ્ધતિ શ્રીમહાપ્રભુજીની પદ્ધતિથી ભિન્ન છે

ઉપરની વાતના સમર્થનમા એક બે સૂત્ર લઇએ પ્રથમ સૂત્ર તો **आनन्दमयोऽभ्यासात्**
ત્રનો શ્રીમહાપ્રભુજી અને શ્રીવિઠ્ઠલેશ્વર જૂદો જૂદો અર્થ કરે છે આનન્દમય એ પરમાત્મા છે
કે તે શબ્દ અનેકવાર જેવામા આવે છે, આ અર્થ શ્રીમહાપ્રભુજીનો છે શ્રીવિઠ્ઠલેશપ્રભુનો
ત્રણી જૂદો જ છે તે એમ કહે છે કે આનન્દમય એ પરમાત્મા છે કારણ કે તૈત્તિરીયોપનિ
**तस्यैष एव शारीर आत्मा य पूर्वस्य** ઇત્યાદિ શ્રુતિઓમા અન્નમયાદિ વિભૂતિઓમા
મયનુ આત્મા તરીકે નિરૂપણ કરવામા આવ્યુ છે શ્રીમહાપ્રભુજી મીમાસાદૃષ્ટિથી પ્રથમ
આપે છે ઉપર આપેલો બીજો અર્થ શ્રીવિઠ્ઠલેશ્વરનો જ છે એમ બ્રહ્મસૂત્રવૃત્તિકાર શ્રીકૃષ્ણ-
મને પ્રકાશકાર શ્રીપુરુષોત્તમજી કહે છે

આ વિષયમા બીજુ સૂત્ર **कृतप्रयत्नापेक्षस्तु विहितप्रतिषिद्धावैयर्थ्यादिभ्य**
-૪૨) છે શ્રીમહાપ્રભુજી આનો અર્થ નીચે પ્રમાણે આપે છે ભગવાન્ જીવના પ્રયત્નોને
ીને ફલ આપે છે, જો આમ ન હોય તો વિહિત અને પ્રતિષિદ્ધ કર્મો વ્યર્થ થઇ જાય
લેશપ્રભુનો વિદ્વન્મડનમા આપેલો અર્થ આનાથી જરા જૂદો છે તે એમ કહે છે કે **एकोऽहं**
**स्याम्** એ શ્રુતિમા ભગવાનની પ્રપચમા રમવાની ઇચ્છા દર્શાવી છે અને તેને અનુસરીને
ારે તે પ્રયત્ન કરે છે ભગવાનને આ ક્રીડાપ્રયત્નની જ અપેક્ષા હોયછે અને તે પ્રમાણે કોઇ
ઉચ્ચ તો કોઇ જીવને નીચ બનાવે છે જો આમ ન સ્વીકારીએ તો વિહિત યાગાદિ અને
ફ વિપ્રહનન વ્યર્થ થઇ જાય **अंशो नानाव्यपदेशात्** એ સૂત્રના અર્થમા પણ પિતાપુત્ર
ભેદ જેવામા આવે છે

ઉપરના દૃષ્ટાન્તોથી જણાશે કે પિતાપુત્રની વિચારશૈલી ભિન્ન છે પિતા એક મહાન
ક છે તો પુત્ર એક નૈયાયિક અને રસિક સાહિત્યવિશારદ છે, શ્રીમહાપ્રભુજીના ગ્રન્થોમા
ાનો ઉપન્યાસ ઘણે ખરે ઠેકાણે જેવામા આવે છે જ્યારે શ્રીવિઠ્ઠલેશપ્રભુના ગ્રન્થોમા મીમાં-
મદર્શે ન્યાય સબધી વધારે જેવામા આવે છે દાખલા તરીકે બ્રહ્મસૂત્ર ૩-૨-૩૧ નુ ભાષ્ય
તેમા તેઓશ્રી લખે છે કે **न तु गौतमीयानामिव कर्तृत्वाद्यनुपपत्त्येत्यर्थः ॥**
ણ્ડનમા પણ આવા જ ઉદાહરણો મળી આવે છે ૧૦૬ મે પૃષ્ઠે (ચૌખમ્બા સીરીઝ)
**गौतमीयानां तथात्रापि तदुपपत्ते**, ૧૯૫ મે પૃષ્ઠે **यथा गौतमीयानां मते** ઇત્યાદિ

બીજો પણ એક ભેદ વિચારણીય છે સપ્રદાયમા એક એવી પરપરા છે કે શ્રીમહાપ્રભુજી
ાનુ સ્વરૂપ છે અને શ્રીવિઠ્ઠલેશ્વર સયોગનુ સ્વરૂપ છે અને તેથી તેઓશ્રીના ચિત્રજીમા પણ
જેવામા આવે છે શ્રીમહાપ્રભુજીના શ્વેત વસ્ત્રો વિપ્રયોગની સ્થિતિનો ચિતાર આપે છે જેમ
ોષિતભર્તૃકા સ્ત્રી શ્વેત વસ્ત્રો પહેરીને, કોઇ પણ પ્રકારના અલકારો ધારણ કર્યા વગર
જ ચિન્તન કર્યા કરે છે તેમ શ્રીમહાપ્રભુજી શ્વેતવસ્ત્રોમા વિપ્રયોગાગ્નિથી દુખિત થઇને
ાચન્દ્રનુ જ સ્મરણ જાણે ન કરતા હોય એમ લાગે છે શ્રીવિઠ્ઠલેશ્વરના ચિત્રજીમા સયોગ રસનાં
જેવામા આવે છે કેસરી વસ્ત્ર અને અનેક પ્રકારના આભૂષણો તેઓશ્રીના ઉપર હોય છે.

શ્રીમહાપ્રભુજીનુ શ્રીઅગ વિરહાગ્નિથી કૃશ થઇ ગએલુ છે, તો શ્રીવિઠ્ઠલેશ્વરનુ શ્રીઅગ સયોગ-રસથી પુષ્ટ થએલુ જોવામા આવે છે આ નૈસર્ગિક ભેદથી જ વિચારમા ભેદ આવ્યો છે શ્રીમહાપ્રભુજીએ રસની જે વાતો કહી છે તેના કરતા ઘણી ઘણી રસની વાતો શ્રીવિઠ્ઠલેશ્વરે કહી છે શ્રીમહાપ્રભુજીના ગ્રન્થોમા રસના બિન્દુઓ છે, તો વિઠ્ઠલેશ્વરના ગ્રન્થોમા રસની ઊર્મિઓ-છોળો-મોજા-છે શ્રીમહાપ્રભુજીનો રસ ગુપ્ત છે, તો શ્રીવિઠ્ઠલેશ્વરના રસ અતિ પ્રગટ છે જેમ જગતમા 'જેવા આચાર તેવા વિચાર' એ ન્યાય જોવામા આવે છે તેમ આ પિતાપુત્રની બાબતમા પણ છે જેઓ વિપ્રયોગરસનો અનુભવ કરનાર છે તેમનાથી રસની મીમાસા પ્રગટ રીતે થઇ શકતી નથી, અને જેઓ સયોગરસના અનુભવી છે તેઓ રસને સપૂર્ણ ન્યાય આપી શકે છે અણુભાષ્યના પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધની વિચારરીતીના ભેદનુ કારણ આ પણ હોઇ શકે

આ વિષયમા એક બીજી વાત પણ ધ્યાન ખેચે એવી છે આખા અણુભાષ્યમા ભાગવતના વાક્યોનુ પ્રમાણ લગભગ ૧૩૮ વાર આપવામા આવ્યુ છે તેમા શ્રીમહાપ્રભુજીના અઢી અધ્યાયના ભાષ્યમા ત્રીસ વાર અને શ્રીવિઠ્ઠલેશ્વરના દોઢ અધ્યાયમા એકસો આઠ વાર આવે છે શ્રીમહાપ્રભુજીના ભાષ્યમા સહિતા, બ્રાહ્મણ, સૂત્રાદિનો નિર્દેશ ઘણે ઠેકાણે કરવામા આવ્યો છે, જ્યારે શ્રીવિઠ્ઠલ ભાષ્યમા તે પ્રમાણે નથી આ ઉપરથી જણાશે કે શ્રીમહાપ્રભુજી તત્ત્વજ્ઞાનની દૃષ્ટિથી ભાષ્ય લખે છે, જ્યારે શ્રીવિઠ્ઠલેશ્વર સમ્પ્રદાયદૃષ્ટિથી લખે છે આમા કોઇ પણ પ્રકારનો વિરોધ નથી માત્ર દૃષ્ટિબિન્દુ જુદુ છે વળી આ વાતને પોષણ આપનાર એક બીજી પણ બાબત છે બ્રહ્મસૂત્રમાં એવા કેટલાક સૂત્રો છે કે જેમાં स्मृति શબ્દ અથવા તો स्मृ ધાતુ આવે છે આ સ્મૃતિ શબ્દનો અર્થ શ્રીમહાપ્રભુજી લગભગ બધે સ્થળે ગીતા કરે છે, અને શ્રીવિઠ્ઠલેશ્વર ભાગવત કરે છે તેનાં ઉદાહરણો નીચે આપવામા આવ્યા છે अपि स्मर्यते સૂત્ર ચાર વખત આવે છે બે ઉપર શ્રીમહાપ્રભુજીનુ ભાષ્ય છે અને છેલ્લા બે ઉપર શ્રીવિઠ્ઠલેશ્વરનુ ભાષ્ય છે પહેલા બેમા स्मर्यते ના ભાષ્યમા ગીતાનુ પ્રમાણ આપ્યુ છે ત્રીજામા ગીતા અને મનુનુ પ્રમાણ અને ચોથામા ભાગવતનુ પ્રમાણ આપ્યુ છે બીજુ સૂત્ર स्मरन्ति च છે તે ત્રણ વાર આવે છે, બે ઉપર શ્રીમહાપ્રભુજીનુ ભાષ્ય અને એક ઉપર શ્રીવિઠ્ઠલેશનુ ભાષ્ય છે પહેલામા કઠ અને શ્વેતાશ્વતરનુ પ્રમાણ આપ્યુ છે અને બીજા અને ત્રીજામા ભાગવતનુ પ્રમાણ આપ્યુ છે એવા બીજા પણ દાખલાઓ છે આ ઉપરથી સ્પષ્ટ માલમ પડે છે કે શ્રીમહાપ્રભુજીની અને શ્રીવિઠ્ઠલેશ્વરની વિચારશૈલી કઇક ભિન્ન છે, આથી જ શ્રીસુબોધિનીજીમા પણ શ્રીવિઠ્ઠલેશ यद्वा કરીને બીજો નવીન અર્થ જ આપે છે સપ્રદાયના એક મર્મજ્ઞ વિદ્વાન્ પણ કહેતા કે જો શ્રીમહાપ્રભુજીએ જ અણુભાષ્ય પૂર્ણ કર્યું હોત તો તે વર્તમાન અણુભાષ્યથી જૂદા જ પ્રકારનુ હોત

અત્યાર સુધી વિચારશૈલીની ચર્ચા કરી હવે અણુભાષ્યમા જે ગ્રન્થોના નામ આવ્યા છે તે ગ્રન્થોનો આ વિષયના સબધમા વિચાર કરીએ એકદરે સત્તાવીસ જૂદા જૂદા ગ્રન્થોના નામો જોવામા આવે છે તેમાથી પ્રસ્તુત વિષયને ઉપયોગી માત્ર બે નામ છે, ભક્તિહસ અને વિદ્વન્મણ્ડન આ બે ગ્રન્થો શ્રીવિઠ્ઠલેશના રચેલા છે, અને તેમનો ઉપન્યાસ અણુભાષ્યમા કરવામા આવ્યો છે તેથી જે ભાગમા આ બે ગ્રન્થોના નામ આવતા હોય તે ભાગ શ્રીમહાપ્રભુજીનો રચેલો નથી પણ અન્ય કોઇનો રચેલો છે એમ નિર્વિવાદ સિદ્ધ થઇ જાય છે જો આખા અણુભાષ્યના રચનાર શ્રીમહાપ્રભુજી હોય તો ભવિષ્યમા લખાએલા ગ્રન્થોનો ઉપન્યાસ તે શી રીતે કરી શકે? વિદ્વન્મણ્ડનનો ઉપન્યાસ નીચેના સૂત્રોમાં એકદરે પાચ વખત કરવામાં આવ્યો છે. ૩-૨-૪૧, ૩-૩-૫૪, ૪-૨-૧૯,

૪-૪-૧૪, ૪-૪-૧૭ ભકિતહસનું નામ એક વખત ૩-૩-૩ સૂત્રમા આવે છે આ ઉપરાંત ૩-૨-૪૧ મા શ્રીવિટ્ઠલનુ નામ જોવામા આવે છે આ ઉપરથી અણુભાષ્યના રચનાર શ્રીમહાપ્રભુજી અને શ્રીવિટ્ઠલેશ છે એમ સિદ્ધ થાય છે

અણુભાષ્યને અતે કેટલાક શ્લોકો છે તેમા સૌથી છેલ્લો શ્લોક નીચે પ્રમાણે છે -

**भाष्यपुष्पाञ्जलिः श्रीमदाचार्यचरणाम्बुजे ।**
**निवेदितस्तेन तुष्टा भवन्तु मयि ते सदा ॥**

આ શ્લોકમા 'શ્રીમદાચાર્યચરણ' એ પદ જોવામા આવે છે સમ્પ્રદાયમા એકના શ્રીમહાપ્રભુજીને જ 'શ્રીમદાચાર્યચરણ' તરીકે સ્વીકારવામા આવે છે, એટને અહીં પણ 'શ્રીમદાચાર્યચરણ'-પદથી શ્રીમહાપ્રભુજીનો જ બોધ થાય છે આથી સિદ્ધ થાય છે કે આ શ્લોક રચનાર શ્રીમહાપ્રભુજી નથી પણ બીજુ કોઇ છે—અર્થાત્ શ્રીવિટ્ઠલેશ છે

અત્યાર સુધી આપણે આન્તર પ્રમાણોની વાત કરી, હવે બાહ્ય પ્રમાણોનો વિચાર કરીએ બાહ્ય પ્રમાણોમા સૌથી ઉત્તમ પ્રમાણ અણુભાષ્યના ટીકાકારોનુ છે શ્રીપુરુષોત્તમજી પોતાના ૩-૨-૩૪ના પ્રકાશમા લખે છે કે **इत आरभ्य प्रभुणामिति प्रतिभाति** અહીથી શ્રીવિટ્ઠલેશ પ્રભુનુ ભાષ્ય છે એમ જણાય છે શ્રીપુરુષોત્તમજીની વિવેચન શક્તિ વીસમા સૈકાના પાશ્ચાત્ય વિદ્વાનોને પણ આશ્ચર્યચકિત કરી નાખે એવી છે આનન્દમયસૂત્ર ઉપરના શ્રીવિટ્ઠલેશે આપેલા બીજા અર્થ વિષે તેઓ લખે છે કે **साम्प्रतं तु प्रभुचरणैरखण्डब्रह्मवादेन साध्यते।** આવરણભગમા પણ લખે છે કે **इदं यथा तथा प्रपञ्चितं साधनाध्याये हानौ तूपायनेन्यधिकरणे प्रभुभि** (પૃ ૯૦ ચૌખમ્ભા) શ્રીસુબોધિનીજીમા પણ અમુક ભાગ શ્રીવિટ્ઠલેશનો છે એમ શ્રીપુરુષોત્તમજી સ્પષ્ટ રીતે બતાવે છે આ ઉપરાત બ્રહ્મસૂત્રવૃત્તિકાર શ્રીકૃષ્ણચન્દ્ર પણ પોતાની વૃત્તિમા આજ તાત્પર્યનુ લખે છે નિરણકાર શ્રીગિરિધરજી પણ પ્રકાશકારનુ જ સમાધાન સ્વીકારે છે આ ઉપરથી આપણે નિર્વિવાદ સિદ્ધ કરી શકીએ છીએ કે ૧-૧-૧થી તે ૩-૨-૩૩ સુધીનુ ભાષ્ય શ્રીમહાપ્રભુજીનુ છે અને ૩-૨-૩૪થી ૪-૪-૨૨ સુધીનુ ભાષ્ય શ્રીવિટ્ઠલેશપ્રભુનુ છે

આ સબધમા એક બીજી વાત પણ નોધવા જેવી છે શ્રીમહાપ્રભુજી શ્રીસુબોધિનીજીમાં એક સ્થળે એમ લખે છે કે પુત્રદ્વારા ફળ આપવુ આ નિયમ અણુભાષ્યમા કદાચિત્ પળાયો હોય। સાધનાધ્યાયના લગભગ અડધા ભાગનું ભાષ્ય કરી બાકીના સાધનાધ્યાયનુ અને આખા ફલાધ્યાયનુ ભાષ્ય પોતાના પુત્ર શ્રીવિટ્ઠલેશને માટે બાકી રાખી ઉપર જણાવેલા નિયમનુ પાલન કર્યું હોય।

ઉપરના સર્વ પ્રમાણોથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે અણુભાષ્યના કર્તા શ્રીમહાપ્રભુજી અને શ્રીવિટ્ઠલેશ પ્રભુ છે

ગોવિન્દલાલ

# ફૂલકુંવરબાઇ કૃત વિજ્ઞપ્તિ.

ફૂલકુંવરબાઇની લગભગ બધી જ વિજ્ઞપ્તિઓ હજુ સુધી અપ્રસિદ્ધ જ છે તેમાંની એક દસમી વિજ્ઞપ્તિ અહીં છાપવામાં આવી છે આ ફૂલકુંવરબાઇ ક્યારે થયા અને એમને વિષે શું જાણવા જેવું છે એ ઇચ્છા અનિવાર્ય છે તેથી અમે પરંપરાથી જે સાંભળ્યું છે તે સર્વ નીચે આપ્યું છે

શ્રીમદાચાર્યચરણના સમયમાં સિકંદરલોદી, શ્રીગુસાંઇજીના સમયમાં અકબર અને શ્રીગોકુલેશજીના સમયમાં જહાંગીર તથા શાહજહાનનો અમલ હતો શ્રીગોકુલનાથજીએ સંવત્ ૧૬૯૭માં ભૂતલપરથી વિજય કર્યો તે પછી અનન્ય ભગવદીયોને શ્રીવિઠ્ઠલરાયજીએ અનેક રીતે દુઃખી કર્યા, તેથી અનન્ય ભરૂચિ વૈષ્ણવોએ શ્રીગુસાંઇજીએ જેવું આદિઅનાદિ સ્થલ શ્રીગોકુલનું વર્ણન ગોકુલાષ્ટક અને વિદ્વન્મંડનમાં કરેલું છે તેવું શ્રીગોકુલથી એક માઇલ દૂર શ્રીગોકુલેશપુર વસાવી સં ૧૭૧૪માં ભરૂચિ વૈષ્ણવો ત્યાં રહેવા લાગ્યા (જુઓ ભરૂચિ નીમડીઆ કલહ પૃષ્ઠ ૧૩) ધર્માંધ ઔરંગઝેબના અમલમાં હિંદુધર્મને ઘણુંજ સોસવું પડ્યું છે ગિરિરાજથી શ્રીગોવર્ધનનાથજી મેવાડ પધાર્યા તેમ સાતે ઘરની નિધિઓ શ્રીગોકુલ છોડી અન્ય સ્થલે જ્યાં અનુકૂલતા આવી ત્યાં પધારી ઔરંગઝેબ પછી તો અરાજકતાજ વ્યાપી ગઇ અને મનીઆના બે ભાગ જેવું થઇ ગયું

અઢારમા સૈકા લગભગ શ્રીગોકુલેશપુરમાં નાગરભાઇજી હતા કોઇ વખત આવતી કાલની સામગ્રીનો પણ સંકોચ રહેતો નાગરભાઇજી તાદૃશભગવદીય કવિ હતા અને પોતે ગ્રન્થમાં પોતાને 'અકિંચન નાગરદાસે આ ગ્રન્થ શ્રીગોકુલેશપુરમાં લખ્યો' એમ ઓલખાવે પણ છે નાગરભાઇજી શ્રીજીચરણે પધાર્યા પછી તો શ્રીગોકુલેશપુરમાં વસ્તી રહી જ નહિ ધાડપાડુ લુંગારા અને ચોરોના ત્રાસથી શ્રીગોકુલેશપુર ખંડિયેર થઇ ગયું

ભરૂચમાં દાદાનારાયણજીના પિતા રામજીશાહ શ્રીગુસાંઇજીના સેવક હતા. તેમનું સેવ્યસ્વરૂપ શ્રીમુરલીધરજી ભરૂચ બિરાજતું જે સંવત્ ૧૯૩૩ની લગભગ તેમના વંશજોને ગોસ્વામિનિશ્રી ચંદ્રાવલિજી વહુજીમહારાજ સમજાવી શ્રીગોકુલ પધરાવી ગયા ભરૂચમાં હાલ નલદાની કોઠી પાસે જે દાદાજીનો ચોક કહેવાય છે ત્યાં પ્રથમ એક નાના ઘરમાં શ્રીગોકુલેશપુરથી સેવાઓ પધારી તેજ પ્રમાણે દાદાજીના વંશજો સુરત અને અમદાવાદ પણ સેવાઓ સાથે રહેતા સુરત અમદાવાદમાં વિપુલ સંપત્તિ હતી, જ્યારે ભરૂચમાં દ્રવ્યનો સંકોચ હતો

શ્રીગુસાંઇજીના સ્વરૂપાસક્ત સ્વરૂપનૈષ્ઠિક નાગર બ્રાહ્મણ ગોધરામાં નાગજીભાઇ ભગવદીય હતા તેમના વંશમાં લગભગ સંવત્ અઢારસોમાં વજેરામભાઇ જન્મ્યા તેઓ વતનદાર દેસાઇ ધનાઢ્ય વૈષ્ણવ હતા કૃષ્ણદાસ સુત ગોપીનાથભટ્ટના સમાગમથી પ્રકટ સ્વરૂપ પ્રાપ્તિ અર્થે ઘર સંપત્તિનો ત્યાગ કરી ગોધરા છોડી વ્રજમાં શ્રીગોકુલેશપુર આવ્યા અહિ લીમડાના વૃક્ષ નીચે છ માસ સુધી રહ્યા અનાજના અભાવમાં શ્રીયમુનાજીના રેણકાજી અને શ્રીયમુનાપાન કરતા દેહાનુસંધાન રહિત થઇ જતા નિદ્રાથી ભગવન્નામનો અંતરાય થતો જાણી લીમડા વૃક્ષ ઉપર ચઢી ભગવન્નામ લેવા માંડ્યું આઠમે દિવસે તો શ્રીગોકુલેશ પ્રભુએ લીલા સૃષ્ટિસમાજ સહિત તેમને દર્શન આપ્યાં, તે વખતે તેમની ઉમર લગભગ વર્ષ ૪૫ ની હતી તેમના માતાજીને પુત્ર વિયોગનો દારુણ ક્લેશ થતો હોવાથી શ્રીગોકુલેશ પ્રભુએ તેમને સેવા પધરાવી ગોધરે જવા આજ્ઞા કરી ઉજ્જન, દાહોદ, અને ગોધરાના વૈષ્ણવોને સ્વપ્નદ્વારા આજ્ઞા થઇ કે 'વજેરામ આવે છે તેને મારો જાણી સત્કાર કરજો' આથી ગોધરા દાહોદના વૈષ્ણવો પાલખી લેઇ ઉજ્જન સુધી વજેરામભાઇની સામા ગયા, આ પાલખી

અદ્યાપિ સુધી એ ઘરામાં બિરાજે છે અને ભરૂચિ વૈષ્ણવો ત્યાં અનુસરે પણ છે. એ વજેરામ-ભાઈને ભરુચિ વૈષ્ણવો શ્રીમોટાભાઈજીના નામથી સંબોધે છે સુરતમાં દાદાનારાયણજીના વંશજો જે હાલ ભરૂચમાં સુરતીને નામે ઓળખાય છે તેઓ શ્રીમોટાભાઈજીના જન્મ દિવસે શ્રીઠાકુરજીને કેસર સ્નાન કરાવી ઉત્સવ માનતા, દાદજીના ચોકમાં ઉત્તમ સામગ્રી આરોગાવી ઉત્સવ માનતા-આખા ભરૂચિ સમાજમાં મહદ્ભગવદીય શ્રીમોટાભાઈજીનો જન્મદિવસ મનાતો કપડવંજમાં શ્રીબ્હેનજીરાજના જન્મસ્થાનમાં ભીતપાસે ગાદી તકીઆ બિછાવી સેવા પ્રથમ તેમણે કરી હતી તે પહેલા જન્મ સ્થાનમાં વૈષ્ણવો ફુલમિશ્રી ધરતા અને ભગવદ્ભજન કરતા

શ્રીમોટાભાઈજી પછી નડિયાદમાં તેમના ભાણેજ સુખનિધિભાઈ અને સુખનિધિભાઈના ભત્રીજા સંપતભાઈ થયા બત્રીસ વર્ષની ઉંમરે સંપતભાઈને શ્રીગોકુલેશના પ્રકટ દર્શન થયા, તેમની વચન-સિદ્ધિ વૈષ્ણવોમાં પ્રસિદ્ધ છે નડિયાદમાં છપ્પનભોગ કરનાર ગોસ્વામિશ્રીવ્રજરત્નલાલજી મહારાજ એ મહદ્ સંપતભાઈ ભગવદીયનો સમાગમ કરવા ઉત્સાહ રાખતા તેમના સેવ્ય નડિયાદમાં પટેલ હરગોવિંદભાઈને ઘેર બિરાજતા જે હાલ ભરૂચમાં ભાઈ વિક્રમનાથ નારાયણદાસને ઘેર બિરાજે છે.

સુરત અમદાવાદથી દાદા નારાયણજીનો વંશ ભરૂચ આવી રહ્યો વલ્લભની કોઠીમાં એ પાય ઘરે હાલ સેવાઓ બિરાજે છે દાદા નારાયણજીનું મૂળ ઘર સંવત્ ૧૯૨૦-૨૫ માં વેચાતું લીધું, તે લલ્લુભાઈના ચકલા પાસે આશા મહેતાની પોળમાં હાલ શ્રીમોહનભાઈજીના કોઠા તરીકે ઓળખાયછે

ભરૂચમાં મહાભાગ્યવાન ભગવદીય રાજાબ્હેન અને ગંગાબ્હેન થયાં, જેમને કેસર ઘસતા શ્રી ઠાકુરજીએ પ્રકટ દર્શન આપ્યા હતા તેઓ કપડવંજ મહત્સ્થલે આવ્યાં તે વખતે કપડવંજમાં નડિયાદથી સંપતભાઈ પણ આવેલા હતા કપડવણજમાં ફૂલકુંવરજી દશાપોરવાડ મહાનુભાવી ભગ-વદીય હતા તેમણે સર્વે મળીને શ્રીબ્હેનજીરાજનો વૈભવયુક્ત સેવા શણગાર ચાલુ કર્યો, જે હાલ પણ થાય છે બાધરપુરમાં વલ્લભદાસભાઈ જે વલ્લભરાજના નામથી પ્રસિદ્ધ છે તે વિરહી ભગવદીય થયા તેમણે આરંભીને મહોત્સવ કર્યો જેનું વર્ણન બારીઆના કેસરદે ભગવદીયે ધોળ માંગલ્યમાં કર્યું છે સંવત ૧૮૭૪ માં તેઓ શ્રીજીચરણે પધાર્યા વડોદરામાં હરિલાલ શંકરભાઈની માતા લક્ષ્મીમાં થયા તેમને શ્રી બ્હેનજીરાજનો સાનુભાવ હતો તેમની દીકરી પાર્વતીમાં થયા દશ વર્ષની ઉંમરે શ્રીઠાકુરજીએ તેમને દર્શન આપ્યા, બાર વર્ષે પરણ્યા, વીસ વર્ષે લીલામાં પધાર્યા. લક્ષ્મીબા અને પાર્વતીબ્હેન એ મા દીકરી કપડવણજ મહત્સ્થલે જતા નડિયાદ સંપતભાઈને ત્યાં તેઓ ઉતર્યા ત્યારે સંપતભાઈએ તેમને પ્રસાદ લેવાને બેસાડ્યા જ્યાં ત્રણ પાતળ કર્યા લક્ષ્મીબાએ પૂછ્યું આ ત્રીજું પાતળ કોનું કર્યું છે ત્યાં સંપતભાઈએ કહ્યું કે પાર્વતીબ્હેનને તેડવા વડોદરેથી માણસ આવે છે તેનું કર્યું છે પાર્વતીબ્હેનના સાસુને શ્રીઠાકુરજીએ સ્વપ્ન આપ્યું કે મને પાર્વતી વિના ગમતું નથી તેને બોલાવો તેથી વાણેણી લઈ ગુમાસ્તો તેડવા મોકલ્યો તેટલામાં તે ગુમાસ્તો સંપ-તભાઈને ઘેર પોહોચ્યો તેને સંપતભાઈએ પ્રસાદ લેવા બેસાડ્યો વડોદરામાં ગોકુલદાસ ચોકસી મહા ઉત્તમભાવી ભગવદીય હતા તેમના જન્મ વખતે તેમના પિતાને સ્વપ્ન થએલું કે આ બાળકનું જતન કરજો તેઓ શ્રીવલ્લભરાજના અગ્રગણ્ય અનુયાયી હતા, બારિયામાં કેસરદે થયા, દક્ષિણ હૈદ્રાબાદ (ભાગનગર) માં કેશવદાસ પંડિત હતા તે દશાપોરવાડ વાણિયા હતા તે કપડવંજ આવ્યા અને મહાનુભાવી ફૂલકુંવરજીના સમાગમથી ભરૂચિ વૈષ્ણવ થયા કાશીમાં દશા વીશાવાળ વાણિયા હરિદાસભાઈ થયા તેમના સેવ્ય ઠાકુરજી શ્રીબાલકૃષ્ણજી પ્રકટ દર્શન આપી તેમને ગુજરાત મોકલ્યા તે વલ્લભરાજના સમાગમથી ભરૂચિ વૈષ્ણવ થયા અને ભરૂચ જઈ રહ્યા ત્યાંના ભરૂચિ વૈષ્ણવોમાં તે સર્વોપરિ વંદનીય થયા વાગ્ર

ચિનોરના ભાઇચંદભાઇ શ્રીગોકુલેશપુરમા રહેતા તેમના સમાગમથી રાવબહાદુર મનોહરલાલભાઇ ઉત્તમભાઈ ભગવદીય થયા જેમનો સમાજ અદ્યાવધિ શ્રીગોકુલેશપુરમા છે કપડવંજમા સંવત્ ૧૯૧૦ ના અરસામા મૂળજીભાઇ જશભાઇ હતા તેમના ભાણેજને કોલેરા થયો હતો તે જોવા ગયા બ્હેનના આગ્રહથી દયાર્દ્ર થઇ પોતાનુ વર્ષ ૫ નુ આયુષ્ય તે વખતે ભાણેજને આપ્યુ ને ભાણેજ દામોદર ઝવેર સાજો થયો ને તે પાચ વર્ષજ જીવ્યો તે એવા વચનના નિરોધી ભગવદીય હતા કે અન્યથા ભાષણજ કરે નહિ સંવત્ ૧૯૨૫ લગભગ આ વિરહીસમાજ તિરોહિત થયો ત્યાં સુધી ભરરુચિ વૈષ્ણવોની ઐકાંતિક ભક્તિ, અનન્યતા, એકતા, પરસ્પરનો સ્નેહ અવર્ણનીય હતો છેલ્લામા છેલ્લા ઉત્તમભાવી ભગવદીય રાવબહાદુર મનોહરલાલભાઇ અને ગોસ્વામિશ્રીરમણલાલજી મહારાજ આદર્શ ભરરુચિ ભગવદીય હતા શ્રીરમણલાલજી મહારાજને પોતાના કુળનો લેશમાત્ર અભિમાન નહિ હતો ભરરુચિ વૈષ્ણવોના સમાગમમા ઘણી વખત દાસભાવ પ્રકટ દર્શાવતા

ભરૂચના જગજીવનભાઈ, ભાગનગરના કેશવદાસ, સોરઠમા રાજકુવરબાઇ અને કપડવંજમાં ફૂલકુવરબાઇના પદ કીર્તન વિનતીઓ ભરરુચિ વૈષ્ણવમા પ્રસિદ્ધ છે રાજકુંવરબાઈની વિનતિઓનો નમુનો આ માસિકમા પ્રથમ આપવામા આવ્યો હતો અને ફૂલકુવર બાઇની વિનતિનો નમુનો આ સાથે આપ્યો છે ફૂલકુંવરજીના પિતા વેણીભાઇ દેસાઇ કપડવંજ અને તેની પાસેના ગામો ગાયકવાડ સરકાર પાસેથી ઇજારે લાવતા સંવત્ ૧૮૦૮ના મહા વદિ ૧ મે ફૂલકુવરજીનો જન્મ થયો હતો તેમને નડિયાદ પરણાવ્યા હતા કપડવંજ ગામના મીઠા તલાવના દરવાજા બહાર કુબેરજી મહાદેવ તેમનીજ સહાયતાથી બંધાવેલુ પ્રસિદ્ધ છે મહાદેવ પાછળની જમીન માલીને બગીચા માટે બક્ષીસ આપી હતી તેમના ઠાકુરજી જ્યા સુધી કપડવંજ બિરાજ્યા ત્યા સુધી એ બગીચાના ફુલ માલા માટે આવતા ભરરુચિ વૈષ્ણવો શ્રીગોકુલેશ સિવાય અન્ય કોઇ દેવનુ નામ સ્મરણ કરતા નથી તેમ કોઇ દેવદેવાન્તરનો દ્રોહ કરતા નથી પ્રત્યુત ભક્તિના પોષક છે એ ઉપરના દૃષ્ટાંતથી જણાય છે,

અમારે સ્પષ્ટ કહેવુ જોઇએ કે યથાર્થ સ્વરૂપજ્ઞાનના અભાવમા જ્યારથી વિરહભક્તિ ઓછી થઇ અને જીવનુ દાસત્વ ભૂલી શ્રીગુસાઇજીના બાલકનુ અનુકરણ કરવા લાગ્યા ત્યારથી સત્યાસત્ય આક્ષેપો થવા લાગ્યા શ્રીગોકુલેશપ્રભુ નિજમાર્ગે પ્રેરે એજ અમારી એ દયાનુ પ્રભુ પ્રતિ યાચના છે

---

## ॥ विज्ञप्ति १० मी ॥

राग आसा

हुं तो देवना त्रासे हारी राज, कथा कहुं शी मारी।
मुने मारी कृत्ये मारी राज, कथा कहुं शी मारी।
मारी भाग्यदशा परवारी राज, कथा कहुं शी मारी॥
श्रीमुख सुंदिर मनहर मुरती, जोतां जीवडो ललचायो।
कृपा थशे एम उलट वधता, हैडामां हरखायो, राज॥ कथा० १.
जोग्यता मारी जरा ना विचारी, केवल करुणाव्रल कीधां।
पतित हता तोए पावन करीने, चरणे खेंची लीधा, राज॥ कथा० २

भ्रमणा भागी दुर्मति त्यागी, मनमां मन्मथ रह्यो जागी ।
अखंड सोहागीनी लगनी लागी,तथा वन्यां अनुरागी,राज ॥ कथा० ३.
एम थयुं जे काल करालनी, जालथी छूटां भाई फरशुं ।
भवसिंधुमां दीनबंधुनी, बांवडी झाली तरशुं, राज ॥ कथा० ४.
मनना मनोरथ मनमां रह्यो ने, विधनाए वांकुं कीधुं ।
राकना हाथमां रतन आव्युं हतुं, ते करमें खेंची लीधुं,राज ॥कथा०५.
संसारदुःखथी कंटाली अमो, शरण आव्यां थई वड भागी ।
घर छोडीने वनमां गयां तो, त्यां पण अग्नि लागी,राज ॥कथा०६.
भोलपणामां भोळवायां अमो, परवश पड्यां कांई ना चाल्यां ।
भर दरिया मध लावी अमारां, नावडां बोळी घाल्यां,राज॥कथा०७.
सगां सहोदर वहु वहु कहेतां, कोइनी ना मानी शिक्षा ।
वहालपण वेरागी थयां तो, मध्याह्ने मागी भिक्षा, राज ॥कथा०८.
पेट चोळीने पीड उपजावी, अनवहोरी आवी माथे ।
सुख माटे संन्यासी थयां तो, रह्या करवडा हाथे, राज ॥कथा०९.
करमे अमारे दुःख आव्युं ते, सूंगे मोढे सहु सहीए ।
उनुं साइने ओठे वल्याए, दुखडां कयां जइ कहीए, राज॥कथा०१०.
अंतरनुं दुःख अंतर जाणे, कहेतां बीजाने लजवाइए ।
जमतां दांत तले जभि कचराई,लढवा कोने जईए,राज॥कथा०११.
मन गमतां अने मागे अमने, थोडा दिन वहु सुख आप्यां ।
उंडा कुवामां उतरी वहालाजीए,अधवच दोरडां काप्यां,राज ॥
कथा० १२.
जेम कोदरा तल मांहे भळ्या ते, घेंश धाणी वेडथी लटीआ ।
तेम थयुं मारे लौकिक अलौकिक,बन्नेमांथी चलीआं,राज॥कथा०१३

ते प्रेमीने शुं कहेवानुं जे, अन्योअन्यना धर्म न जाणे ।
प्यासो पपैओ पियु पियु झंखे, मेघ दया न आणे, राज॥कथा० १४.
पियुदृष्टिरूप डाकण वलगी, अलगी ते केम करी थाशे ।
पहेलां अमने चाक चढाव्यां, हवे ए चूरी खाशे, राज ॥ कथा० १५.
जो दीलमां जरी दया आवे तो, दर्शनरूपी भूवा लावो ।
अणमोते मरता वालाना, प्रियतम प्राण बचावो, राज ॥कथा० १६.
वसमी वेलाए वहाले तर्जी, हवे कोना सामु जोवानुं ।
एक अकेली बीजो विरह सतावे, रह्युं सदा रोवानुं, राज ॥कथा० १७.
वहाला मलो एक वार एकान्ते, हुं तमसुं करुं लडाई ।
अवला उपर बल अजमावो, एमा शानी वडाई, राज॥ कथा० १८.
दासी दुर्गण दोष भरेली, ते जोतां केम परवडशे ।
राज रखडती करशो कदी तो, पछी पस्तावुं पडशे,राज॥कथा० १९.
निर्मोहीथी मोह करे तेने, सुख ना मले मननुं फाव्युं ।
बहु दहाडेथी सांभलतां हुतां, ते अनुभवमा आव्युं,राज॥कथा० २०.
पाणी पीने वटलाया पछी, हवे शानुं घर पुछवानुं ।
जमवुं रमवुं हसवु गयुं रह्युं, रडी आंखो लुछवानुं, राज॥कथा० २१.
सुकोमलता श्रीअंग तणी जोई, चंपा चमेली फुल हारे ।
पण कठिनाई कालजडानी, वज्र थकी बहु भारे, राज॥ कथा० २२.
मन मारुं एवुं कुमलुं फूल, मार सहन पण ना करतुं ।
वहालाजीनुं वज्र हृदय जरा, दया कदी नथी धरतुं, राज॥थाक० २३.
करुणासिंधु दीनबंधु कही, वेदे विमल बहु जस गाया ।
ए अगणित गुण साचुं कहोने, क्यां आगल विसराया, राज॥कथा० २४.

એ આર્ષ પ્રયોગ છે छन्दस्युभयथा (पा सू ३-४-११७) સૂત્રને આધારે લિટ્ (Prefect) મા अस् ધાતુનો भू આદેશ થયો નથી સામાન્ય સંસ્કૃતભાષામા તો આસને બદલે बभूव વપરાય છે

तं ह कुमार सन्त दक्षिणासु नीयमानासु श्रद्धाविवेश।
सोऽमन्यत ॥ २॥

અર્થ —જ્યારે દક્ષિણા આપવામા આવતીહતી (दक्षिणासु नीयमानासु) ત્યારે શ્રદ્ધાએ–આસ્તિકયબુદ્ધિએ–તે બાલનામા વાસ, પ્રવેશ, કર્યો. ( आविवेश ) તેણે વિચાર કર્યો ( કે )–૨

વિવેચન—વાજશ્રવસ પાસે જેટલી બધી વસ્તુઓ હતી તે દક્ષિણાને માટે બહાર કાઢી અને વિશ્વજિત્ યાગમા જે બ્રાહ્મણોએ ઋત્વિક્ તરીકે કામ કર્યું હતુ તેમને દક્ષિણા આપવા તે બધી વસ્તુઓના જુદા જુદા ભાગ પાડયા અને નક્કી કર્યું કે આ ભાગ અમુક બ્રાહ્મણને આપવાનો છે અને આ ભાગ અમુક બ્રાહ્મણને આપવાનો છે આ સમયે પેલો નાનો બાળ–નચિકેતા–પાસે ઉભો હતો આ માત્ર એક નાનો બાળક હતો, તો પણ તેના પવિત્ર સંસ્કારોને લીધે તેનામા શ્રદ્ધાએ પ્રવેશ કર્યો–શ્રદ્ધાનો, આસ્તિકતાનો, ધર્મનો પ્રાદુર્ભાવ થયો જેમ કોઇ અનિષ્ટ પ્રસંગમા ધર્મિષ્ઠ પુરુષના હૃદયમા ધર્મની જાગૃતિ થાય છે તેમ આ સમયે નચિકેતાના હૃદયમા ધાર્મિક સંસ્કારો એકદમ જાગૃત થઇ ગયા, તેણે મનમા વિચાર કરવા માંડયો કે —

पीतोदका जग्धतृणा दुग्धदोहा निरिन्द्रिया ।
अनन्दा नाम ते लोकास्तान् स गच्छति ता ददत्॥ ३ ॥

અર્થ—જેમણે પાણી પી લીંધુ છે (पीतोदका) જેમણે ઘાસ ખાઇ લીધુ છે (जग्धतृणा) જેમનુ દૂધ દોહાઇ ગયુ છે (दुग्धदोहा) અને જેમની ઇન્દ્રિયો તદ્દન નહિ જેવી જ થઇ ગઇ છે (निरिन्द्रिया) એવી ગાયોને (ता) આપનાર (ददत्) જ્યા આનન્દ નથી (अनन्दा) એવા લોકોમા જાય છે

વિવેચન—આ મંત્ર ઉપરથી જણાય છે કે વાજશ્રવસ પાસે ગાયોનુ જ ધન હતુ તેણે આ ગાયો રૂપી ધન વિશ્વજિત્ યાગમા બ્રાહ્મણોને દક્ષિણામા આપવા કાઢયુ પાસે ઉભેલા તેના પુત્ર નચિકેતાએ તે ગાયોના દર્શન કર્યા અને મનમા વિચાર કરવા લાગ્યો કે મારા પિતાજી બહુ મોટી ભૂલ કરે છે જુવો ને આ ગાયોની દશા ! બીચારી મરવા ખાતર ન જીવતી હોય ! તેમની અવસ્થા ઘણી દયાજનક છે તેમણે છેલ્લામા છેલ્લુ જળપાન પણ કરી લીધુ છે છેલ્લામા છેલ્લુ ઘાસ પણ ખાઇ લીધુ છે છેલ્લી વારનુ દૂધ પણ આપી દીધુ છે, અરે એટલુ જ નહિ પણ તેમની સર્વ ઇન્દ્રિયો લગભગ મરી જ ગઇ છે આવી સ્થિતિમાં તેમને વત્સ પણ કયાંથી થઇ શકશે ? જેમ ચોકે સુવાડેલો માણસ જળ કે અન્ન નથી લઇ શકતો, કોઇ પણ પ્રકારનુ કાર્ય નથી કરી શકતો અને જેમ તેની સર્વ ઇન્દ્રિયો મરણતોલ થઇ જાય છે તેમ આ ગાયો પણ મરી જવાની તૈયારીમા જ છે અને કોઇ પણ પ્રકારનુ કાર્ય કરી શકે કે કોઇ પ્રયોજન સિદ્ધ કરી શકે એવી સ્થિતિ–મા નથી તો આવી ગાયોને દક્ષિણામા આપીને મારા પિતા શો લાભ મેળવવાના છે ? આ તો પુણ્યને બદલે પાપનો સંચય કરે છે ગાયોની દયાજનક સ્થિતિ જોતા જ તેના ધાર્મિક સંસ્કારો તેના હૃદયમા જાગી ઉઠયા અને ઉપર પ્રમાણે વિચાર કર્યો અને મનમા કહેવા લાગ્યો કે આવા પ્રકારની દૂબળી અને મરણતોલ ગાયોને બ્રાહ્મણોને દક્ષિણા તરીકે આપનાર માણસ અનન્દ નામના લોકમા જાય છે આ લોકમા કોઇ પણ પ્રકારનો આનન્દ હોતો નથી તેથી તેને અનન્દ કહેનામા આવે છે તાત્પર્ય એ

કે આવી દક્ષિણા આપનારા મારા પિતા સ્વર્ગને બદલે આનન્દના અભાવરૂપી અને દુખના ધામરૂપી નરકમા જશે [1] **पीतोदक, जग्धतृण, दुग्धदोह, निरिन्द्रय** અને **अनन्द** એ સર્વ બહુવ્રીહિ સમાસ છે ઋત્વિજો ઘણા છે તેથી તેમને આપવાની જૂદી જૂદી દક્ષિણા પણ ઘણી છે આથી **दक्षिणासु** એ બહુવચનનો પ્રયોગ છે

**स होवाच पितर तत कस्मै मा दास्यसीति ।**

**द्वितीय तृतीय तं होवाच मृत्यवे त्वा ददामीति ॥ ४ ॥**

**અર્થ**—તેણે પિતાને કહ્યુ—હે તાત, મને કોને આપો છો? બેવાર ત્રણવાર તેણે આ પ્રમાણે કહ્યુ પિતાએ જવાબ આપ્યો કે હુ તને મૃત્યુને આપુ છુ

વિવેચન- નચિકેતાના ધાર્મિક સસ્કારો જાગ્યા, દૂબળી ગાયોને દક્ષિણામા આપવાનુ અનિષ્ટ ફળ પણ વિચાર્યું અને તેને પરિણામે યજ્ઞ ખડિત થશે એ વિચાર પણ એણે તે જ ક્ષણે કર્યો નચિકેતા એક નાનો બાળક છે છતા પણ આવા ઉત્તમ વિચારો આટલી નાની અવસ્થામાં તે કરે છે તેથી જણાય છે કે તે દૈવી સપત્તિવાળો છે તેણે મનમા વિચાર્યું કે હુ બેઠો છુ ને મારા પિતાનો યજ્ઞ સપૂર્ણ થાય નહિ અને અનિષ્ટ ફળ ભોગવે એ અયોગ્ય ગણાય, માટે આ પ્રમાણે ન બને એવો પ્રયત્ન મારે કરવો જોઈએ આમ વિચાર કરી તે પિતાની પાસે આવ્યો અને સવિનય વિનતી કરી કે પિતાજી, હુ પણ તમારી મિલકત છુ, તો મને તમે કયા ઋત્વિગ્ બ્રાહ્મણોને આપો છો? વાજશ્રવસે આ વિનતી ધ્યાનમા ન લીધી અને પુત્રની નિર્દોષતા અને મૂર્ખતા ઉપર તે હસવા લાગ્યા વાજશ્રવસે આ વાત ધ્યાનમાં ન લીધી તેનુ એક કારણ હતુ અને તે એ કે વિશ્વજિત્ યજ્ઞમા બધી મિલકત દક્ષિણા તરીકે આપવાની ખરી પણ તેમા પિતા, પુત્ર, ભૂમિ, શૂદ્ર વગેરેને દક્ષિણા તરીકે આપી શકાય નહિ [2] પિતા કાઇ બોલ્યા નહિ એટલે નચિકેતાએ વિચાર્યું કે પિતાજીએ મારી વિનતી સાભળી નહિ હોય, લાવ ફરીથી કહુ તેણે બીજીવાર ઉપર પ્રમાણેજ વિનતી કરી આ વખતે પણ પિતાએ એ વાત ધ્યાન ઉપર ન લીધી બાળક નચિકેતાએ પોતાનો સદાગ્રહ છોડયો નહિ તેણે ત્રીજીવાર હાથ જોડીને કહ્યુ કે પિતાજી, કહો ને, મને તમે કયા બ્રાહ્મણને આપો છો? આ વખતે તો પિતાનો પિત્તો જતો રહ્યો અને એકદમ ક્રોધના આવેશમા આવી જઇ કહ્યુ કે 'જા, હુ તને યમને આપુ છુ' [3] ૪.

---

૧ જેવો આ અનન્દ લોક છે તેવો અસૂર્ય લોક પણ છે જુવો ઈશાવાસ્યોપનિષદ્ ૩ **असुर्या नाम ते लोका** अन्धेन तमसावृता । तांस्ते प्रेत्याभिगच्छन्ति ये के चात्महनो जना ॥ બૃહદારણ્યક ૪-૪-૧૧ अनन्दा नाम ते लोका अन्धेन तमसावृता । तांस्ते प्रेत्याभिगच्छन्त्यविद्वांसोऽबुधा जना ॥

૨ જુવો જૈમિનિ સૂત્ર ૬ ૭ ૧-૭

तत्र धनस्य दानसभवात्तद्विषय एव स्वशब्द तस्माद्धनस्यैव दान न पित्रादीनाम् (શાસ્ત્રદીપિકા ૬ ૭ ૧), अतो न सार्वभौमो महापृथिवीं दद्यात् माण्डलिकश्च मण्डलम् (શાસ્ત્રદીપિકા ૬ ૭ ૨), यत् पुरुषोपभोग्य स्व कुप्याकुप्यशयनाशनगवादि तत् सर्वं ददातीति शास्त्रार्थ (શાસ્ત્રદીપિકા ૬ ૭ ૩) ઇત્યાદિ

૩ મન્ત્રમા मृत्यवे त्वा ददामि એમ છે આનો ખરો ભાવ સમજવો હોય તો ગુજરાતી ભાષાના એક રૂઢ પ્રયોગનો વિચાર કરવો જોઈએ, કોઇ માણસ નચિકેતા જેવાના દુરાગ્રહથી (?) ક્રોધી થાય ત્યારે તે માણસ બીજાને કહેશે કે 'અહીથી ટળ', અથવા 'જા તુ મરી જા' ખરાબ વર્તનવાળા પુત્રને પિતા તુ મારા ઘરમાથી નીકળ, મરી જા' વગેરે શબ્દો આ સસારમા અનેકવાર સભળાવે છે કોઈ માણસ આપણુ માથુ પકવતો હોય તો તેને પણ આપણે આવોજ ઉત્તર આપીએ છીએ. વાજશ્રવસે નચિકેતાને આ જ ભાવમા मृत्यवे त्वा ददामि શબ્દો કહ્યા છે.

**बहूनामेमि प्रथमो बहूनामेमि मध्यम ।**
**किंस्विद्यमस्य कर्तव्य यन्मयाद्य करिष्यति ॥५॥**

અર્થ—ઘણાઓના હુ પ્રથમ જાઉ છુ, ઘણાઓમા હુ મધ્ય જાઉ છુ યમને શુ કરવાનુ બાકી છે કે એ મારા સાધન વડે કરશે ? અથવા જે કાર્ય કરવાનુ છે તે કાર્ય મારા સાધનથી શી રીતે કરશે ? અથવા એમને કાંઈ કરવાનુ છે જેથી મારી સાથે તે કાર્ય સિદ્ધ કરશે

વિવેચન—નચિકેતાએ પિતાના વચન સાંભળ્યા આ વચનથી એના મનમા જરા પણ ક્ષોભ થયો નહિ, પરતુ ખુશી થયો મારા વચનો સાભળી નચિકેતા ઘણો દીલગીર થયો એમ પિતાને ન લાગે એટલા સારૂ નચિકેતા બોલ્યો કે હે પિતાજી, આપની આજ્ઞા પાળવાનો આ સમય મળ્યો છે તેથી મને ઘણો હર્ષ થાય છે આપે જરા પણ મારે માટે એવો વિચાર કરવાનો નથી કે નચિકેતા યમને ત્યા જશે કે નહિ જાય હુ યમને ત્યા જવામા જરા પણ બ્હીનો નથી જે લોકો યમને ઘેર જવામા તૈયાર થયા હોય તેઓમા મારૂ સ્થાન પહેલુ જ છે, અર્થાત્ એ બધાના કરતા હુ યમને ઘેર જવાને ઘણો ઉત્સુક છુ, અને આ મારૂ વચન અતિશયોક્તિવાળુ લાગતુ હોય તો એટલુ તો જરૂર માનજો જ કે યમને ત્યા જનારાઓમા વચ્ચે હુ છુ, કોઇ પણ રીતે હુ તેઓમા છેલ્લો નથી, યમને ત્યા જવામા મારી જરા પણ આનાકાની નથી પણ આમા મને એક જ વિચાર આવે છે યમરાજાને મને દક્ષિણા તરીકે ન આપતા કોઇ બીજા બ્રાહ્મણને જો આપ્યો હોત તો હુ તેને કોઈ પણ પ્રકારની મદદ કરી શકત, હુ તેને ઉપયોગી થઇ પડત પણ તમે મને યમરાજાને આપ્યો અને યમરાજા તો પૂર્ણકામ છે, નિરપેક્ષ છે, તેમને કોઇની જરૂર નથી તો હુ એક નાનો બાળક આવા મહાન્ યમરાજાને ત્યા જઇને શા ઉપયોગમા આવવાનો હતો ? તે મારો શો ઉપયોગ કરવાના હતા ? મને મૃત્યુનો ભય નથી પણ આજ વિચારથી મને જરા શોક થાય છે તમે મને કોઇ ઋત્વિગ્ બ્રાહ્મણને આપ્યો હોત તો મારૂ અર્પણ પણ સફળ થાત, હુ તેના ઉપયોગમા આવત

ઉતરાર્ધનો બીજો અર્થ પણ સભવે છે આ અર્થમા તેનો અન્વય આ પ્રમાણે થઇ શકે—**यमस्य यत् कर्त्तव्य (तत्) किंस्वित् मयाद्य करिष्यति ।** યમને જે કાર્ય કરવાનુ છે તે કાર્ય મારા વડે તે કરી શકશે કે કેમ ? પ્રથમ અર્થમા યમ પૂર્ણકામ, નિરપેક્ષ હોવાથી તેમને કોઇ કાર્ય કરવાનુ હતુ નહિ, બીજા અર્થમા યમને જે નિયત કાર્ય કરવાનુ છે તે મારી સહાયથી કરી શકશે ? જરા પણ નહિ તેમના એ નિયત કાર્યમા આ અજ્ઞાની નાનો બાળક શા ઉપયોગમા આવવાનો હતો ?

આ ઉપરાત એક ત્રીજો અર્થ પણ નીકળી શકે છે આ અર્થમા વાક્યને પ્રશ્નાર્થક અથવા સશયાર્થક ન લેતા નિશ્ચયાર્થક જ લેવાનુ છે વાક્યનો વિગ્રહ પણ **यमस्य यत् किंस्वित् कर्तव्य (तत्) मयाद्य करिष्यति** આ પ્રમાણે કરવાનો છે યમને જે કાઇ કરવાનુ છે તે મારી સાથે કરશે અહી જે કરવાનુ કાર્ય કહ્યુ તે બીજુ કશુ નહિ પણ ઉપનિષદમા આગળ નચિકેતાને આપેલુ તત્ત્વજ્ઞાન નચિકેતા એમ કહે છે કે હે પિતાજી, હુ આનન્દથી યમને ત્યા જઇશ અને યમને જે કરવાનુ છે તે મારી મદદથી કરશે, અર્થાત્ જે તત્ત્વજ્ઞાનનો ઉપદેશ જગતને આપવાનો છે તે મારા દ્વારા આપશે આ અર્થ લેવામા ઉપનિષદમા નચિકેતાને આપેલા તત્ત્વજ્ઞાનનુ સૂચન થાય છે

શકરાચાર્ય આ મત્રનો અર્થ નીચે પ્રમાણે આપે છે—

વાજશ્રવસે જ્યારે નચિકેતાને યમરાજાને ત્યા જવાને કહ્યુ ત્યારે તે ( નચિકેતા ) એકાતમા

શોક કરવા લાગ્યો, કે બહુ શિષ્યોમા અથવા પુત્રોમા હુ ઉત્તમવૃત્તિથી[1] અથવા તો મધ્યવૃત્તિથી–અધમવૃત્તિથી તો સર્વથા નહિ જ–હમ્મેશા રહેતો છુ, મે કોઈ દિવસ મારા પિતાની આજ્ઞાનો લોપ કર્યો નથી આવા પ્રકારનો મુખ્ય અને મધ્યમ વૃત્તિથી રહેનાર આ પુત્રને પિતાએ યમને ઘેર જવાનુ કહ્યુ ભલે, એ તો ઠીક, પણ મારા પિતાજી મને યમને આપીને શુ ફળ પ્રાપ્ત કરવાના છે, યમનુ શુ પ્રયોજન સિદ્ધ કરશે? યજ્ઞમા યમને ઉદ્દેશીને પુત્રનુ દાન કરવાનુ વિધાન નથી, તો મને યમને આપવાથી શો લાભ થવાનો છે? મને બીજા કોઇ બ્રાહ્મણને આપ્યો હોત તો કાઇ ફળ પણ મળત પણ આ વચનો પિતાજીએ ક્રોધમા કહ્યા છે તેમના વચનમા કઇ પણ સ્વારસ્ય નથી તો પણ મારે તો તેમની આજ્ઞા પાળવાની જ રહી આ પ્રમાણે નચિકેતા મનમા વિચાર કરવા લાગ્યો આ અર્થ પણ સગત છે

अनुपश्य यथा पूर्वे प्रतिपश्य तथापरे।
सस्यमिव मर्त्य पच्यते सस्यमिवाजायते पुन ॥ ६ ॥

અર્થ—તમારા પૂર્વજો કેવા હતા તે બરોબર વિચારો, હાલમા જે બીજા છે તેમનો પણ વિચાર કરો મનુષ્ય અનાજની માફક જીર્ણ થઇ નાશ પામે છે અને પાછો તેની માફક ફરીથી જન્મે છે

વિવેચન—પિતાનો ક્રોધ હવે શાન્ત પડ્યો અને ઘણા શોકાતુર થયા કે મે કઇ આ મારા પુત્રને યમને ઘેર જવાનુ કહ્યુ, અરરે, આ મે ક્રોધને વશ થઇ કેવી ગભીર ભૂલ કરી આ વિચારથી વાજશ્રવસ મનમા ઘણુ દુખી થયા અને તેમનુ મોઢુ ઉતરી ગયુ, હાથ પગ શિથિલ થઇ ગયા તેમણે વિચાર કર્યો કે જે વચનો મે નચિકેતાને કહ્યા છે તે વચનો મે ખરા હૃદયથી કહ્યા નથી પણ ક્રોધમા કહ્યા છે, તેથી તે વચનનુ બહુ મહત્ત્વ નથી, છતા પણ આ નચિકેતા ક્રોધમા બોલાએલા વચનને અનુસરીને જ યમરાજાને ત્યા જવા તત્પર થયો છે માટે લાવ તેને સમજાવુ કે આ મારા વચનો મારા હૃદયના ઉદ્‌ગારો નથી પણ ક્રોધનુ પરિણામ છે, માટે તારે યમરાજાને ત્યા જવાની જરા પણ જરૂર નથી, તારી આ તૈયારી છે તે બધ રાખ

નચિકેતા નાનો પણ ઘણો બુદ્ધિમાન્ બાળક હતો પિતાના વિચારોની અસર તેમના મુખ ઉપર પણ જણાવા લાગી તેમના મુખ ઉપર સર્વત્ર શોક પ્રસરી ગયો હતો અને મનમા જે ભાજગડ થતી હતી તેની રૂપરેખા પણ મુખ ઉપર ભાસવા લાગી આ સર્વ નચિકેતાએ જોયુ અને પિતાના વિચારે એકદમ કળી ગયો તેણે જાણ્યુ કે પિતાનો વિચાર હવે મને યમને ઘેર મોકલવાનો નથી થતો અને તેથી પોતાના વચનનો ભગ કરાવવો છે નચિકેતાને લાગ્યુ કે આ તો ખોટુ થાય છે, જગતને આ ખોટો આદર્શ મળે છે, માટે પિતાજીને સવિનય વિનતી કરૂ કે તમે તમારા વચનને બરોબર વળગી રહો અને આનન્દથી મને જવાની રજા આપો તેણે પ્રાર્થના

---

૧ શિષ્યોની ત્રણ પ્રકારની વૃત્તિ હોય છે મુખ્ય, મધ્યમ, અને અધમ ગુરુનુ ઇષ્ટ જાણીને ગુરુની આજ્ઞા વિના જ તે ઇષ્ટ સાધવાની વૃત્તિ તે મુખ્ય અથવા ઉત્તમ વૃત્તિ કહેવાય છે, ગુરુની આજ્ઞાથી જ તેમનુ ઇષ્ટ સાધવાની વૃત્તિ તે મધ્યમ વૃત્તિ કહેવાય છે, અને ગુરુની આજ્ઞા હોય છતા પણ તે ઇષ્ટ સાધવામા પ્રવૃત્તિ ન થાય ત્યારે તે વૃત્તિ અધમ કહેવાય છે નચિકેતાના કહેવાનો ભાવ એ છે કે હુ હમ્મેશા ઉત્તમ અથવા મધ્યમ વૃત્તિથી જ રહેલો છુ, અર્થાત્ મે તમારી આજ્ઞાનુ ઉલ્લઘન કોઇ પણ કાળે કર્યું નથી તો આ વખતે તમારી આજ્ઞાનુ ઉલ્લઘન શી રીતે કરી શકીશ? તાત્પર્ય એ કે આપની આજ્ઞા મારે સર્વથા માન્ય જ છે

કરી કે 'હે પિતાજી, તમારો ઉત્સાહ કેમ મંદ પડી ગયો ? તમે તમારો વિચાર ફેરવો છો કે શું ? તમે કોણ છો, કોના કુળમાં જન્મેલા છો, કોના ગર્ભવી છો એ સર્વ બાબતોનો જરા વિચાર તો કરો તમારા પિતા, પિતામહ અને તેમના પણ પૂર્વજોના પુણ્યચરિત તપાસો તેઓ પોતાના વચનોને સંપૂર્ણ માન આપતા અને કોઇ દિવસ તેનો લોપ કરતા નહિ જેના પૂર્વજો પોતાના વચનને દૃઢ વળગી રહેનારા હતા તેવા તમે આજે શું તમારા જ વચનનો ભંગ કરવા તત્પર થયા છો ? પૂર્વજોની વાત જવા દો તમારા સમકાલીન સંબંધીઓ અને બ્રાહ્મણોનો જ દાખલો તો લો અત્યારે તમને એવી એક પણ વ્યક્તિ મળશે કે જે પોતાના વચનનો ભંગ કરવા તૈયાર થાય ? જ્યાં વિશ્વનું વાતાવરણ જ આવું પવિત્ર છે ત્યાં તમે આવી મલિન ભાવના ક્યાંથી કરી રહ્યા છો ? આ બધું તમારી ધ્યાનમાં ન આવતું હોય તો મારી એક બીજી પ્રાર્થના કૃપા કરીને સાંભળો તમે એમ જાણતા હશો કે નચિકેતા યમને ઘેર ગયો એટલે એનું મરણ નીપજ્યું આ મરણની તમને બીક હશે પણ પિતાજી, મરણનો આટલો બધો ભય શા માટે ? જે મનુષ્ય છે તે જન્મવાનો અને વૃદ્ધ થઇ મરણ પામવાનો[1] જેમ વર્ષાકાળમાં વૃષ્ટિને લીધે બીજનો પ્રાદુર્ભાવ થાય છે તેમ ભગવાનની ઇચ્છાથી કે સંચિતકર્મને લીધે મનુષ્ય જન્મે છે જેમ બીજમાંથી થએલું ફળ પકવ થઇનાશ પામે છે તેમ મનુષ્ય પણ નાશ પામે છે મનુષ્યમાત્રને જન્મમરણની ઉપાધિ હોય છે જ તો આવા ક્ષણભંગુર દેહને માટે, આવા અનિત્ય જીવનને માટે, આટલો બધો શો આગ્રહ ? અરે ! એટલું જ નહિ પણ તેને માટે પાછો વચનનો ભંગ કરવો ! પિતાજી, તમે કોઇ દિવસ સાંભળ્યું છે કે વચનભંગ કરવાથી માણસ અમર થાય છે ? તમે આટલા બધા જ્ઞાની છો, છતાં પણ આવું કાર્ય કરવા કેમ તૈયાર થયા છો ? તમે તમારા કુલનો વિચાર કરો, મનુષ્યમાત્રની જન્મમરણની અનિવાર્ય દશાનો વિચાર કરો અને તમારા જ વચનને માન આપી મને યમને ત્યાં જવાની સત્વર આજ્ઞા આપો

ગોવિન્દલાલ

---

# આસંગિક નોંધ.

**બાલબોધિની**

અણુભાષ્યનું પ્રથમ મુદ્રણ કરવાનું માન બંગાળાની રોયલ એશીઆટિક સોસાયટીને ઘટે છે આ સોસાઇટીએ પોતાની બીબ્લીઓથીકા સીરીઝમાં ઇ સ ૧૮૯૮ ના લગભગમાં અણુભાષ્ય છાપ્યું તે પુસ્તકની અંગ્રેજી પ્રસ્તાવનામાં શ્રીમદ્ વલ્લભાચાર્યના વેદાન્તને દ્વૈતાદ્વૈત કહેવામાં આવ્યું છે તે ઉપરથી જણાય છે કે તે પુસ્તકના સંસ્કર્તાને સામ્પ્રદાયિક જ્ઞાન ન હતું નવ દસ વર્ષ પછી એટલે ઇ સ. ૧૯૦૭ માં રત્નગોપાલ ભટ્ટે બનારસ સંસ્કૃત સીરીઝમાં શ્રીપુરુષોત્તમજીના પ્રકાશ સહિત અણુભાષ્ય છાપ્યું અને સમ્પ્રદાયના અભ્યાસીઓને સારામાં સારી સુગમતા કરી આપી આ જ સમયથી પેટલાદનિવાસી ઇચ્છારામભટ્ટના પ્રદીપ સહિત અણુભાષ્ય છાપવાનું કાર્ય સમ્પ્રદાયના અદ્વિતીય વિદ્વાન્ શાસ્ત્રીજી મગનલાલને હાથે શરૂ થયું તેનો અઢી અધ્યાયવાળો પ્રથમ ભાગ બે વર્ષ ઉપર બહાર પડી ચૂક્યો છે, અને બીજો ભાગ હવે થોડા સમયમાં બહાર પડશે વિદ્યાવિલાસી ગોસ્વામિશ્રીગોકુલનાથજી મહારાજે પણ ત્રિસૂત્રી ઉપર પાંચ ટીકાઓ છાપી અધ્યયન કાર્યમાં સરલતા કરી આપી જ્યારથી એમ્ એ ની પરીક્ષાના અભ્યાસક્રમમાં અણુભાષ્યને સ્થાન આપવામાં આવ્યું ત્યારથી મુંબઇ સરકારની પણ કોઇ નવીન સંસ્કૃત ટીકા સહિત અણુભાષ્ય છપાવવાની ઇચ્છા થઇ આ કાર્ય પ્રથમ પંડિત મગનલાલ શાસ્ત્રીજીને આપવામાં આવવાનું હતું અને તેમને જ આપવું જોઇતું

---

1 જુઓ ગીતાજી जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।

હતુ-પણ કેટલીક અસહિષ્ણુ વ્યક્તિઓને લીધે તેમની સામે એવી દલીલ આણવામાં આવી કે તમે વલ્લભસમ્પ્રદાયના ચુસ્ત અનુયાયી છો તેથી અણુભાષ્ય ઉપરની ટીકામા પક્ષપાત કરશો, માટે તમને આ કામ સોપવામા આવતુ નથી આથી તે કાર્ય કેમ્બ્રિજ કૉલેજના વિદ્વાન પડિત શ્રીધર શાસ્ત્રી પાઠકને સોપવામા આવ્યુ આ શાસ્ત્રીએ અણુભાષ્યનુ મૂલ (Text) ઈ સ ૧૯૨૧ મા છપાવ્યુ, અને તેના ઉપરની બાલબોધિની ટીકા ઈ સ ૧૯૨૬ મા હમણાજ બહાર પાડી રા શ્રીધરશાસ્ત્રી શાકર છે અને તેથી વલ્લભસમ્પ્રદાયથી બરોબર માહીતગાર ન હોય એ સ્વાભાવિક છે છતા પણ તેમણે શાસ્ત્રીજી મગનલાલની મદદથી બાલબોધિની ટીકાના આરભમા સસ્કૃત ભાષામા લખાએલા ૫૫ પાનાના ઉપોદ્‌ઘાતમા વેદાન્તવિષયક અને સમ્પ્રદાયવિષયક જ્ઞાન સારામા સારી રીતે દર્શાવ્યુ છે, અને અમે સર્વને આ ઉપોદ્‌ઘાત આદિથી અત સુધી બરોબર વાચી જવાની ભલામણ કરીએ છીએ

ઉપોદ્‌ઘાતના આરભમા શુદ્ધાદ્વૈતમતનુ સ્વરૂપ આપવામા આવ્યુ છે પછી બ્રહ્મ, જીવ અને જગતનો સારામા સારો વિચાર આપ્યો છે પછી ભક્તિ અને તેના માહાત્મ્યનુ વર્ણન છે, પછી પુષ્ટિ અને મર્યાદાનો વિવેક સમજાવવામા આવ્યો છે પછી શાકર, રામાનુજ અને માધ્વમતનો સુદર ઉપન્યાસ છે અને તે ત્રણ મતોનુ વલ્લભમત સાથે કેટલુ સામ્ય છે અને કેટલુ વૈષમ્ય છે એ બતાવવામા આવ્યુ છે ત્યાર પછી શ્રીવલ્લભાચાર્યનુ જીવનચરિત આપવામા આવ્યુ છે તેમા શ્રીવલ્લભાચાર્યજીનો પ્રાદુર્ભાવ સવત્ ૧૫૨૯ મા થયો એ કન્નોલકર કલ્યાણભટ્ટનો મત પણ આપવામા આવ્યો છે શ્રીવલ્લભાચાર્યજીના વશમા અને સમ્પ્રદાયમા જે વિદ્વાન બાલકો અને વૈષ્ણવો થઇ ગયા છે તેમનો સક્ષિપ્ત ઇતિહાસ આપવામા આવ્યો છે અતમાં અણુભાષ્યના કર્તા બે છે એમ કહી શ્રીવલ્લભાચાર્યજીની વેદ ઉપરની શ્રદ્ધાના વખાણ કરવામા આવ્યા છે

ઉપોદ્‌ઘાતમા પ્રદીપકાર ઇચ્છારામ ભટ્ટ વિષે એક ભૂલ થએલી જોવામા આવે છે રા પાઠક શાસ્ત્રી લખે છે કે ઇચ્છારામ ભટ્ટ ભટ્ટ કુલના હતા અને ડાકોરના નિવાસી હતા પણ તે પ્રમાણે નથી ઇચ્છારામ ભટ્ટ પોતે નાગર બ્રાહ્મણ હતા એમ પેટલાદના લોકો કહે છે તેમનુ મૂળ ગામ પેટલાદ હતુ તેઓ ડાકોર વધારે જતા આવતા હોવાથી ત્યા તેમનુ સ્મારક કરવામા આવ્યુ હતુ

બાલબોધિની ટીકા તેના નામ પ્રમાણે સરલ છે અણુભાષ્ય ઉપરની ઘણી ખરી ટીકાઓ માથી સાર લેવામા આવ્યો છે પહેલા ભાગમા જે અશુદ્ધિ રહી ગઇ છે તેનુ શુદ્ધિપત્ર પણ આ ભાગમા છેડે આપવામા આવ્યુ છે પુસ્તકની કિમ્મત ત્રણ રૂપીઆ છે

\+ \+ \+ \+ \+ \+

**પોલ કેસનો નિર્ણય અને વૈષ્ણવસભાનુ કર્તવ્ય**

મુબઇમા દર અઠવાડીએ પ્રસિદ્ધ થતા પોલ પત્રમા ઘણા દિવસથી શ્રીમહાપ્રભુજી, શ્રીનાથજી અને વૈષ્ણવો ઉપર આક્ષેપો કરવામા આવતા હતા વૈષ્ણવો શ્રીમહાપ્રભુજી અને શ્રીનાથજીના ઉપર થતા આક્ષેપો ઠડે પેટે સાભળી રહ્યા પણ જ્યારે શ્રીદેવકીનદનલાલજી ઉપર અસહ્ય આક્ષેપો કરવામા આવ્યા ત્યારે તેમના સેવક શેઠ પ્રાગજી સુરજીને ઘણુ લાગી આવ્યુ અને પોલના અધિપતિ પગલ ઉપર પોલીસ કોર્ટમાં બદનક્ષી કરવા બદલ ફરીયાદ નોધાવી, સરકાર પાસે ન્યાય માગવા લાગ્યા સરકારે ન્યાય પણ આપી દીધો પાગલનો ત્રણસો રૂપીઓનો દડ કર્યો દડ આપી પાગલ છૂટી પણ ગયો

પાગલ એ કોઇ વિદ્વાન અને વિચારશીલ વ્યક્તિ નથી, કારણ કે જો તેનામા જ્ઞાન અને વિચારશક્તિ હોત તો શ્રીવલ્લભાચાર્યજી અને શ્રીનાથજીને માટે તો એક પણ અપશબ્દ વાપરત નહિ આ કારણથી જ સજ્જનો તેના બકવાટને માન અપતા ન હતા અને મૌન ધારણ કરી

રાખતા હતા આ મૌન યોગ્ય જણાય છે પણ તેનું પરિણામ સારૂં નથી જ્યારે ભવિષ્યની પ્રજા આવા ભૂતકાળના પત્રો વાચશે ત્યારે આખા સમ્પ્રદાયને માટે તે કેવો વિચાર કરશે? જેમ મહારાજ લાયબલ કેસનો દાખલો પગલે પગલે આપવામાં આવે છે તેમ ભવિષ્યના તોફાની વાદરાઓને આવા લખાણો એક નીસરણી જેવા થઈ પડશે આ પરિણામ જેવુ તેવુ નથી તેને અટકાવવાને માટે બે માર્ગ છે એક માર્ગ એ કે જે આક્ષેપો કરવામા આવ્યા હોય તેનો સપ્રમાણ પરિહાર કરી પુસ્તકરૂપે બહાર પાડવો બીજો માર્ગ એ છે કે આપણા વૈષ્ણવોની બાહ્ય અને આન્તર વૃત્તિઓને સમ્પૂર્ણ શુદ્ધ કરી નાખવી, અને એવુ ચારિત્ર્ય પ્રાપ્ત કરવું કે જગતની કોઈ પણ ભાવી પ્રજા આપણા ચારિત્ર્ય સામુ જોઇને જ એમ કહે કે આવા શુદ્ધ ચારિત્ર્યવાળા વૈષ્ણવસમાજમા દુરાચારને ક્યાથી સ્થાન મળી શકે? આવા પરપોના સમ્પ્રદાયમા પાગલ જણાવે છે એવા કૃત્યો શી રીતે સભવી શકે? માટે પાગલને ત્રણસો રૂપીઆની સજા થઈ ને આપણો વિજય થયો જ ગયો એવી ભાવના રાખીને શાન્ત બેસી રહ્યા કરતા ઉપર જણાવેલા બન્ને માર્ગો સ્વીકારવાની ખાસ જરૂર છે, અને જો તે પ્રમાણે કરવામા નહિ આવે તો પરિણામ ઘણુ ખરાબ આવશે એમ ઐતિહાસિક વિદ્વાનો અનુમાન બાંધે છે

આપણી વર્તમાન સ્થિતિ ઘણી દયાજનક છે આપણા માર્ગના સિદ્ધાન્તો કયા અને આપણે કયા? પથી ગયા અને પગના રહ્યા એ ન્યાય ક્ષણે ક્ષણે યાદ આવે છે આવી અવસ્થામા પણ આપણી આ નિસ્સાધન દશાનો વિચાર કરીને શ્રીકૃષ્ણ પ્રભુને શરણે અને તે સિદ્ધ કરવા શ્રીમહાપ્રભુચરણને શરણે જઇએ તો જ આપણો ઉદ્ધાર છે પ્રાકૃત મનુષ્યને માટે શ્રીમહાપ્રભુજીએ જણાવેલા જીહ્વા અને ઉપસ્થના દોષમાથી મુક્ત થઇ, બાહ્ય આડમ્બરનો ત્યાગ કરી ભક્તિપૂર્ણ જીવન ગાળવાનો અવસર જ્યારે પ્રાપ્ત થશે ત્યારે જ આપણે ખરેખરા નિર્ભય-અકુતોભય-મનીશુ, ત્યારે પ્રવાહની ઉપાધિઓથી મુક્ત થઇશુ જેમ જેમ આપણે બહિર્મુખ થતા જઇએ છીએ તેમ તેમ આપણે દુ:ખને નોતરીએ છીએ, જીવનને દુ:ખમય બનાવીએ છીએ, અને તત્ત્વજ્ઞાનની દૃષ્ટિથી વિચારીએ તો આત્મઘાતી બનીએ છીએ વૈષ્ણવ સપ્રદાયમા રહેવાનો આપણે દાવો કરતા હોઇએ અને સાથે સાથે આવા આત્મઘાતી બનીએ તો આપણામા અને પશુમા શો તફાવત? જે આક્ષેપો શ્રીમહાપ્રભુજી અને શ્રીનાથજી ઉપર કરવામા આવ્યા છે તેનુ એક કારણ આપણે પણ છીએ એમ શુદ્ધ અન્તઃકરણથી વિચારીશુ તો જણાયા વગર રહેશે નહિ શ્રીમહાપ્રભુજીના સિદ્ધાન્તથી આપણે જેટલા વિમુખ બન્યા, શ્રીમહાપ્રભુજીની આજ્ઞાનો જેટલો આપણે ભગ કર્યો તેટના જ પ્રમાણમા આપણે શ્રીમહાપ્રભુજી અને શ્રીનાથજીના અપમાનમાં સાધનભૂત થયા છીએ આનુ આપણે પ્રાયશ્ચિત કરવુ જોઇએ અને તે પ્રાયશ્ચિત્ત શ્રીમહાપ્રભુજીના સિદ્ધાન્તો અને આજ્ઞાનું પાલન કરે જ સિદ્ધ થાય, અન્યથા નહિ

મહારાજશ્રી અને વૈષ્ણવોનો ગુરુ શિષ્યનો સબધ છે એ નિર્વિવાદ છે શિષ્યોનો ઉદ્ધાર શી રીતે થાય તે ગુરુએ વિચારવાનુ છે શિષ્યોએ પણ ગુરુના પ્રતિ સદ્ભાવના જ રાખવાની છે બન્નેમાથી એકને ધર્મથી પતિત થવાનો પ્રસગ આવે તો બીજાએ યોગ્ય મદદ આપી બચાવ કરવાનો છે વૈષ્ણવો જો ધર્મભ્રષ્ટ માલમ પડે તો મહારાજશ્રીઓની તેમને કટુભાષમા પણ સત્ય કહેવાની અને સન્માર્ગે લઇ જવાની ફરજ છે મહારાજશ્રીઓના વિષયમા કાઈ પણ કહેવાનુ હોય તો વૈષ્ણવોએ પણ સવિનય વિજ્ઞપ્તિ કરવાની છે આ વિષયમા વિદ્યાવિલાસી ગોસ્વામી શ્રીગોકુલનાથજીનો ઉપદેશ ધ્યાનમા રાખવા જેવો છે મહારાજશ્રી આજ્ઞા કરે છે કે 'તેમની (વૈષ્ણવોની) કહેવાની અને અમારે સાભળવાની ફરજ છે, કારણ કે બાળકને પણ સાભળવુ જોઇએ' (ચાતુ ભાગ, પૃ ૩૬) મહારાજશ્રીએ નિષ્પક્ષપાતપણે

પોતાનો અભિપ્રાય આપ્યો છે એ જાણી અમને ઘણો હર્ષ થાય છે આવી જ ભાવના જ્યારે સર્વના હૃદયમા ઉત્પન્ન થશે ત્યારે આપણે નિર્ભયતાને પથે ચઢીશુ

અતમા એટલુ જ કહેવાનુ કે જો આપણે શ્રીમહાપ્રભુજીના [1]શિક્ષાશ્લોકોનુ સતત ધ્યાન ધરીશુ તો આપણને કોઇ પણ પ્રકારનો ભય નથી

\+ + + + + +

કેટલાક સમયથી પદ્મનાભજી નામના એક શાકર પડિત શુદ્ધાદ્વૈત વિષેનુ પોતાનુ અજ્ઞાન વારવાર બતાવ્યા કરે છે જ્યાં સભા ભરાઇ હોય અને પદ્મનાભજીને બોલવાનો પ્રસગ મળ્યો હોય તો એકદમ અભિપ્રાય આપી દેશે કે શુદ્ધાદ્વૈત વેદાન્તમા વેદવિરુદ્ધ ગપાટા બહુ છે અને તેથી સજ્જનોએ તેનો તિરસ્કાર કરવો જોઇએ આટલાથી સતોષ ન પામતા તેમણે એક પત્રિકા કાઢીને જણાવ્યુ કે મારે જાહેર રીતે વલ્લભાચાર્યના મતનુ ખડન કરવુ છે તો તે મતનો કોઇ પણ વિદ્વાન્ મારી સાથે શાસ્ત્રાર્થ કરવા તૈયાર થઇ જાય આ પત્રિકા વાચી ગ ત્રિકમદાસ ચકુભાઇ મગનલાલ શાસ્ત્રી પાસે ગયા અને પત્રિકા વચાવી શાસ્ત્રીજીએ પણ તેજ વખતે શાસ્ત્રાર્થ કરવાની પત્રિકા બહાર પાડી તે પત્રિકા નીચે છાપવામા આવી છે

---

॥ श्रीमद्वल्लभाधीश्वरो विजयतेतमाम् ॥

## पण्डित पद्मनाभजीने उत्तर.

૧ હુ પારમ્પર્યથી શુદ્ધાદ્વૈત સમ્પ્રદાયાનુસારી છુ, અને શ્રી ૧૦૮ મદનમાચાર્યજીના અણુભાષ્યને સર્વ ભાષ્યમા ઉત્કૃષ્ટ સિદ્ધ કરવાને સદૈવ સજ્જ છુ

૨ જો પ પદ્મનાભજી શ્રીમદણુભાષ્યમા કોઇ પણ અનુપપત્તિ સત્યશોધન બુદ્ધિએ દર્શાવશે તો હુ તે સર્વે અનુપપત્તિનો સપ્રમાણ પરિહાર કરીને શ્રીમદ્ભાષ્યકાર શ્રીવલ્લભાચાર્યજીના અણુભાષ્યનુ મણ્ડન કરી આપીશ

૩ શાસ્ત્રાર્થ માટે યોગ્ય સ્થળ મુમ્બાઇ જ રહેશે અને માર્ચની ૧૧ મીથી જૂનની ૧૯ મી પર્યન્તના જે અનુકૂલ દિવસો પ પદ્મનાભજી દર્શાવશે તે દિવસો મારે પણ અનુકૂલ રહેશે

૪ આ શાસ્ત્રાર્થ છે, વિતણ્ડા નથી, તેથી એક યોગ્ય મધ્યસ્થ પ પદ્મનાભજી નિયોજશે કે તરતજ એક યોગ્ય મધ્યસ્થનુ નામ હુ આપીશ, અને તે બે મધ્યસ્થ સભાપતિત્વે શાસ્ત્રાર્થનુ સર્વ પ્રકારે નિયન્ત્રણ કરશે

પુના મિટિ, ૮૧૧, રવિવાર પેઠ<br>૪૮-૫૨, ત્રીજો ભોઇવાડો, મુમ્બઇ ૨<br>તા ૧૧-૧-૧૯૨૬

મગનલાલ ગણપતિરામ શાસ્ત્રી.

આ ધર્મવીરતાના કાર્યને માટે આખો વૈષ્ણવસમાજ શાસ્ત્રીજીને આભારી છે

\+ + + + + +

તા ૨૦-૨-૨૬ના સાજવર્તમાનમા 'પુષ્ટિમાર્ગે ગુમાવેલા શાસ્ત્રીઓ' એ નામનો લેખ વાચવામા આવ્યો તે લેખ ઉપરથી જણાયુ કે નાથદ્વારમાથી પ્રધાન શાસ્ત્રીને લીધે અનુક્રમે ત્રણ

---

[1] यदा बहिर्मुखा यूय भविष्यथ कथचन । तदा कालप्रवाहस्था देहचित्तादयोप्युत ॥ सर्वथा भक्षयिष्यन्ति युष्मानिति मतिर्मम । न लौकिक प्रभु कृष्णो मनुते नैव लौकिकम् ॥ भावस्तत्राप्यस्मदीय सर्वस्वश्चैहिकश्च स । परलोकश्च तेनाय सर्वभावेन सर्वथा ॥ सेव्य स एव गोपीशो विधास्यत्यखिल हि न ॥

શાસ્ત્રીઓને જવું પડ્યું પ્રથમ સામ્પ્રદાયિક પંડિત બાલશાસ્ત્રીએ રાજીનામું આપ્યું. ત્યાર પછી પંડિત મહાનંદ ઝાએ અને પંડિત પુરશોત્તમશર્માએ રાજીનામું આપ્યું આ તો નાથદ્વારની વાત.

હવે વાત રહી કામવનના વિદ્યાવિભાગની લેખક જણાવે છે કે આ વિદ્યાવિભાગમાંથી રા૦ વસંતરામ શાસ્ત્રી, પંડિત વામનાચાર્ય ક્ષીરસાગર અને પંડિત જગન્નાથ એ ત્રણ વ્યક્તિઓએ રાજીનામું આપ્યું છે

લેખક જે બનું ઉપર જણાવે છે તે જો સત્ય હોય તો અમને ઘણો શોક થાય છે પ્રથમ જ્યારે મહારાજશ્રીઓ પાસે શાસ્ત્રીઓ ન હતા ત્યારે સામ્પ્રદાયિક જ્ઞાનનો પ્રચાર ઘણો જ થોડો થતો આથી સર્વને જણાયું કે શાસ્ત્રીઓ જો મહારાજશ્રી પાસે રહે અને સામ્પ્રદાયિક જ્ઞાન આપે તો વસ્તુસ્થિતિ સુધરે આ વાત મહારાજશ્રીઓને ગળે ઉતરી અને શાસ્ત્રીઓ રાખવાનો પ્રબંધ શરુ કર્યો. શાસ્ત્રીઓ આવ્યા, પણ દિવસ જતા અધ્યાપનનું કાર્ય ભૂલવા લાગ્યા અને નાના રાજ્યોમાં જેમ ખટપટો હોય છે તેમ મહારાજશ્રીના કર્ણેજપ થઇને રહ્યા જો વિદ્યાને માટે જ શાસ્ત્રીઓ રાખવામાં આવે છે તો વિદ્યા સિવાયની બીજી સર્વ વસ્તુઓમાં તેમણે શા માટે ભાગ લેવો જોઇએ? અને જો અન્ય વિષયમાં ભાગ લે તો શાસ્ત્રીઓ રાખવાનું મૂળ પ્રયોજન ક્યાં રહ્યું? કેટલેક સ્થળે તો શાસ્ત્રી મહારાજશ્રીના ખાનગી કારભારી (Private Secretary) અને મંદિરની આન્તર અને બાહ્ય વ્યવસ્થા રાખનાર હોય છે પોતાનો વિષય ત્યજી બીજા વિષયમાં પ્રવેશ કરવામાં આવે તો પરિણામ સર્વથા સારું નથી આવતું માટે અમે એવું ઇચ્છીએ છીએ કે વિદ્વાન્ શાસ્ત્રીઓ યુક્તિઓ છોડી દઇ પરસ્પર મિત્રભાવના રાખી પોતાના વિષયમાં જ રચ્યા પચ્યા રહે પરમાત્મા અમારી આ અભિલાષા પૂર્ણ કરે

## એક શંકા.

પુષ્ટિસુધા પુસ્તક ૩ અંક ૮-૯, પૃ૦ ૩૩ ઉપર શ્રીગોકુલનાથજીનો પત્ર પ્રકટ થયો છે તેમાં આપશ્રીએ સાક્ષાત પત્રદ્વારા, સ્વપ્નદ્વારા અને સેવકદ્વારા, ભગવદંગીકાર લખ્યો છે, પરંતુ પત્રનું કારણ શ્રીબાળકૃષ્ણલાલજીના પૌત્ર શ્રીયદુપતિજીને એ સંબંધી શંકા થવાનું જણાવેલું છે પણ શ્રીગોકુલનાથજીની સલાહ શ્રીગિરિધરજી દરેક પ્રસંગે લેતા શ્રીગોકુલનાથજીની આજ્ઞાને દરેક ઘરના બાલક સ્વીકારતા અને તેથી શ્રીયદુપતિજી પણ સ્વીકારતા હોવા જોઇએ છતાં પણ શ્રીયદુપતિજીને આ વિષયમાં શંકા થવાનું શું કારણ હશે તે કોઇ જણાવશે?

લિ૦
જિજ્ઞાસુ વૈષ્ણવ

---



॥ श्रीकृष्णाय नम ॥
॥ श्रीगोपीजनवल्लभाय नम ॥
॥ श्रीमदाचार्यचरणकमलेभ्यो नम ॥

क्वेमा स्त्रियोवनचरीर्व्यभिचारदुष्टा कृष्णे क्व चैष परमात्मनि रूढभाव ।
नन्वीश्वरोनुभजतोविदुषोपि साक्षाच्छ्रेयस्तनोत्यगदराज इवोपयुक्त ॥

# पुष्टिसुधा

પુસ્તક ૫ { સંવત્ ૧૯૮૨ ચૈત્ર શુક્લ ૧૫ } અંક ૭-૮




પરિવેષ્ટા

વે. શા. સં. મગનલાલ ગણપતિરામ શાસ્ત્રી
એમ્. એ., બિ. ઇ. એમ્. એમ્. ટિ. બિ.,
એમ્. આર્. એ. એસ્. (બૉ.) પુના સિટિ

મુદ્રક

ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયક
શ્રી 'અનાવિલ બન્ધુ' પ્રિ. પ્રેસ
ખરાનપુરી ભાગોળ સુરત

તન્ત્રી

ગોવિન્દલાલ હરિગોવિન્દ ભટ્ટ એમ્. એ.
વડોદરા
વાર્ષિક ન્યોછાવર રૂ. ૨-૪-૦

પ્રકાશકતન્ત્રી

ઉજમશી બાપુજી કાપડીઆ બી. એ.
"પુષ્ટિસુધા" કાર્યાલય, ધંધુકા
છુટક અંકના ૦-૪-૦

# ગ્રાહકોને વિજ્ઞપ્તિ.

૧ આ અંક મળે કે તરત જ નોછાવર મોકલી આપવું

૨ આવતો અંક બે માસનો ભેગો કાઢવામાં આવશે જેમનું નોછાવર આવી ગયું નહિ હોય તેમને આ અંક વી પી થી મોકલવામાં આવશે

૩ હવેથી ગ્રાહકોના સરનામા સાથેના નામ છપાવવાના છે, તેથી જેમના સરનામામાં ફેરફાર થયો હોય તેમણે પ્રકાશકત્રીને સત્વર ખબર આપવી

૪ કેટલાક માસોથી માસિકની અનિયમિતતા ચાલતી હતી, પણ હવેથી તેને બહુ જ નિયમિત રીતે પ્રકટ કરવામાં આવશે

---

# પ્રાસંગિક નોંધ

**અ. સૌભાગ્યવતી કમલા (મહાત્મા)**

અમને જણાવતા અત્યંત ખેદ થાય છે કે પુષ્ટિસુધાના પરિપોષ્ટા અને સંપ્રદાયના અગ્રણી શાસ્ત્રીજી મગનલાલ ગણપતિરામના ધર્મપત્ની અ. સૌ. ભગવતી કમલા ઉર્ફે મહાત્મા વૈશાખ શુક્લ પ્રતિપદાને દિવસે સાંજના આઠ વાગે ભગવચ્ચરણારવિંદમાં પ્રાપ્ત થયા છે અને તેમનો એકનો એક પુત્ર વૈશાખ શુક્લ તૃતીયાને દિને હરિશરણ થયો છે. આ દુ:ખદ સમાચાર સાંભળી કયા વૈષ્ણવનું હૃદય નહિ દ્રવે?

વૈષ્ણવોમાં ભગવતી કમલા 'મહાત્મા'ના નામે ઓળખાતા હતા તેમનું જન્મ સંવત્ ૧૯૪૫ ના આસો સુદિ ૩ ને દિવસે અમદાવાદમાં વ્યાસ મૂળશંકર પીતાંબરને ત્યાં થયું હતું તેમનું કુટુંબ ઘણું મોટું હતું તેમને આઠ ભાઈઓ અને ત્રણ બહેનો હતી બાલ્યાવસ્થામાં પ્રાથમિક કેળવણી લીધા પછી સંવત્ ૧૯૫૮ માં તેમના લગ્નનો શુભ અવસર પ્રાપ્ત થયો આ સમયે આપણા શાસ્ત્રીજીના પ્રથમ ધર્મપત્ની હરિશરણ થઈ ગયા હતા અને તેઓ પાનસે કનેકટરી સાથે રહી વિરક્ત જીવન ગાળતા હતા, અને સંપ્રદાયના સાહિત્યમાં અગ્ર સ્થાન ભોગવતો 'શુદ્ધાદ્વૈતસિદ્ધાન્ત પ્રદીપ' નામનો ગ્રન્થ લખતા હતા તેમનો ફરીથી પરણવાનો વિચાર ન હતો, પણ માતાપિતાના સ્વાભાવિક આગ્રહથી અને પાનસે કલેક્ટર અને કેટલાક વૈષ્ણવોની યોગ્ય શિખામણથી તેમના વિચારો કેટલેક અંશે ફર્યા અને આ ઉપકારનો અલભ્ય લાભ ભગવતી કમલાને મળી ગયો, અને ૧૯૫૮ ના વૈશાખ શુક્લ અષ્ટમીને દિવસે તેઓના લગ્ન થયા લગ્ન પછી તરત જ મહાત્માએ રાજનગરવાળા નિત્ય લીલાસ્થ ગોસ્વામિશ્રી વ્રજનાથજી પાસે બ્રહ્મસંબંધ લીધું, અને ત્યારથી તેમને ધીમે ધીમે ભગવન્માર્ગમાં અભિરુચિ થવા લાગી સંવત્ ૧૯૬૩ માં તેમણે શ્રીનાથજી વગેરે સ્થળોએ યાત્રા કરી ત્યાર પછી તેમને ત્યાં પુત્રીનું જન્મ થયું સંવત્ ૧૯૬૮ના પોષના પ્રથમ




॥ यमेवैष वृणुते तेन लभ्य ॥

# પુષ્ટિસુધા

પુસ્તક ૫. } ચૈત્ર શુકલ ૧૫, સંવત્ ૧૯૮૨ { અંક ૭

## ત્રિવિધનામાવલી.

ઉપર આપણે જોયું કે શ્રીકૃષ્ણ જ પરબ્રહ્મ છે અક્ષર અને પુરુષોત્તમરૂપે પણ તે જ છે લોક અને વેદમાં પ્રસિદ્ધ અને તે બેનાથી અતીત પણ તે જ છે હવે તે જ શ્રીકૃષ્ણ જુદા જુદા અંશો વડે અવતારલીલા પણ કરે છે એમ દર્શાવતા શ્રીમહાપ્રભુજી તેમના જૂદાં જૂદાં નામો આપે છે

**યદુકુલચૂડામણયે નમ ॥ ૪॥**

અર્થ—યદુકુલના ચૂડામણિને—શિરોમણિને—નમસ્કાર

વિવરણ—ભગવાને મથુરામા અને દ્વારિકામા જે જે લીલા કરી તે સર્વ લીલા નિત્ય જ છે એમ બતાવવા 'મૂલરૂપ ભગવાનનું આ—યદુકુલચૂડામણિ–નામ છે જો આ પ્રમાણે ન માનીએ તો હમણા ભગવાનનું પ્રાકટ્ય નથી થયુ તે છતાં પણ તેમના આ નામનુ નિરૂપણ શ્રીમહાપ્રભુજી શી રીતે કરી શકે? શ્રીમહાપ્રભુજી ત્રિવિધનામાવલીમા ભગવાનની લીલા દર્શાવનારા નામો સમયના ક્રમ પ્રમાણે આપે છે હજુ તો ભગવાનનું પ્રાકટ્ય પણ નથી થયુ–પ્રાકટ્ય દર્શાવનારૂ નામ પણ નથી આવ્યુ–તે પહેલાં યદુકુલચૂડામણિ નામ શી રીતે સંભવી શકે? આનો ઉત્તર એટલો જ કે ભગવાનની મથુરાલીલા અને દ્વારિકાલીલા નિત્ય છે અને તેથી પ્રાકટ્યની પહેલા યદુકુલચૂડામણિ નામ આપવામા કોઇ પણ પ્રકારનો વાધો આવતો નથી આથી એવું સિદ્ધ થાય છે કે જેમ લોકવેદાતીત સ્વરૂપમા વ્રજપતિ, નન્દનન્દન, યશોદોત્સંગલાલિત વગેરે નિત્યલીલાન્તપાતી સર્વ નામોનો ભાવ નિત્ય છે તેમ લોકવેદપ્રસિદ્ધ સ્વરૂપમા પણ યદુકુલચૂડામણિ વસુદેવદેવકીનન્દન વગેરે નામોનો ભાવ પણ નિત્ય છે યોગમાયાના સંબંધમા ભગવાનના **યદૂનાં निजनाथानाम्** (૧૦–૨–૬)–મારા નાથ યદુઓના–એ વચનો પણ ઉપરના મતને જ પોષણ આપે છે કારણ કે નાથત્વ પ્રાકટ્ય પછી જ સંભવી શકે, છતા પણ પ્રાકટ્ય પહેલા નાથ રની–નાથની ભાવનાની વાત કહી છે, અર્થાત્ યદુકુલચૂડામણિનો ભાવ મૂલરૂપ ભગવાનમા નિત્ય છે આજ અર્થનો સ્ફોટ દશમ સ્કંધના ત્રીજા અધ્યાયમા આવેલી વસુદેવજીની સ્તુતિમા જોવામા આવે છે અને તે સ્ફોટનું સુંદર વિવેચન **स एष स्वप्रकृत्येदम्** (૧૦–૩–૧૪) એ શ્લોકના શ્રીસુબોધિનીજીમા કરવામા આવ્યુ છે

ભગવાનને યદુકુલશિરોભૂષણ–મસ્તકના અલંકાર–કહેવાથી એમ માલમ પડે છે કે રાજ્યમ ભક્તોનો નિરોધ કરનારી રાજલીલા પણ નિત્ય જ છે **जयति जन०** એ શ્લોકમાં **जयति** પદથી પણ સર્વ લીલાઓ નિત્ય છે એમ બોધ થાય છે મણિ જેમ મણિવાળા માણસનો ઉત્કર્ષ

બતાવે છે તેમ ભગવાન્ પણ યદુકુલનો ઉત્કર્ષ બતાવે છે આ પ્રમાણે આ નામમા **यदोश्च धर्मशीलस्य** (૧૦-૧-૨) થી આરંભીને તે **मायामनुष्यस्य वदस्व विद्वन्** (૧૦-૧-૭) એ શ્લોક સુધીમાના પ્રશ્નના સર્વચરિત્રોની પ્રસ્તાવના કરવામા આવી છે આથી એટલુ તો સિદ્ધ થાય છે કે પૂર્ણ પુરુષોત્તમના જ જૂદા જૂદા વ્યૂહાંશો વડે જૂદા જૂદા કાર્યો થાય છે અને તેથી તેમના જૂદા જૂદા નામો પડે છે ૪

હવે શ્રીમહાપ્રભુજી પ માવતારના ચરિત્રોનો ઉપક્રમ દર્શાવનાર નામ આપે છે -

**वसुदेवनन्दनाय नम ॥ ५ ॥**

અર્થ—વસુદેવના નંદનને નમસ્કાર ૫

વિવરણ—આ પણ નિત્ય મૂળરૂપ જ નામ છે, કારણ કે શ્રીમદ્ભાગવતમા **वसुदेवगृहे साक्षात् जनिष्यते** (૧૦-૧-૨૩), વસુદેવને ઘેર સાક્ષાત્ જન્મ લેશે, એ શ્લોકમા સાક્ષાત્ શબ્દનો પ્રયોગ કરવામા આવ્યો છે જો મૂળરૂપનુ નામ ન હોય તો સાક્ષાત્ શબ્દ શી રીતે વાપરી શકાય? આ જ મૂળરૂપ ભગવાન્ **आविवेशांशभागेन मन आनकदुन्दुभे** (૧૦-૨ ૧૬)-ભગવાને વસુદેવના મનમા અંશભાગ વડે પ્રવેશ કર્યો-એ શ્લોકની પછી વસુદેવના નન્દન થયા એ ભાવી અર્થનુ પણ સૂચન અહીં થાય છે આથી જ વસુદેવને પરમાનન્દ આપનાર એવી કોઈ અનિર્વચનીય અલૌકિક શોભાનો ઉલ્લેખ **स बिभ्रत्पौरुषं धाम** (૧૦-૨-૧૭) એ શ્લોકમા કરવામા આવ્યો છે નન્દનનો અર્થ પુત્ર અથવા તો આનન્દકારક થઈ શકે છે ભગવાન્ જ્યા જ્યાં પ્રકટ થાય છે ત્યા ત્યા પોતાના આધારભૂત શુદ્ધસત્ત્વ નામના અલૌકિક નિત્ય ગુણ સાથે જ પ્રકટ થાય છે જેમ લોકમા રાજા કે કોઈ મહાનુભાવી પુરુષ જ્યા જાય છે ત્યા પોતાના આસન સહિત જાય છે તેમ ભગવાન્ પણ જે સ્થળે જવાના હોય છે તે સ્થળે પોતાના શુદ્ધસત્ત્વ નામના આસનને લઈને જ જાય છે તાત્પર્ય એ કે જેમ કોઈ મહાપુરુષ આવવાના હોય છે અને તેમને માટે બધી જગ્યા સ્વચ્છ કરી નાખવામા આવે છે તેમ ભગવાન્ જ્યા પધારવાના હોય છે તે સ્થળે પ્રથમ શુદ્ધિ રાખવામા આવે છે અર્થાત્ જ્યા શુદ્ધિ—સત્ત્વશુદ્ધિ—હોય છે ત્યા જ ભગવાન્ પધારે છે આથી જ સત્ત્વશુદ્ધિને ભગવાનનો આધાર અને નિત્ય અલૌકિક ગુણ કહેવામા આવે છે વસુદેવજી શુદ્ધસત્ત્વ છે તેથી જ ભગવાનનો પ્રાદુર્ભાવ ત્યા થાય છે શુદ્ધસત્ત્વ ગુણ નિત્ય છે તેથી વસુદેવનન્દનનો ભાવ પણ નિત્ય છે જો આમ ન સ્વીકારીએ તો પ્રાકટ્ય થવા પહેલા વસુદેવનન્દનનો ભાવ શી રીતે કહી શકાય?

હવે અવતારનુ પ્રયોજન બતાવનાર નામ આપવામા આવે છે —

**भूमिक्लेशभारहाराय नम ॥ ६ ॥**

અર્થ—ભૂમિના ક્લેશ અને ભારના હરનારને નમસ્કાર

વિવરણ—ભૂમિ એ ભગવાનની ભક્ત છે. ભક્તોનો ક્લેશ ભગવાનના સાક્ષાત્ પૂર્ણ પ્રાકટ્ય સમયે તેમના ચરણારવિંદના સબંધથી દૂર થઈ જાય છે એમ વિગણુલીના ઉપરથી સ્પષ્ટ સમજાય છે ભગવાનના અવતારોનુ જો કોઈ પણ પ્રયોજન હોય તો તે ભક્તોનો ક્લેશ નિવૃત્ત કરવાનુ છે ભક્તોના ક્લેશની નિવૃત્તિ ભગવાન્ પોતાના સ્વરૂપ વડે જ કોઈ પણ સાધનની અપેક્ષા રાખ્યા વગર કરે છે.[1]

---

[1] ગ તેલીવાળાએ પ્રસિદ્ધ કરેલી નિરિધ નામાવલી ઉપરની શ્રીગોકુલોત્સવજીની ટીકામા નીચે પ્રમાણે વાક્ય છે भूमे क्लेशनिवृत्तिस्वरूपेण । भारहरण सकर्षणांशेनेति विवेक । આ વાક્યો જેમના છે તેમનાં તેમ રાખીએ તો કોઈ પણ પ્રકારનો અર્થ નીકળતો નથી, માટે ખરો પાઠ નીચે પ્રમાણે હોવો જોઈએ भूमे क्लेशनिवृत्ति स्वरूपेण । भारहरण सकर्षणांशेनेति विवेक ।

અને ભારનુ હરણ સંકર્ષણાંશ વડે કરે છે એ વિવેક પણ ખાસ ધ્યાનમા રાખવા જેવો છે આ નામમા **गौर्भूत्वाश्रुमुखी खिन्ना** (૧૦-૧-૧૮) એ શ્લોકથી આરંભીને **पुरैव पुंसावधृतो धराज्वर** (૧૦-૧-૨૨) એ શ્લોક સુધીમા જણાવેલા ઉદ્યમનુ સૂચન થાય છે ૬

હવે ભગવાનનુ જ્ઞાન આપનારૂ નામ આપવામા આવે છે —

**पुण्यश्रवणकीर्तनाय नम** ॥ ૭ ॥

અર્થ—પુણ્ય છે શ્રવણ અને કીર્તન જેમનુ એવા ભગવાનને નમસ્કાર

વિવરણ—પુણ્ય એટલે ભાગ્યરૂપ, પાપનિવર્તક, પાપનો નાશ કરનાર **गां पौरुषी मे श्रृणुतामरा** (૧૦-૧-૨૧) એ શ્લોકથી આરંભીને ભગવાનના વાક્યોનુ શ્રવણ થયા પછી થએલુ કીર્તન, બ્રહ્માનુ દેવો અને ભૂમિ પ્રતિ તેનુ કથન, તેઓનુ તે વાક્યોનુ શ્રવણ અને ફરીથી કીર્તન—આ સર્વથી ભૂમિના ભાગ્યનુ અભિનન્દન સ્પષ્ટ જણાય છે શ્રીસુબોધિનીજીમા પણ કહેવામા આવ્યુ છે કે 'આ વૃત્તાન્તથી ભૂમિ કૃતાર્થ થઇ' કોઇને એમ શંકા થાય કે આમા ભૂમિના ભાગ્યનુ અભિનન્દન શી રીતે આવ્યુ, આમા ભૂમિની કૃતાર્થતા, સફલતા, ક્યાથી સિદ્ધ થઇ ? આના જવાબમા જણાવવાનુ કે પહેલા ભગવાનનુ ભૂમિ ઉપર આગમન જ અસંભવિત હતું એટલે ભૂમિને કોઈ પણ પ્રકારનો આનંદ શી રીતે હોઇ શકે ? પણ જ્યારે ભૂમિએ જાણ્યુ કે હવે ભગવાનનુ આગમન થયુ ત્યારે તેના આનન્દનો પાર ન રહ્યો અને તે વિચાર કરવા લાગી કે હવે મારો ભાર દૂર થઇ જશે આથી જ ભૂમિના ભાગ્યનુ અભિનન્દન યુક્ત છે ૭

પછીથી બ્રહ્મા દ્વારા દેવોને ખબર આપ્યા પછી ભગવાને પણ સાક્ષાત્ વસુદેવમા પ્રવેશ કર્યો અને તેમના દ્વારા દેવકીમા પ્રવેશ કર્યો એમ બતાવવાને નીચેનું નામ આપવામાં આવ્યુ છે—

**कलिमलसंहतिकलनयशःपुञ्जाय नम** ॥ ૮ ॥

અર્થ—કલિરૂપ-પાપરૂપ-કંસનો મલ-પાપરૂપ દુષ્ટ ભાવ-તેનો સારી રીતે નાશ કરી શકે એવો છે યશ પુંજ જેનો એવા ભગવાનને નમસ્કાર

અથવા કલિના મલની સંહતિ-સમૂહ-તે કલન-નાશ કરનાર-છે યશ પુંજ જેનો એવા ભગવાનને નમસ્કાર

વિવરણ—જ્યા સુધી વસુદેવ અને દેવકીમા ભગવાનનો પ્રવેશ થયો ન હતો ત્યા સુધી તે બેને કંસના તરફનો ઘણો ભય રહેતો હતો તેઓને સદા એવીજ બીક રહેતી કે હમણા કંસ આવશે અને અમને દુઃખ દેશે આ ચિન્તાથી તેમના ઉપરથી તેજ ઉડી ગયુ હતુ અને મોઢુ ઘણુ ફીકુ પડી ગયુ હતુ પણ જ્યારે ભગવાને સાક્ષાત્ પ્રવેશ કર્યો ત્યારે વસુદેવ અને દેવકીના મુખ અને આખા શરીર ઉપર એક અલૌકિક પ્રભા જણાવા લાગી, ભગવાનનુ તેજ વસુદેવ અને દેવકીના શરીર ઉપર ભાસવા લાગ્યુ કંસે જ્યારે આ અલૌકિક તેજ જોયુ કે તરતજ દેવકીનો વધ કરી વસુદેવને દુઃખ દેવાનો તેનો વિચાર મોળો પડી ગયો અને તેને ભાન આવ્યુ દેવકીનો પુત્ર મારો વધ કરનાર છે એમ કંસ જાણતો હતો, છતા પણ અલૌકિક પ્રકાશના પ્રભાવથી તે એ બધી વાત ભૂલી ગયો અને વિવેક રાખી વિચાર કરવા લાગ્યો કે હુ આ તદ્દન ઘોર કર્મ કયા કરવા લાગ્યો ! જે માણસ પહેલા દુષ્ટ હતો તે પોતાના વધ કરનારની ખબર છે છતા પણ એ દુષ્ટ કાર્યમાંથી પાછો વળ્યો આ ફેરફાર ભગવાનનો અનુભાવ-પ્રતાપ-સિદ્ધ કરે છે પ્રભુનો પ્રતાપ એવો છે કે દુષ્ટ હોય છે તે પણ તેમના દર્શનથી સુધરી જાય છે ભગવાનના પ્રવેશ પહેલા વસુદેવ અને દેવકીને ઘણી ચિન્તા રહેતી પણ પ્રવેશ પછી એ સર્વ ચિન્તા જતી રહી અને તેને સ્થાને આનન્દ પ્રસરી ગયો, આ ફેરફાર પણ ભગવાનનો મહાનુભાવ દર્શાવે છે. ૮

# કઠોપનિષદ્.

( ગતાંકથી ચાલુ )

નચિકેતાએ પ્રાચીન અને અર્વાચીન સમયના સત્યાગ્રહી પુરુષોના ઘણા દાખલાઓ આપ્યા અને વાજશ્રવસના મગજમાં ખરોખર ઠસાવ્યું કે વચનનો ભંગ કર્યાથી કોઇ પણ પ્રકારનો લાભ નથી, પરંતુ ગેરલાભ જ છે વાજશ્રવસના વિચારો પણ ફર્યા અને નચિકેતાના વચનો ઉપર સમ્પૂર્ણ શ્રદ્ધા બેઠી અને તેમણે આખરે નચિકેતાને કહ્યું કે બેટા, તારૂં કહેવું મને સત્ય જણાય છે અને તે પ્રમાણે વર્તવાને હું તૈયાર છું, અને તને આજ્ઞા આપું છું કે મારાં ક્રોધમાં બોલાએના વચનોને અનુસરીને તું સુખેથી યમરાજાને ત્યાં જા

પિતાની આજ્ઞા લઇ નચિકેતા યમરાજાને ત્યાં ગયો યમરાજા બહાર ગએના હતા એટલે તે દરવાજા આગળ ત્રણ રાત્રિ અન્ન અને જલ લીધા વિના ઉભો રહ્યો તેની કોઇએ દરકાર કરી નહિ યમરાજાની ગેરહાજરીમાં દરવાજા આગળ ઉભા રહેનારા નોકરોએ નચિકેતાને જોયો હશે અને તેને માત્ર એક નાનો બાળક ધારી ગણકાર્યો નહિ હોય, અને પ્રધાન અને યમની પત્નીને ખબર આપી નહિ હોય જો આ પ્રમાણે ન ધારીએ અને એમ અનુમાન કરીએ કે પ્રધાનોને અથવા યમની સ્ત્રીને નચિકેતાના આવવાની ખબર હતી છતા પણ તેની દરકાર કરી નહિ અને પરિણામમાં તેને ત્રણ દિવસ સુધી ભૂખ્યા તરસ્યા બેસી રહેવું પડયું તો યમરાજાની મહત્તામાં ખામી આવે છે યમ એ ધર્મના રાજા કહેવાય છે અને પુણ્યપાપનો સારામાં સારો વિવેક રાખનાર છે આવા રાજાના પ્રધાનો અને સ્ત્રી એટલા બધા મૂર્ખ ન હોય કે યમરાજાની ગેરહાજરીમાં આવેલા એક બ્રાહ્મણકુમારની અવગણના કરે અને ભૂખ્યો તરસ્યો પડી રહેવા દે માટે સારામાં સારું અનુમાન તો એજ કે યમના દરવાનોએ ( જેમની પાસેથી આપણે વિવેકની આશા ન રાખી શકીએ એવા ) નચિકેતાને બાળક ગણીને ગણીને અથવા અમાત્યને વરધી પહોંચાડી નહિ, અને તેથી તેનો આદર સત્કાર પણ થયો નહિ[1]

ત્રણ દિવસ પછી જ્યારે યમરાજા આવ્યા ત્યારે આકાશ વાણી[2] થઇ કે —

वैश्वानर प्रविशत्यतिथिर्ब्राह्मणो गृहान् ।
तस्यैतां शान्ति कुर्वन्ति हर वैवस्वतोदकम् ॥७॥

અર્થ —બ્રાહ્મણ અતિથિ અગ્નિ (वैश्वानर)ની માફક ઘરોમાં પ્રવેશ કરે છે મનુષ્યો તેને શાન્ત કરે છે હે યમ (वैवस्वत) જલ (उदक) લાવ

---

૧ મધ્વાચાર્યનું મતવ્ય એ છે કે નચિકેતાના આગમનની ખબર પ્રધાનોને અને યમની રાણીને પડેલી અને જ્યારે તેમણે નચિકેતાનો અતિથિસત્કાર કરવાનો પ્રારંભ કર્યો કે તરતજ તેણે ( નચિકેતાએ ) કહ્યું કે " મારે યમરાજાનું કામ છે, હાલમાં તે અહીં નથી તેથી હું તમારો સત્કાર સ્વીકારી શકીશ નહિ રાજા જ્યાં સુધી નહિ આવે ત્યાં સુધી હું અન્નજલનો ત્યાગ કરી અહીંજ ઉભો રહીશ" આ વિચારસરણી તૈત્તિરીય બ્રાહ્મણને મળતી છે, પણ સાતમો અને આઠમો મંત્ર યમની પત્નીના અથવા તો તેના અમાત્યોના મુખમાં મૂકવામાં આવ્યો છે તે ઇષ્ટ નથી એમ નીચેની ફુટનોટ ઉપરથી સ્પષ્ટ સમજાશે

૨ કઠોપનિષદના લગભગ બધા ભાષ્યકારો અને ટીકાકારોનો અભિપ્રાય તદ્દન જૂદો છે શંકરાચાર્ય, રંગરામાનુજ, નિમ્બાર્કમતાનુયાયી માનદાસ અને મધ્વાચાર્ય જેવા પૂર્વ દેશના ભાષ્યકારો

વિવેચન—જેમ ઘણા અર્ણીના પ્રસંગોએ આકાશવાણીના વચનો મનુષ્યોને ઘણી વસ્તુઓ કહે છે તેમ જ્યારે યમરાજા બહારથી પોતાના સ્થાનમાં આવ્યા ત્યારે આકાશવાણી તેમને કહેવા લાગી કે હે વૈવસ્વત યમ, હે વિવસ્વાનના પુત્ર યમ તું તો બહાર ગયો હતો અને તારી ગેર હાજરીમાં આ બ્રાહ્મણકુમાર તારા અતિથિ તરીકે આવીને ઉભો તેને એક બાળક ધારી તારા સ્વજનોએ તેનો સત્કાર કર્યો નહિ, અરે! પીવાનું પાણી સરખું પણ ન આપ્યું અને આ બીચારો બાળક ત્રણ રાત્રિ સુધી ખાધા પીધા વગર ઉભો રહ્યો હે યમ, તું ધર્મરાજા છે એટલે તારામાં સત્યાસત્યનો વિવેક તો હોવો જ જોઈએ, તેથી તું સમજી શકીશ કે આ અતિથિનો સત્કાર ન કરવામાં કેટલું બધું અનિષ્ટ પરિણામ આવશે તને જો અતિથિનું–અને તેમાં પણ બ્રાહ્મણ અતિથિનું–માહાત્મ્ય ખબર ન હોય તો જરા સાંભળ બ્રાહ્મણ એ અગ્નિરૂપ છે જેમ આપણા ઘરમાં

---

અને મૅક્સમ્યુલર જેવા પશ્ચિમના વિદ્વાનો એમ કહે છે કે કઠોપનિષદના વૈશ્વાનર પ્રવિશતિ અને આશાપ્રતીક્ષે સંગતં એ પ્રથમવલ્લીના સાતમા અને આઠમા મંત્રોમાં યમની સ્ત્રી અથવા પ્રધાનો અથવા નોકરો યમરાજાને જલ લાવવાનું કહે છે અને અતિથિનું–અને તેમાં પણ ખાસ કરીને બ્રાહ્મણ અતિથિનું–માહાત્મ્ય વર્ણવે છે આ અર્થમાં અનૌચિત્યદોષ જોવામાં આવે છે તેથી અમે તે સ્વીકાર્યો નથી અનૌચિત્યદોષનું સ્વરૂપ આ પ્રમાણે છે —

જો આપણે એમ ધારીએ કે સાતમા મંત્રમાં બોલનાર યમની સ્ત્રી અથવા નોકરો અથવા પ્રધાનો છે તો તે યમને हर उदकम्–પાણી લાવ એમ એકવચનમાં ટૂંકારીને બોલાવે નહિ નોકરો, પ્રધાનો અને રાણી રાજાને આવી રીતે એકવચનમાં ટૂંકારીને બોલાવે એ તદ્દન અસંભવિત છે માટે ટુંકારીને બોલવાનું અનુચિત છે અને તેથી જ અનૌચિત્યદોષ પ્રાપ્ત થાય છે.

આ વિના એક બીજી વાતનો પણ વિચાર કરવા જેવો છે જો યમની સ્ત્રીને અથવા પ્રધાનોને નચિકેતાના આગમનની ખબર હોય અને અતિથિની અવગણના કરવાનું ફળ તેઓ જાણતા હોય તો તેઓ નચિકેતાનો સત્કાર કરવા ચૂકે નહિ મંત્ર ઉપરથી તો એવું જણાય છે કે મંત્ર જે વ્યક્તિના મુખમાં મૂકવામાં આવ્યો છે તે વ્યક્તિ નચિકેતાનું આગમન જાણે છે અને છતાં પણ તેણે તેનો સત્કાર કર્યો નથી અને તેથી યમને કહે છે કે हर उदकम्–પાણી લાવ નચિકેતાનું આગમન જાણવું અને તેનો સત્કાર ત્રણ દિવસ સુધી ન કરવો એ યમની રાણી અને પ્રધાનોને માટે તો અસ્વાભાવિક જ લાગે છે

ત્યારે હવે પ્રશ્ન એ રહે છે કે આ મંત્ર કોના મુખમાં મૂકવામાં આવ્યો છે? ઉપર જણાવ્યું તે પ્રમાણે આ મંત્ર રાણીના અથવા પ્રધાનોના મુખમાં શોભતો નથી આ પ્રશ્નનું નિરાકરણ કરવા માટે આ ઉપનિષદમાં આપેલી નચિકેતાની આખ્યાયિકા કરતાં પણ વધારે જૂની તૈત્તિરીય બ્રાહ્મણની નચિકેતાની આખ્યાયિકાનો વિચાર કરવો પડશે તે આખ્યાયિકામાં એમ કહેવામાં આવ્યું છે કે યમરાજા જ્યારે બહારથી પોતાને ઘેર આવે છે તે વખતે આકાશમાંથી એક દિવ્ય વાણી બોલે છે અને યમને અતિથિનું–બ્રાહ્મણ અતિથિનું–માહાત્મ્ય સમજાવી કહે છે કે હે યમ, આ અતિથિ ભૂખ્યો તરસ્યો ત્રણ રાત્રિ સુધી પડી રહ્યો છે, માટે તેની સારુ તું પાણી લાવ અમને આ વિચાર • સંકલના વધારે સારી લાગે છે તેથી અમે તેનો સ્વીકાર કર્યો છે નચિકેતાની જૂની આખ્યાયિકાથી અહીં આપણને કેટલી સુગમતા થાય છે એનો ખ્યાલ બુદ્ધિમાન વાચકોને આવ્યો જ હશે

ડૉ. રૉબર્ટ અર્નેસ્ટ હ્યુમ પણ આ વિચારને જ મળતા છે (જુવો The thirteen principal Upanishads, 1921)

અગ્નિ સળગતો હોય અને તેની કાળજી આપણે ન રાખીએ તો તે અગ્નિ આપણા ઘરને બાળી નાખે છે, આપણો વિનાશ કરે છે, તેમ અગ્નિરૂપ બ્રાહ્મણ જ્યારે અતિથિ તરીકે આપણા ઘરમા પ્રવેશ કરે ત્યારે જો તેનો આદર સત્કાર ન કરીએ તો તે બ્રાહ્મણ અતિથિના અસતોષથી જ આપણો અને આપણી સર્વ વસ્તુઓનો નાશ થાય છે ઘરમા જેમ અગ્નિની શાન્તિ પાણી વડે કરીએ છીએ અને ઘર બળવાના ભયને દૂર કરીએ છીએ તેમ બ્રાહ્મણ અતિથિની શાન્તિ જલથી જ, અર્ધ્યાદિથી જ, કરવાની હોય છે માટે આ બ્રાહ્મણ અતિથિને તુ જોવો તેનો ન સમજીશ તારે ઘેર એનો ખાધા પીધાનો પણ ભાવ પૂછવામા નથી આવ્યો તો બીજા સત્કારની તો વાત જ શી કરવી ? માટે હે યમ ! તારે જો તારો વિનાશ ન કરવો હોય તો તરતજ એક પાત્રમા જલ લઈને તેનુ પૂજન વગેરે કરીને શાન્ત પાડ, તેના ક્રોધને શમાવ બ્રાહ્મણ અતિથિની આ શાન્તિ તારે કંઈ નવાઈની નથી કરવાની, કારણ કે આખા વિશ્વના માણસો તેનુ અર્ઘ્યાદિથી પૂજન કરી પરમ સતોષ આપે છે અને આશીર્વાદ મેળવવા ભાગ્યશાળી બને છે તો મનમા બીજો કોઈ પણ પ્રકારનો વિચાર કર્યા વિના જલદીથી પેલા અતિથિની જલ વડે પૂજા કરી શાન્ત પાડ અને ક્ષમા માગ જો આમ નહિ કરે તો તારૂ આવી જ બન્યુ છે માટે જલદી જા

આ મત્રના શબ્દો વસિષ્ઠ ધર્મશાસ્ત્ર ૧૧ ૧૩ મા જોવામા આવે છે ૭

આકાશવાણી સાભળી યમરાજ જરા સ્તબ્ધ થઈ ગયા અને એકદમ વિચાર કરવા લાગ્યા યમને વિચારમાં પડેલો જોઈને આકાશવાણી વિચાર કરવા લાગી કે હજુ મારા વચનો આ યમને ગળે ઉતર્યા નથી અને હજુ વિચાર કર્યા કરે છે લાવ એને સમજાવુ કે જે માણસો બ્રાહ્મણ અતિથિનો જરા પણ સત્કાર કરતા નથી તે માણસોનો સર્વ રીતે નાશ થાય છે. આકાશવાણી કહે છે કે—

आशाप्रतीक्षे सगत सूनृता चेष्टापूर्ते पुत्रपशूश्च सर्वान्।

पतद्वृक्ते पुरुषस्याल्पमेधसो यस्यानश्नन् वसति ब्राह्मणो गृहे ॥ ८ ॥

અન્વય—यस्य अल्पमेधस पुरुषस्य गृहे ब्राह्मण अनश्नन् वसति (तस्य पुरुषस्य) आशाप्रतीक्षे सगत सूनृतां च इष्टापूर्ते पुत्रपशूश्च सर्वान् पतत् (अनशनरुप पापम) वृक्ते ।

અર્થ—જે અલ્પબુદ્ધિવાળા (अल्पमेधस) પુરુષને ઘેર બ્રાહ્મણ ખાધા વગર (अनश्नन्) રહે છે તે પુરુષની આશા અને પ્રતીક્ષા, સત્સગ, પ્રિયવાણી, ઇષ્ટ અને પૂર્ત પુત્ર અને પશુ-અર્થાત સર્વ વસ્તુઓનો આ (पतत्-ભૂખ્યા રાખવાનુ પાપ) નાશ કરે છે (वृक्ते)

વિવેચન—નહિ અજાણી એવી પ્રાપ્ત કરવા યોગ્ય વસ્તુની ઇચ્છા તે આશા પ્રત્યક્ષ જોએલી એવી પ્રાપ્ત કરવા યોગ્ય વસ્તુની ઇચ્છા તે પ્રતીક્ષા દાખલા તરીકે, સ્વર્ગ એ પ્રાપ્ત કરવા જેવી વસ્તુ છે પણ તેનું જરા પણ જ્ઞાન આપણને નથી, તો આવા સ્વર્ગની ઇચ્છા તે આશા કહેવાય રાજાનો વૈભવ આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ અને તે પ્રાપ્ત કરવા જેવો પણ છે તો એવા વૈભવની જે ઇચ્છા થાય તે પ્રતીક્ષા કહેવાય સગત એટલે સત પુરુષોનો સમાગમ ઇષ્ટાપૂર્ત શબ્દ ઇષ્ટ અને પૂર્તનો બનેલો છે, અને તેમા પૂર્વપદ ઇષ્ટનો અન્ત્ય સ્વર દીર્ઘ થયો છે. ઇષ્ટ એટલે યાગ અને તેમાથી નીપજતુ પિતૃલોક વગેરે ફળ પૂર્ત એટલે વાવ, તળાવ, કૂવા, મદિર, બાગ બગીચો વગેરે બંધાવવાની ક્રિયા અને તેનુ ફળ. શાસ્ત્રમાં ઇષ્ટ અને પૂર્તનું લક્ષણ નીચે પ્રમાણે આપવામાં

આ પ્રમાણે છે-वापीकूपतडागादिदेवतायतनानि च ॥ अन्नप्रदानमारामा पूर्तमथर्याः प्रचक्षते ॥ एकाग्निकर्म हवनं त्रेतायां यच्च हूयते । अन्तर्वेद्यां च यद्दानमिष्टं तदभिधीयते ॥

જે પુરુષને ઘેર અતિથિનો સત્કાર ન થાય તે પુરુષ મૂર્ખજ કહેવાય જેને ઘેર બ્રાહ્મણ અતિથિનો સત્કાર ન થાય તે મૂર્ખનો સત્કાર ગણાય મંત્રનો ભાવ એ છે કે જે મૂર્ખ માણસને ત્યાં બ્રાહ્મણ અતિથિનો સત્કાર કરવામાં ન આવે અને અન્ન જળ આપવામાં ન આવે તે માણસ પોતાના બ્રાહ્મણ અતિથિને ભૂખે રાખવાનુ મોટામાં મોટું પાપ કરે છે. આ પાપ એટલુ બધુ ઘોર છે કે તે પેલા મૂર્ખની બધી વસ્તુઓનો નાશ કરે છે, તેની આશા અને પ્રતીક્ષા, મહાપુરુષોનો દૈવયોગે થએલો સમાગમ, પ્રિય અને સત્ય વાણી, યજ્ઞયાગાદિનું ફલ, તળાવ વગેરે કરવાના ધર્મનુ પુણ્ય, સ્ત્રી, પુત્ર, પુત્રી, અને બીજા સબંધીઓ, ગાય, ઢોર અને બીજી બધી સ્થાવર જંગમ મિલ્કત–અર્થાત્ તેની સર્વ વસ્તુઓનો બ્રાહ્મણ અતિથિને ભૂખે રાખવાના પાપથી એક જ ક્ષણમા નાશ થઇ જાય છે[1] માટે હે યમ, આ મારો બોધ ધ્યાનમાં લે, વિચાર ન કર, જા, જલદી જા, જલપાન કરાવી તે બ્રાહ્મણકુમારને સત્વર શાન્ત પાડ જો જે, વિલંબ કરતો નહિ

ભારતવર્ષની સામાજિક સ્થિતિના અભ્યાસીઓને માટે પણ આ અને આની પહેલાનો મંત્ર ઘણો મહત્ત્વનો છે પ્રાચીન આર્યાવર્તમા આતિથ્યની ભાવના કેવી સુદર હતી તેનો ખ્યાલ આ મંત્રો ઉપરથી આવે છે હાલમાં જે અગ્રેજ લોકો આર્યોના ગાઢ સમાગમમા આવે છે તે તેમના આતિથ્યની ભાવનાના મુક્તકંઠે વખાણ કરે છે અતિથિસત્કારનો આવો મહાન્ આદર્શ જગતના બીજા દેશોના ધર્મગ્રન્થોમા ભાગ્યે જ હોય આ ઉપરાંત એક બીજી વાત પણ યાદ રાખવા જેવી છે બ્રાહ્મણને આ મંત્રોમાં અગ્નિની ઉપમા આપવામા આવી છે, અને તેમના સત્કારની મહત્તા પણ સારામા સારા શબ્દોમા આપી છે બ્રાહ્મણોનો પ્રભાવ, તેમનુ સમાજમા સ્થાન, તેમની શક્તિ એ વગેરેનુ ભાન આ મંત્રો ઉપરથી સહજ થાય છે ૮

દિવ્ય વાણી સાભળીને યમરાજા એકદમ સચેત થઇ ગયા અને પોતાની ગેરહાજરીમા નચિકેતાનો સત્કાર નહિ થવાથી અનેક પ્રકારના વિષમ પરિણામોની કલ્પના કરવા લાગ્યા તેમણે પોતાના મહેલમાથી જલ અને પૂજનની સામગ્રી લીધી અને એકદમ જ્યા નચિકેતા ઉભો હતો તે સ્થળે દયામણે મોઢે આવ્યા અને નચિકેતાનુ પૂજન કરવા લાગ્યા બે હાથ જોડી યમરાજા બોલવા લાગ્યા કે —

तिस्रो रात्रीर्यदवात्सीर्गृहे मेऽनश्नन्ब्रह्मन्नतिथिर्नमस्यः ।
नमस्तेऽस्तु ब्रह्मन् स्वस्ति मेऽस्तु तस्मात्प्रति त्रीन् वरान् वृणीष्व ॥९॥

અર્થ—હે બ્રહ્મન જેમને નમસ્કાર કરવા ઘટે એવા (नमस्य) અતિથિ તમે મારે ઘેર ત્રણ રાત્રિ ખાધા વગર (अनश्नन्) રહ્યા (अवात्सी), (તેથી) તમને હુ નમસ્કાર કરૂ છુ હે બ્રહ્મન મારૂં કલ્યાણ થાવ તેથી તમે ત્રણ વર માગો

[1] સરખાવો अतिथिर्यस्य भग्नाशो गृहात्प्रतिनिवर्तते । स तस्मै दुष्कृतं दत्त्वा पुण्यमादाय गच्छति । અપરાધીઓની વસ્તુઓના નાશને માટે સરખાવો બૃહદારણ્યક ૬–૪–૧૨

વિવેચન—હે બ્રાહ્મણકુમાર ! તમે મારા અતિથિ થઇને આવ્યા તમે કોઇ સાધારણ અતિથિ નહિ પણ એક બ્રાહ્મણ અતિથિ છો એટલે તમને અમારે નમસ્કાર કરવા ઘટે છે આવા પ્રકારના ઉત્તમ અતિથિને મારી ગેરહાજરીમા દરવાજા આગળ ત્રણ રાત્રિ સુધી ભૂખ્યા તરસ્યા ઉભા રહેવુ પડયુ તે જાણી મને ઘણો ખેદ થાય છે હે બ્રહ્મદેવ, તમારો આદરસત્કાર ન થએલો જોઇ મારૂ હૃદય ફાટી જાય છે આ પાપ જેવુ તેવુ નથી. તેનુ પરિણામ મારે ભોગવવુ પડશે હે કુમાર, તમે મારા કૃત્ય સામુ જોયા વિના આ મારા દંડવત્ પ્રણામ તમારી સેવામા સ્વીકારો અને મને પાપમાથી મુક્ત કરો હે દેવ, તમે તમારી મહત્તા દર્શાવી મને આશીર્વાદ આપો કે જેથી મારૂ પાપ ધોવાઇ જાય અને મારૂ કલ્યાણ થાય હે પ્રભો, હુ તમને આનાથી વધરે શુ વિનવુ ? તમે મારા અતિથિ છો, તેમા પણ બ્રાહ્મણ છો, એટલે તમારા પ્રભાવથી જ મને દોષમાથી મુક્ત કરી મારૂ કલ્યાણ કરો આ પાપનું બીજુ પ્રાયશ્ચિત્ત તો હુ શુ કરવાનો હતો ? પણ તમે ત્રણ રાત્રિ સુધી ભૂખ્યા તરસ્યા રહ્યા તો ગમે તે ત્રણ વરદાન તમે મારી પાસેથી માગી લો તમે ગમે તે ત્રણ વરદાન માગશો તે હુ તમને આપવા ઘણો ખુશી છુ અને તેમા જ મારા આત્માની શાન્તિ થશે એમ હુ ધારૂ છુ હે કુમાર, કૃપા કરી મારી આ વિનતી ધ્યાનમાં લો

આખા ઉપનિષદ્મા રહેલા તત્ત્વજ્ઞાનનુ બીજ આ ત્રણ વરદાનની પ્રતિજ્ઞા છે આ વરદાનરૂપી બીજમાથી જ આ ઉપનિષદ્ના તત્ત્વજ્ઞાનરૂપી વૃક્ષનો ઉદ્ભવ છે પાચમા મન્ત્રના **किं स्विद्यमस्य कर्तव्य यन्मयाद्य करिष्यति** એ ઉત્તરાર્ધના ગૂઢ અર્થનુ બીજ પણ આ વરદાન જ છે આ વરદાનને સીધે જ તત્ત્વજ્ઞાનની ઉત્પત્તિ અને નચિકેતાના દ્વારા યમરાજાએ સાધેલુ પોતાનુ કાર્ય સમજાવી શકાય છે ૯

આ પ્રકારની વિનતી કરી, પાદપૂજા કરી, અર્ઘ્યજલ આપી યમરાજાએ નચિકેતાને સમ્પૂર્ણ શાન્તિ આપી એટલુજ નહિ પણ તેને અતિ પ્રસન્ન કરી દીધો નચિકેતાએ યમરાજાનો અતિથિસત્કાર આનન્દપૂર્વક સ્મિત કરી સ્વીકાર્યો અને વરદાન આપવાની ઇચ્છાને અધીન થયો તે યમને કહેવા લાગ્યો કે હે યમરાજા તમારી ગેરહાજરીમા કોઇએ મારો ભાવ ન પૂછ્યો અને મારે ભૂખે તરસે દરવાજા આગળ ઉભા રહેવુ પડયુ તેથી મને જરા પણ ક્રોધ થયો નથી હુ તો મારા પિતાનુ વચન પાળવા તમારી સેવામા હાજર થવા આવ્યો છુ, તો પછી અતિથિસત્કારનો અધિકારી શી રીતે કહેવાઉ ? હુ તો તમારો સેવક છુ માટે તમે મનમા જરા પણ ક્ષોભ કરશો નહિ. તમારા ત્રણ વરદાનની મારે જરૂર નથી, પણ જ્યારે તમે આટલો બધો આગ્રહ કરો છો તો હુ તમારી ઇચ્છા ખુશીથી સ્વીકારૂ છુ લો, ત્યારે ત્રણ વરદાનમાનુ પહેલુ વરદાન મને આ આપો—

**शान्तसंकल्प सुमना यथा स्याद्वीतमन्युर्गौतमो माभि मृत्यो ।**
**त्वत्प्रसृष्टं माभिवदेत्प्रतीत एतत् त्रयाणा प्रथम वर वृणे ॥ १० ॥**

અર્થ—હે મૃત્યુ—હે યમરાજા—(मृत्यो) મારા ગૌતમના સંકલ્પ વિકલ્પો શાન્ત થઇ જાય (शान्तसंकल्प), એનુ મન પ્રસન્ન થાય (सुमना), અને મારા તરફનો (मा अभि) એમનો જે ક્રોધ છે તે નષ્ટ થઇ જાય (वीतमन्यु) એમ કરો વળી જ્યરે તમે મને પાછો મોકલો (त्वत्प्रसृष्टं) ત્યારે તે મને (मा) મા જાણીને (प्रतीत)—ઓળખીને—પ્રેમપૂર્વક બોલાવે (अभिवदेत्) એમ કરો હે યમરાજા, ત્રણ વરદાનમાનુ આ પહેલુ વરદાન હુ માગુ છુ

વિવેચન—ત્રણ વરદાનમાથી પહેલુ વરદાન કયુ માગવુ એ એક મોટો પ્રશ્ન હતો જે વર ન સર્વથી વધારે મહત્તાવાળુ હોય તે પ્રથમ માગવુ જોઇએ એ સર્વસામાન્ય નિયમ છે આપણે પહેલા જોયુ કે નચિકેતા એટલો બધો આસ્તિક હતો કે ક્રોધમા બોલાએલા પોતાના પોતાના શબ્દોને પણ માન આપી યમરાજાને ત્યા જવા નીકળી પડયો પિતા પ્રતિ તેની કેવી ભક્તિ હતી તેનો આ એક નમૂનો છે નચિકેતાએ પ્રથમ વિચાર કર્યો કે મે મારો ઘણો આગ્રહ દેખાડી પિતાને નારાજ કર્યા અને આખરે તેમને ગુસ્સે બનાવ્યા પિતાના ક્રોધનુ આદિ કારણ હુ છુ માટે મારે એમનો ક્રોધ પહેલા દૂર કરવો જોઇએ, કારણ કે જેના પિતા પુત્ર ઉપર ગુસ્સે થયા હોય તે પુત્ર દુર્ભાગી જ ગણાય આમ વિચાર કરી એણે નિશ્ચય કર્યો કે મારૂ પ્રથમ કર્તવ્ય તો એજ કે મારે મારા પિતાને પ્રસન્ન કરવા, અને તેટલા માટે ત્રણ વરદાનમાનુ પહેલુ વરદાન પિતાની પ્રસન્નતા વિષે જ માગવુ પછી એણે યમરાજને કહ્યુ કે હે યમરાજા, મને મારા પિતાની બહુ ચિન્તા થાય છે, કારણ કે જ્યારે હુ તમારે ત્યા આવવા તૈયાર થયો ત્યારે તે ઘણો શોક કરવા લાગ્યા અને તેમણે મને ન જવાને બહુ સમજાવ્યો, પણ હુ ગમે તેમ સમજાવી અહીં આવતો રહ્યો છુ મારી ગેરહાજરીમા મારા પિતા મારે માટે અનેક પ્રકારના તર્ક વિતર્કો કરતા હશે, તેમના મનમા એમ થતુ હશે કે મારો નચિકેતા યમને ત્યા જઇ શુ કરતો હશે, યમ તેને શુ કરશે, તેની સભાળ કોણ રાખશે, અને હવે અહી કોણ આનન્દ આપશે ? આવા આવા સકલ્પ વિકલ્પો તેમના મનમા થતા હશે અને તેથી આખો દિવસ ચિતામા રહેવાથી આનન્દ નહિ મળતો હોય માટે હે યમરાજા, મારી પ્રથમ ઇચ્છા એ છે કે મારે માટે મારા પિતાને જે ચિન્તા થતી હોય તે બધી ચિન્તા જતી રહે અને હમ્મેશા નિશ્ચિન્ત રહી આનદમા દિવસો ગાળે આ ઉપરાંત મારા તરફનો જે એમનો ક્રોધ હતો તે ક્રોધ પણ દૂર થઇ જાય એમ મારી અભિલાષા છે આ તો જાણે ઠીક, પણ સૌથી વધારે અગત્યની વાત એ છે કે જ્યારે તમે મને અહીંથી ઘેર જવાની આજ્ઞા આપો અને જ્યારે હુ ઘેર જાઉં ત્યારે મારા પિતા મને ભૂત, પ્રેત વગેરે ધારી કાઢી ન મૂકે પણ મને બરાબર ઓળખી આનન્દપૂર્વક બોલાવી આશીર્વાદ આપે એમ વ્યવસ્થા કરો આ બધી વસ્તુઓ ઘણી મહત્ત્વની છે તેથી તે બધીએ ત્રણ વરદાનોમાના પહેલા વર તરીકે હું માગુ છુ પહેલા વરદાનનો સાર એટલો જ કે મારા પિતા પ્રસન્ન થાય અને હુ જ્યારે પાછો જાઉ ત્યારે મને સ્નેહથી ભેટે આ વરદાનમા નચિકેતાની પિતૃભક્તિનો ખ્યાલ આવે છે ૧૦

યમરાજાએ નચિકેતાની વિજ્ઞપ્તિ સાભળી અને જવાબ આપ્યો કે—

*યથા પુરસ્તાદ્ભવિતા પ્રतीत औद्दालकिरारुणिर्मत्प्रसृष्टम् ।*
**सुखं रात्रीः शयिता वीतमन्युस्त्वा ददृशिवान्मृत्युमुखात्प्रमुक्तम् ॥ ११ ॥**

અર્થ —જ્યારે હું તને પાછો મોકલીશ ( **मत्प्रसृष्टम्** ) ત્યારે ઔદ્દાલકિ આરુણિ તને પહેલાની માફક ( **यथा पुरस्तात्** ) ઓળખીને આનન્દ પામશે ( **भविता प्रतीत** ). મૃત્યુના મુખમાથી તને છૂટો થયેલો ( **मृत्युमुखात्प्रमुक्तम्** ) જોઇને ( **ददृशिवान्** ) તેમનો ક્રોધ જતો રહેશે ( **वीतमन्यु** ) અને રાત્રિએ ( **रात्रीः** ) સુખેથી સુઇ જશે ( **सुखं शयिता** )

વિવેચન—આ મત્રમા વાજશ્રવસના ઔદ્દાલકિ અને આરુણિ એ બે નામ આપવામા આવ્યા છે ઔદ્દાલકિ એટલે ઉદ્દાલક પોતે જ અથવા તો ઉદ્દાલકનો પુત્ર, આરુણિ[1] એટલે અરુણનો પૌત્ર અથવા તો અરુણનો પુત્ર

---

૧ છાન્દોગ્યોપનિષદના છઠ્ઠા પ્રપાઠકમા ( ૧૧ ) શ્વેતુકેતુના પિતાને આરુણિ ગૌતમ કહેવામા આવ્યા છે, અને શ્વેતુકેતુનુ નામ આરુણેય રાખવામા આવ્યુ છે અહીં આરુણેયનો અર્થ આરુણિનો પુત્ર અને અરુણનો પૌત્ર એમ થાય છે

યમરાજા નચિકેતાને કહે છે કે હે નચિકેતા, તે જે વરદાન માગ્યુ છે તે વરદાન હુ સુખેથી આપુ છુ અને કહુ છુ કે જ્યારે હુ તને અહીંથી મુક્ત કરીશ અને તુ તારે ઘેર જઇશ ત્યારે તારા પિતા તને ભૂત, પ્રેત વગેરે ન માનતા બરોબર ઓળખી કાઢશે અને પહેલાની માફક સ્નેહથી બોલાવી ભેટી પડશે એટલુ જ નહિ પણ જ્યારે તે એમ જાણશે કે નચિકેતા યમને ત્યાથી સુખ રૂપ ઘેર આવ્યો છે ત્યારે તેમના આનન્દનો પાર નહિ રહે તે વખતે તેમનો બધો ક્રોધ જતો રહેશે અને પ્રસન્નતામા દિવસો ગાળશે રાત્રિએ જ્યારે તે સુઇ જશે ત્યારે પણ તે શાતિથી નિદ્રા લેશે તારા વિષેના કોઇ પણ વિચારો તેમને ચિન્તા અને દુ ખ નહિ આપે માટે તુ હવે તે વિષે નિશ્ચિન્ત થા અને હવે બીજુ વરદાન માગ

શ કરાચાર્ય, રગરામાનુજ, માનદાસ અને મધ્વાચાર્ય આ મત્રમા **मत्प्रसृष्टम्** ને બદલે **मत्प्रसृष्ट** પાઠ સ્વીકારી તેનો અર્થ **मयानुज्ञात , मदनुज्ञात** –મારી આજ્ઞાથી–એવો આપે છે. **मत्प्रसृष्ट** પાઠ અને તેનો ઉપર જણાવેલો અર્થ અમને સતોષકારક જણાતો નથી' આ મત્રની પહેલાના મત્રમા **त्वत्प्रसृष्टम्** શબ્દનો પ્રયોગ[1] થએલો છે અને ત્યા એ શબ્દનો એક જ અર્થ સભવી શકે છે તે અર્થ એ કે 'તમારાથી મોકલાએલાને' આ મત્રમા જે **मत्प्रसृष्टम्** શબ્દ છે તે પહેલાના મત્રના **त्वत्प्रसृष्टम्** શબ્દ સાથે સબધ ધરાવે છે, એટલે **मत्प्रसृष्टम्**નો અર્થ 'મારી આજ્ઞાથી' નહિ પણ 'મારાથી મોકલાએલાને' એમ થાય **मत्प्रसृष्ट** એ રૂપ ન લેવાનુ કારણ એ કે જ્યારે તે શબ્દને પ્રથમા વિભક્તિમા લઇએ ત્યરે તેનો સબધ **औद्दालकि** અને **आरुणि** સાથે સભવી શકે અને તે વખતે બીજા ચરણનો અર્થ 'મારો મોકલાએલો ઔદ્દાલકિ આરુણિ' એમ થાય આ અર્થ તદ્દન અસભવિત છે કારણ કે યમરાજા ઔદ્દાલકિ અથવા આરુણિને પાછા મોકલતા નથી પણ નચિકેતાને પાછો મોકલે છે, એટલે **मत्प्रसृष्ट** ને બદલે **मत्प्रसृष्टम्** પાઠ સ્વીકારી તેનો સબધ નચિકેતાની સાથે લેવો યોગ્ય છે કદાચિત્ કોઇ એવી શકા કરે કે **मत्प्रसृष्ट** પાઠ જ ખરો છે અને તેનો અર્થ 'મારી આજ્ઞાથી' કરવાથી બીજા ચરણનો અર્થ 'મારી આજ્ઞાથી ઔદ્દાલકિ અને આરુણિ ઇત્યાદિ' સુદર રીતે ઘટી શકે છે. આના સમાધાનમા અમારે જણાવવાનુ કે યમે ઔદ્દાલકિને આજ્ઞા આપી એ વાત તદ્દન નિર્મૂલ છે અને તે ઉપરાત ઉપર જણાવ્યા પ્રમાણે **मत्प्रसृष्ट**નો અર્થ **मदनुज्ञात** ( મારી આજ્ઞાથી ) થઈ શકે જ નહિ

હવે **मत्प्रसृष्टम्** પાઠ બીજા કોઇ સ્વીકારે છે કે નહિ એનો વિચાર કરીએ નિમ્બાર્ક સપ્રદાયના અનુયાયી માનદાસ આ ઉપનિષદના ભાષ્યમા જણાવે છે કે **मत्प्रसृष्टमितिद्वितीयान्तपाठे मत्प्रेषित त्वामिति' योजना।** ( **मत्प्रसृष्टम्** એવા બીજી વિભક્તિવાળા પાઠમા 'મારાથી મોકલાએલાને' એવો અર્થ થાય ) રગરામાનુજ પણ પ્રકાશિકામા આ જ તાત્પર્યનુ વાક્ય લખે છે. પાશ્ચાત્ય વિદ્વાનોમા પ્રથમ બોથલીંકને **मत्प्रसृष्ट** પાઠમા સદેહ પડ્યો અને તે સદેહ દૂર કરવાને તેણે એવુ અનુમાન બાધ્યુ કે **मत्प्रसृष्ट**ને બદલે **मत्प्रसृष्टे** એવો પાઠ જોઇએ આગળ જતા ડૉ વ્હીટ્નેને પણ **मत्प्रसृष्ट** અને **मत्प्रसृष्टे**થી અસતોષ થયો અને જણાવ્યુ કે ખરેખરો શુદ્ધ પાઠ તો **मत्प्रसृष्टम्** હોવો જોઇએ આ સર્વ ઉપરથી અમને એમ જણાય છે કે **मत्प्रसृष्टम्** વધારે સારો પાઠ છે અને તેથી જ અમે મનમા તે પાઠ રાખ્યો છે

---

૧ त्वत्प्रसृष्ट माभिवदेत्प्रतीत ( કઠ ૧-૧-૧૦ )

# नागरभाइजीकृत पदो.

पद ८

स्नेहनां लक्षण जाणे ततक्षण, जहां विलक्षणे वल्लभ वासो ॥
तेसु मीले निज भक्त भले मन, तेसु पले नहि वारे हु मासो ॥१॥
आसक्त तहां व्यसनत्व उपस्थित, मान अपमान न मन विमासो ॥
भूख तृषा विन चाले छे नागर, स्नेहविछोहेथी देहनो नासो ॥२॥

पद ९

स्नेहना मारगनुं मन पारखुं, जाणवाने जन वल्लभ वहाला ॥
आदर सादर भोजन वात्सल्य, वस्त्र आभूषण भाव रसाला ॥१॥
आरत आतुर चातुरताई, मनोरथ मोद ते दीठे विशाला ॥
वल्लभना निज भक्त विना न रहेवाए ते नागरको क्षणुं ठाला ॥२॥

पद १०

स्नेहना रूपने जाणवा नागर, वल्लभलालना साचा स्नेही ॥
प्रीत सदा एक सार श्रीवल्लभ, सो अति दुर्लभ भांत निवेही ॥१॥
निर्दोष दयाल मनोरथवंत छे, वात्सल्य धर्मना जे निज गेही ॥
कीधां समर्पण इन्द्रिय अंतःकर्ण धर्म ने आत्मा प्राण ने देही ॥२॥

पद ११

श्रीअंगथी प्रकटी सृष्टि जेह छे, तेह ज वल्लभरूपे प्रवीन ॥
वल्लभजी पण तेहोने स्नेहथी, पोते सदा ते रहे छे आधीन ॥१॥
हेत परस्पर लीला संकेतनुं, ए विन भाव अणु ते मलीन ॥
शास्त्र सिद्धान्ते न पामे को पंडित, यह छे भक्तने दानस्वाधीन ॥२॥

पद १२

श्रीवल्लभरूप स्वरूप समागम, आगम जाण्यानुं प्रीते जणाए ॥
उत्तमसंग सन्मुख नागर, श्रीवल्लभ वात बिना न रहवाए ॥१॥

विजातीनी गंधसु रंच संबंध न, महद्ने मारगे थइ पलाए ॥
दुःख धरे नहि सुखनी आरत, जेह गीणे अगने अंतराए ॥२॥

पद १३

सत्य मनोरथ जे जिय उपजे तो प्रभु पूरे हि नेक कटाक्षे ॥
राखे न आध अगाध ताहुकी, सेवक ज्यो मनमे अभिलाखे ॥१॥
पहेलेई ते करे पूरन वल्लभ, पीछे हि ते मन याकेमो राखे ॥
एसे प्रविन सुजान मनोरथी, दिन अपेक्षित नागर राखे ॥२॥

पद १४

प्रीत विना सब रीत उदासी, वायस वांनी[1] ज्यों लागत फीकी ॥
आदर सादर दान दया हित, जीव विना जेसे देह न नीकी ॥१॥
खान अरु पान मनोरथ स्वारथ, दीप विना नहि धाम भलीकी ॥
श्रीगोकुलनाथ संबध विना रति, नागर प्यास न मेटत जीयकी॥२॥

पद १५

स्नेहके सिद्ध मनोरथ भक्तके, गोकुलनाथ करे अति प्रीते ॥
दीनता देखी कृपाल ततक्षणुं, होत अधिन वे दीनकी रीते ॥१॥
राखे न आध अगाध जे भाव ते, चावते आरत कोटि हरी ते ॥
नागर दान निदानको दान, करे रस पान जे लीलासमेते ॥२॥

पद १६

स्नेह पदारथ हे अति उत्तम, जातेरि वल्लभजी वश होवे ॥
कृपाहु सहाय करे परिपूरन, महद् प्रसन्न रहे हित जोवे ॥१॥
लीला प्रवेश करे निज नागर, लीलाको दान मनोरथ सोवे ॥
आनंदसागर मे संग वल्लभ, वल्लभ वल्लभता जुत को वे ॥२॥

पद १७

लीला समाज मांहेथी पधार्या छे, भूतलमां ते भूतल रीते ॥
ओलखीआ निजभक्ते ततक्षण, वल्लभ पोताना पूरब प्रीते ॥१॥

---

1. कागडानी वाणी

श्रीगोकुलनाथ कहि कर्या गान, दान अनेक ते नीत अ नीते ॥
आरति वारि समर्पे छे सर्वस्व, वात्सल्य हर्ष कर्या जगजीते ॥२॥

पद १८

दैवी समाजने काज ए प्राकट्य, गोप्यथकी ते प्रकाश कर्युं छे ॥
कृपावशथी ते आवश्यक जाणी, श्रीवल्लभरूप ते पोते धर्युं छे ॥१॥
भूतल आवीने भाग्य विस्तर्यां छे, दीनतणुं सहु दुःख हर्युं छे ॥
लीलाने हेत संकेत छे नागर, वल्लभरूप रसेज भर्युं छे ॥२॥

पद १९

सात्विक भाव वियोगीकु बाधक तामस तामस प्रिय मिलावे ॥
महात्म्य भाव स्वरूप संबंध न, स्नेहते वल्लभ स्नेह जनावे ॥१॥
भाव विजाती करे जेसे आपुन, भाव सुजाति प्रीत वढावे ॥
प्रेममें ओगुन[1] ते गुन, नागरदासकु भक्त पठावे ॥२॥

पद २०

वल्लभ सो धन जा हृदे रहे, ताहे परवाह कहा धनकी ॥
महद सहायक कान निर्वाहक, ताहे कहा आश सौ लोगनकी ॥१॥
जाहे दृष्ट निजदानके उपर, ताहे कहा गुन ओगुनकी ॥
स्नेहाधिन सदा मन दीन हे, नागर ताहे को साधनकी ॥२॥

पद २१

श्रीवल्लभके पद अंबुज सो दृढ, नागर नीके रह्यो सो रह्यो ॥
संग सुजातिको छूट जो रंचहु, पूर प्रवाहमें वह्यो सो वह्यो ॥१॥
पुष्ट प्रवाह मर्यादाकी टीकामें, श्रीगोकुलनाथजु भेद कह्यो ॥
भाव समान प्रमाण कीए जिन, जोइ रुच्यो तिन सोइ ग्रह्यो ॥२॥

पद २२

उत्तम भेख न मूकीए एक क्षणुं, एक निमिष विशेष हठी ॥
राखीए गूढ ते पुष्ट मनोरथ, मूढ थइने मोटा शठी ॥१॥

---

१ अवगुण

मुकीए न धर्म न मुकीए धीरज, श्रीवल्लभलीला जेह पढी ॥
प्रीतकी रीत तो एह छे नागर, उत्तम प्रीत ठठी सो ठठी ॥२॥

पद २३

सुखमे न शुधबुध आवे प्राण वल्लभकी, दुखमे न भूले सुख,
नाम गोकुलेशजी ॥
सुखमे विषय लोभ, क्षोभ आवे आठो जाम, दुःखमे न भूले
प्रिय, नेक लवलेशजी ॥१॥
सुखमे सकल वात, घालहिकी होत भाको, दुःखमे वल्लभपद,
प्रापत विशेषजी ॥
श्रीमुख वचन कह्यो, नरको नरक सुख, नागर समज दुख,
सुख ते विशेषजी ॥२॥

---

## બ્રહ્મસંબંધ.

સાડી ચારસો વર્ષથી આપણે વૈષ્ણવો બ્રહ્મસંબંધ નામનો સંસ્કાર કરીએ છીએ અને ત્યારથીજ તે સંસ્કાર સાથે શ્રીમહાપ્રભુજીનુ 'પુણ્ય'શ્લોક નામ જોડાયું છે સર્વ જીવોનો ઉદ્ધાર કરવાનુ કાર્ય એ શ્રીમહાપ્રભુજીના પ્રાકટ્યનુ પ્રયોજન છે આ પ્રયોજન શી રીતે સિદ્ધ થાય એ વિચારણા શ્રીમદાચાર્યચરણને પ્રાપ્ત થઇ અને તે જ સમયે ભગવાને પ્રકટ થઇ તેઓશ્રીને ઉપદેશ કર્યો કે 'બ્રહ્મસંબંધથી જ સર્વ જીવોનો ઉદ્ધાર થઇ શકે' એમ છે આ અમૂલ્ય ઉપદેશ શ્રાવણ શુકલ એકાદશીને દિવસે આપવામા આવ્યો છે એમ સામ્પ્રદાયિક ગ્રન્થો કહે છે, અને તેથી જ તે પુણ્ય દિવસ સમ્પ્રદાયના પવિત્ર ઉત્સવોમા અગ્ર સ્થાન ભોગવે છે આ જ બ્રહ્મસંબંધનુ સ્વરૂપ, પ્રયોજન, ફલ વગેરે વિષયોની ચર્ચા અહીં કરવાની છે

'બ્રહ્મસંબંધ' શબ્દ બ્રહ્મ અને સંબંધ એ બે શબ્દોનો બનેલો છે તેમા પ્રથમ આપણે બ્રહ્મ શબ્દનો વિચાર કરીએ બ્રહ્મમા વૃદ્ધિવાચક બૃહ્ ધાતુ છે એટલે તેનો અર્થ બૃહત્, મોટુ-વ્યાપક એમ થાય છે યાસ્કાચાર્ય બ્રહ્મનુ નિર્વચન **परिवृढ सर्वत** (निरुक्त १८)-સર્વ રીતે વધેલું, સર્વત્ર વ્યાપક-એ પ્રમાણે કરે છે આ સર્વવ્યાપક પદાર્થ ઉપનિષદનુ તત્ત્વ છે, તે જ **औपनिषदं पुरुषं पृच्छामि** એ શ્રુતિમા જણાવવામા આવેલા ઉપનિષદૈકગમ્ય પુરુષ છે આ જ તત્ત્વને શ્રીમદ્ભગવદ્ગીતામા પરમાત્મા કહેવામા આવે છે અને શ્રીમદ્ભાગવતમા ભગવાન કહેવામા આવે છે એમ ભાગવતના પ્રથમ સ્કંધના દ્વિતીયાધ્યાયના અગીઆરમા શ્લોક[1] ઉપરથી જણાય છે આ

---

[1] वदन्ति तत्तत्त्वविदस्तत्त्वं यज्ज्ञानमद्वयम् ।
ब्रह्मेति परमात्मेति भगवानिति शब्द्यते ॥

બ્રહ્મનુ સ્વરૂપ મનુષ્યની બુદ્ધિમા આવે તે પ્રકારે કલ્પવાનુ નથી પણ શ્રુતિ અને તદવિરુદ્ધ સ્મૃતિમા જે પ્રકારે તેના સ્વરૂપનો નિર્ણય કરવામા આવ્યો છે તે જ પ્રકારે જિજ્ઞાસુએ સ્વીકારવાનુ છે એમા મનુષ્યતર્કના બળથી કોઇ પણ પ્રકારનો સદેહ ઉઠાવવાનો નથી કારણ કે બ્રહ્મ અને તેના સબધની દરેક વસ્તુમા પ્રત્યક્ષ અને અનુમાન પ્રમાણ માનવામા આવતુ નથી પણ શબ્દપ્રમાણ જ માનવામા આવે છે શબ્દપ્રમાણ એટલે કોઇ ગમે તે મનુષ્યના શબ્દનુ પ્રમાણ નહિ પરતુ શાસ્ત્રનુ જ પ્રમાણ શાસ્ત્ર એટલે ગમે તે પુસ્તક નહિ પણ **शास्तीति शास्त्रं वेद** એ રીતે પૂર્વકાણ્ડ અને ઉત્તરકાણ્ડવાળો વેદ જ અર્થાત્ વેદ અને ઉપનિષદમા અને તદનુકૂલ સ્મૃતિમા બ્રહ્મનો જે પ્રકારે વિચાર કરવામા આવ્યો છે તે જ પ્રકાર આપણે સ્વીકારવાનો છે

ત્યારે હવે બ્રહ્મનો વિચાર કેવી રીતે કરવામા આવ્યો છે તે આપણે જોઇએ ઉપનિષદોમા અનેક સ્થળે બ્રહ્મને સત્, ચિત્ આનન્દ, સત્ય, જ્ઞાન, અનન્ત વગેરે વિશેષણો લગાડવામા આવ્યાં છે તે ઉપરથી આપણને સ્પષ્ટ પ્રતીત થાય છે કે બ્રહ્મમા સત્તા, ચૈતન્ય અને આનન્દ છે; તેમા જ્ઞાન અને અનન્તતા છે સત્તા અને અનન્તતા એ બે વિશેષણોથી માલુમ પડે છે કે બ્રહ્મ નિત્ય છે, અવિનાશી છે ચૈતન્ય વિશેષણથી જણાય છે કે બ્રહ્મ એ કોઇ પ્રકૃતિ, પરમાણુ જેવો જડ પદાર્થ નથી પણ ચૈતન્યવાળો પદાર્થ છે આનન્દ વિશેષણ ઉપરથી એમ સમજાય છે કે બ્રહ્મ દુ ખમય અથવા દુ ખમિશ્ર નથી પણ આનન્દમય છે અને તેથી આનન્દાકાર છે બ્રહ્મ આનન્દાકાર છે તેથી જ તેને શ્રુતિમા સાકાર કહેવામા આવે છે સાકાર એટલે પ્રાકૃત મનુષ્યોને જે આકાર હોય છે તે આકારવાળુ બ્રહ્મ એમ નહિ પણ આનન્દાકારવાળુ બ્રહ્મ, કારણ કે સિદ્ધાન્તમા આનન્દ અને આકારની વ્યાપ્તિ સ્વીકારવામા આવી છે તે વ્યાપ્તિ એ કે જ્યા જ્યા આનન્દ હોય ત્યા ત્યા આકાર હોવો જોઇએ આ રીતે બ્રહ્મ સાકાર છે છતા પણ વ્યાપક છે[1] બ્રહ્મમા દરેક પ્રકારના ધર્મો છે, અને તેથી તેમા વિરુદ્ધ ધર્મો પણ સભવી શકે છે બ્રહ્મમા બધા ધર્મો સ્વાભાવિક છે, માયાજન્ય નથી આવા પ્રકારનુ આનન્દમય સર્વશક્તિમત્ બ્રહ્મને રમણ કરવાની ઇચ્છા થવાથી પોતે જગદ્રૂપે પરિણામ પામ્યુ અને જેમ અગ્નિમાથી નાના નાના અસખ્ય તણખાઓ નીકળે છે તેમ તેનામાથી અશરૂપે અસખ્ય જીવો નીકળ્યા, અને ત્યારથી જ જીવનુ વ્યુચ્ચરણ થયુ બ્રહ્મ પોતે જગદ્રૂપે પરિણમ્યુ છતા પણ તેનામા કોઇ પણ પ્રકારનો વિકાર થયો નહિ બ્રહ્મનુ જગદ્રૂપે પરિણામ અને જીવોનુ વ્યુચ્ચરણ—એ બેનુ પ્રયોજન બ્રહ્મની રમણ કરવાની ઇચ્છાને પૂર્ણ કરવાનુ છે. રમણક્રીડા—આનન્દ વિવિધતામાથી મળી શકે છે, એટલે જ્યા સુધી બ્રહ્મ વિવિધતા સિદ્ધ ન કરી શકે ત્યા સુધી તેની આ બધી પ્રવૃત્તિ નિષ્ફળ થાય એટલે જગત અને જીવને પોતાનાથી વિલક્ષણ બનાવવાનો બ્રહ્મને વિચાર થયો તેણે બ્રહ્મરૂપ જગતમાથી ચિત અને આનન્દ એ બે ગુણોનુ તિરોધાન કરી દીધુ અને જગતને પોતાનાથી વિલક્ષણ બનાવ્યુ જીવોની વિલક્ષણતા સિદ્ધ કરવાને તેઓમાથી આનન્દ નામના ગુણનો તિરોભાવ કર્યો. આ રીતે સચ્ચિદાનન્દ બ્રહ્મ, સચ્ચિત્ જીવ અને સત્ જગત્ એમ ત્રણ વિલક્ષણ પદાર્થો સિદ્ધ થયા અને વિવિધતાનો પાયો ચણાયો

---

૧ સાકાર બ્રહ્મની વ્યાપકતા માટે વિચારો—विश्वतश्चक्षुरुत विश्वतोमुखो विश्वतोबाहुरुत विश्वतस्पात् । सम्बाहुभ्या धमति सम्पतत्रैर्द्यावाभूमी जनयन् देव एक ॥ શ્વેતાશ્વતર ૩ ૩ આવા જ પ્રકારની ભાવનાને માટે જુવો ઋક્સહિતા ૧૦ ૮૧ ૩, વાજસનેયિસહિતા ૧૭·૧૯; અથર્વવેદ ૧૩ ૨ ૨૬, તૈત્તિરીયસહિતા ૪ ૬ ૨ ૪, તૈત્તિરીયારણ્યક ૧૦ ૧ ૩, મૈત્રાયણિસહિતા ૨ ૧૦ ૨, મહાનારાયણોપનિષદ્ ૧ ૧૪, પુરુષસૂક્ત ૧, ગીતા ૧૩·૧૩, નારદપચરાત્ર વગેરે

બ્રહ્મમાંથી અસંખ્ય જીવોનું બ્રહ્મની રમણેચ્છાથી જ વ્યુચ્ચરણ થયું તેમાં આનન્દાંશનો તિરોભાવ પણ થયો, એટલે આનન્દના અભાવમાં જીવોને દુઃખ જ પ્રાપ્ત થયું આ વિષયમાં ભગવાન્ ભાષ્યકાર શ્રીવલ્લભાચાર્યજી ભાષ્યમાં આજ્ઞા કરે છે કે બ્રહ્મના અભિધ્યાનથી જ જીવમાંથી ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય નામના ભગવાનના છ ધર્મોનો તિરોભાવ થયો અને તેના પરિણામમાં જીવને બંધ અને વિપર્યય પ્રાપ્ત થયા જીવ પ્રારંભમાં બ્રહ્મરૂપ–ભગવદ્રૂપ–જ હતો એટલે એનામાં ઉપર જણાવેલા છ ભગવદ્ધર્મો હતા પણ ભગવદિચ્છાથી રમણના સાધનભૂત વિવિધતા સિદ્ધ કરવાને માટે એ છ ધર્મોનું તિરોધાન કર્યું ઐશ્વર્યના તિરોભાવથી જીવમાં દીનતા આવી અને તેથી જીવ સ્વતંત્રતા ગુમાવી પરાધીન બન્યો વીર્યગુણ તિરોહિત થવાથી જીવને દુઃખો સહન કરવાના આવ્યા. યશના તિરોધાનથી જીવને હીનતા પ્રાપ્ત થઇ શ્રીના તિરોધાનથી જન્મ મરણ વગેરે આપત્તિઓ પડવા લાગી જ્ઞાનના તિરોભાવથી જીવ પોતાનું મૂળ સ્વરૂપ ભૂલી ગયો અને તેથી તેને દેહ, પ્રાણ, ઇન્દ્રિય, અંતઃકરણ વગેરેમાં અહંકાર ઉત્પન્ન થયો અને પરિણામમાં અજ્ઞાન પ્રાપ્ત થયું વૈરાગ્યના તિરોધાનથી જીવને જગતના પદાર્થોમાં આસક્તિ થઇ અને પરમાત્માથી બહિર્મુખ થયો આ પ્રકારે પ્રથમના ચાર ધર્મોના તિરોભાવથી જીવને બંધ અને છેવ્ટના બે ધર્મોના તિરોધાનથી વિપર્યય પ્રાપ્ત થયો અને જીવનું જીવત્વ સિદ્ધ થયું આ ઉપરથી આપણને સમજાય છે કે જીવ એટલે સદોષ અને તેથી જ શ્રીમહાપ્રભુજી ઉપદેશ કરે છે કે **जीवा स्वभावतो दुष्टाः**–જીવો સ્વભાવથી દુષ્ટ છે ઉપર જણાવ્યું તે પ્રમાણે આનન્દ અને છ ભગવદ્ધર્મોનો જીવમાં તિરોભાવ ન થયો હોત તો જીવ અને જગત્ એ બ્રહ્મરૂપ જ રહેત અને વિવિધતાને સ્થાને એકવિધતા જ રહેત અને રસ, આનન્દ, ભોગવવાનું પ્રયોજન સિદ્ધ ન થાત આ પ્રમાણે જીવને સદોષ બનાવી પોતાની ક્રીડાનું સાધન બનાવ્યું અને ચિત્ અને આનન્દાંશ જેમાંથી તિરોભૂત થયો છે એવા જગતને ક્રીડાસ્થાન બનાવ્યું. આ ઉપરથી વિશ્વને ક્રીડાભાણ્ડ કહેવાનું પ્રયોજન પણ સ્પષ્ટ સમજાય છે.

જીવનું 'જીવત્વ' શી રીતે સિદ્ધ થાય છે તે આપણે જોયું હવે જીવને સંસારપ્રાપ્તિ કેવી રીતે થાય છે તેનો સંક્ષેપમાં વિચાર કરી લઇએ બ્રહ્મને આપણે ઉપર સર્વશક્તિમત્ તરીકે વર્ણવ્યું છે આ બ્રહ્મની–ભગવાનની–વિદ્યા અને અવિદ્યા નામની બે શક્તિઓ છે આ બે શક્તિઓની સત્તા જીવ ઉપર ચાલે છે જીવાત્મા જ્યારે વિદ્યા પ્રાપ્ત કરે છે ત્યારે તે પોતાના મૂળસ્વરૂપને વિષે સ્થિતિ કરે છે, પણ જ્યારે તે અવિદ્યાથી બદ્ધ થાય છે ત્યારે તેને સંસારચક્રમાં ફરવું પડે છે શાસ્ત્રમાં વિદ્યા અને અવિદ્યાના પાંચ પર્વો આપવામાં આવ્યા છે વૈરાગ્ય, સાંખ્ય, યોગ, તપ અને ભક્તિ એ પાંચ વિદ્યાના પર્વો છે અને તેની મદદથી જીવાત્મા ભગવાનમાં પ્રવેશ કરે છે અંતઃકરણાધ્યાસ, પ્રાણાધ્યાસ, ઇન્દ્રિયાધ્યાસ, દેહાધ્યાસ અને સ્વરૂપવિસ્મૃતિ એ પાંચ પર્વ અવિદ્યાના છે અને તેનાથી જીવાત્માને સંસાર પ્રાપ્ત થાય છે આવી રીતે પ્રાપ્ત થએલા સંસારમાંથી મુક્ત થવાને માટે પ્રથમ અવિદ્યાને દૂર કરવી જોઇએ અવિદ્યા એ ભગવાનની શક્તિ છે એટલે શક્તિના અધિપતિ–ભગવાનની ઇચ્છા વગર અવિદ્યારૂપી શક્તિ જતી રહેતી નથી. એટલે અવિદ્યાને દૂર કરવાને માટે ભગવાનની કૃપા મેળવવી પડે છે અને તે કૃપા ભગવાનને શરણે જઇ સેવા કરવાથી મળે છે તત્પર્ય એ કે સંસારમાંથી મુક્ત થઇ ભજનાનન્દ પ્રાપ્ત કરવાને માટે જીવાત્માએ પરમાત્માને શરણે જઇ સેવા કરવાની છે "આ સેવાથી જ જીવાત્માના બધા બન્ધો તૂટી જાય છે અને તે પરમાત્મા સાથેનો આનન્દ ભોગવે"છે

અત્યાર સુધી બ્રહ્મસંબંધ શબ્દમાંના બ્રહ્મ શબ્દનો અને તેની સાથે સંબંધ ધરાવતી કેટલીક વસ્તુઓનો વિચાર કરી ગયા હવે બાકી રહેલા સંબંધ શબ્દનો વિચાર કરીએ સંબંધ બે પદાર્થોનો હોઇ શકે, કારણ કે એક પદાર્થનો સંબંધ હોઇ નિષ્પન્ન થઇ શકતો નથી વળી ગમે તે બે પદાર્થોનો

સબધ થઇ શકે નહિ, પણ બે છૂટા, જૂદા પદાર્થોનો[1] સબધ થઇ શકે અર્થાત્ સબધ શબ્દ ઉપરથી આપણને એટલુ સમજાય છે કે બે છૂટા પદાર્થો છે અને તે બેનો સબધ થવાનો છે ત્યારે હવે પ્રશ્ન એ રહે છે કે તે બે પદાર્થો કયા ? આ બેમાનો એક પદાર્થ તો બ્રહ્મ જ છે એમ બ્રહ્મસબધ શબ્દ ઉપરથી જ જણાય છે બીજો છુટો પડેલો પદાર્થ તે બીજો કોઇ નહિ પણ બ્રહ્મમાથી અશરૂપે વ્યુચ્ચરિત જીવાત્મા છે આ ઉપરથી બ્રહ્મસબધનો સામાન્ય અર્થ એ થાય છે કે જીવાત્માનો બ્રહ્મ-પરમાત્મા-સાથે સબધ આ સબધના સ્વરૂપની કલ્પના ગદ્યમન્ત્ર ઉપરથી અને સિદ્ધાન્તરહસ્યમા આવેલા બ્રહ્મસબધ[2] શબ્દના સર્વ ટીકાકારોએ આપેલા અર્થ ઉપરથી થઇ શકે છે ગદ્યમન્ત્ર ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે જીવાત્માનો ભગવાન કૃષ્ણની સાથે દાસ, સેવક તરીકેનો સબધ બધાય છે, અને તે સબધ સરોવર સિદ્ધ કરવાને માટે તે જીવાત્મા પોતાની જાતનુ, પોતાના દેહ, ઇન્દ્રિય, પ્રાણ, અન્તકરણનુ અને તે બધાના ધર્મોનુ અને સ્ત્રી, પુત્ર, ધન ઘર વગેરે વસ્તુઓનુ ભગવાન્ શ્રીકૃષ્ણને સમર્પણ કરે છે તે જીવાત્માનુ વ્યુચ્ચરણ હજારો વર્ષોથી થયુ છે અને તેથી તેનો ભગવાનથી વિયોગ પણ એટલા જ વર્ષોથી થયો છે જેનામા ભગવાનને માટે ખરેખરો પ્રેમ હોય છે તેને આ વિયોગનુ દુખ થાય છે આ તાપ ક્લેશને પણ એક જાતનો આનન્દ માનવામા આવે છે આ તાપક્લેશાત્મક આનદનો પેદા બ્રહ્મસબધ કરવા તૈયાર થએલા જીવમા તિરોભાવ હોય છે આટલી કલ્પના ગદ્યમત્ર ઉપરથી થાય છે હવે આપણે સિદ્ધાન્તરહસ્યના ટીકાકારોનો અભિપ્રાય વિચારીએ શ્રીગોકુલનાથજી આજ્ઞા કરે છે કે બ્રહ્મસબધ એટલે શુદ્ધપુષ્ટિમાર્ગના આચાર્ય દ્વારા આત્માનુ અને અહમમશબ્દવાચ્ય વસ્તુઓનુ ભગવાનને નિવેદન શ્રીરઘુનાથજી લખે છે કે બ્રહ્મમા પુરુષત્વનો ભાવ છે, તેથી બ્રહ્મ એટલે પુરુષોત્તમ, તેમની સાથે દેહ અને આત્માના નિવેદનરૂપી જે સબધ તે જ બ્રહ્મસબધ બીજા બધા ટીકાકારો પણ આજ ભાવ જૂદા જૂદા શબ્દોમા દર્શાવે છે આ ઉપરથી આપણને સ્પષ્ટ સમજાય છે કે બ્રહ્મસબધ એટલે આપણે શ્રીકૃષ્ણના દાસ થઇને રહેવુ અને તેમને આપણી સર્વ વસ્તુઓનુ સમર્પણ કરવુ અર્થાત્ બ્રહ્મસબધ એટલે સર્વવસ્તુસમર્પણપૂર્વક સેવ્યસેવકભાવનો અગીકાર

પ્રારભમા આપણે જોયુ કે ભગવદિચ્છાથી જીવાત્મામા આનન્દાશનો તિરોભાવ થાય છે આ તિરોભાવ થયા પછી જીવ પોતાનુ સ્વરૂપ અને પરમાત્માની સાથેનો સબધ ભૂલી જાય છે સર્વ વસ્તુ બ્રહ્મની છે એ ભાવનાનુ વિસ્મરણ થાય છે અને તે સર્વ વસ્તુમા અહતા અને મમતાના ભાવનુ આરોપણ કરે છે. અહતામા 'અહમ્' 'હુ' શબ્દની ભાવના હોય છે આ હુ શબ્દ દેહ ઇન્દ્રિય, પ્રાણ અને અન્તકરણના સબધમા વાપરવામા આવે છે તેથી દેહ ઇન્દ્રિય વગેરે પદાર્થો અહપદવાચ્ય કહેવાય છે મમતામા 'મમ' 'મારૂ' નો ભાવ હોય છે આ વસ્તુ મારી છે, અમુક પદાર્થ મારો છે આવા પ્રયોગોમા આપણી મમતા સ્પષ્ટ જણાઇ આવે છે મમતાના વિષયો ઘણા હોય છે તેમાના મુખ્ય સ્ત્રી, પુત્ર, ધન, ઘર વગેરે છે બ્રહ્મસબધમા અહતા અને મમતાનો ભગવાનમા વિનિયોગ કરી જીવાત્માએ ભગવાનના દાસ થઇને રહેવાનુ છે પદાર્થોમાથી અહતા મમતાને દૂર કરવાને માટે જે જે પદાર્થોમા અહતા અને મમતા હોય તે તે પદાર્થો ભગવાનને સમર્પી દેવા

---

[1] વસ્તુત અત્ર ભેદ પણ પદાર્થનો નહિ પરતુ રૂપમાત્રનો જ વિવક્ષિત છે, કારણ કે વસ્તુત તો જીવનો અને બ્રહ્મનો અભેદ છે તેઓ ઉભયે સ્વરૂપત એક જ છે તેથી સબધાર્થે અપેક્ષિત ભેદ બ્રહ્મસ્વરૂપનો અને જીવસ્વરૂપનો

[2] ब्रह्मसंबंधकरणात् सर्वेषां देहजीवयो

અને વિજ્ઞપ્તિ કરવી કે હે ભગવન્ આ સર્વ પદાર્થોના અધિપતિ આપ છો અજ્ઞાનથી મે
પદાર્થો ઉપર અહતા મમતાનુ આરોપણ કર્યું હતુ હવે હુ તમારો દાસ છુ, હવેથી હુ તમારો
થઇને રહીશ આ ભક્તિમાર્ગીય વિજ્ઞપ્તિ તે જ બ્રહ્મસબધ સસ્કાર

હવે કોઇને એમ શકા થાય કે જીવાત્માએ ભગવાન્ શ્રીકૃષ્ણને જ શરણે કેમ જવુ ? બીજા
કોઇ પદાર્થને શરણે કેમ ન જવુ ? આ શકાનુ સમાધાન અતિસરલ છે પહેલા જણાવ્યુ તેમ જીવ
એ બ્રહ્મમાથી અગ્નિમાથી તણખા નીકળે એમ નીકળે છે, અર્થાત્ જીવ એ બ્રહ્મનો અશ છે અને
બ્રહ્મ પોતે અશિ છે શ્રીમદ્ભગવદ્ગીતામા ભગવાન્ આજ્ઞા કરે છે કે **ममैवांशो जीवलोके**–જીવ
લોકમા મારો જ અશ છે બાદરાયણ મહર્ષિ પણ પોતાના વેદાન્તસૂત્રમા **अंशो नानाव्यपदेशात्**
એ સૂત્રમા જીવ એ બ્રહ્મનો અશ છે એમ સિદ્ધ કરે છે અશે અશિનુ જ ભજન કરવુ જોઇએ
એમ શ્રુતિનો[1] ઉપદેશ છે આથી જીવ ભગવાનને જ શરણે જાય છે અને તેની સેવા કરે છે
તે સર્વથા યોગ્ય છે, એમા કોઇ પણ પ્રકારના સદેહને સ્થાન નથી

ઉપર આપણે જોઇ ગયા કે અહતા અને મમતાના સર્વ વિષયો ભગવાનને સમર્પીને દાસ
ભાવે ભગવાનને શરણે રહેવાની પ્રતિજ્ઞાનુ નામ જ બ્રહ્મસબધ હવે આ બ્રહ્મસબધના પ્રયોજનનો
વિચાર કરીએ વિશ્વમા એવો એક પણ પદાર્થ નથી કે જેનુ પ્રયોજન ન હોય–ભલે પછી તે
પ્રયોજન ઇષ્ટ હોય કે અનિષ્ટ શ્રીમદ્ભગવદ્ગીતામા આપણે વાચીએ છીએ કે **निर्दोषं हि समं ब्रह्म**–
બ્રહ્મ નિર્દોષ છે, સમ છે ઇત્યાદિ ઉપનિષદોમા પણ અનેક સ્થલે બ્રહ્મની નિર્દોષતા સ્પષ્ટ જાણવા
પડે છે નિર્દોષ પદાર્થ પાસેની વસ્તુઓ પણ નિર્દોષ જ હોય છે તે પદાર્થની આજુબાજુનુ વાતા
વરણ પણ દોષરહિત જ જોવામા આવે છે. આથી નિર્દોષબ્રહ્મની પાસે જનાર મનુષ્ય નિર્દોષ જ
હોવો જોઇએ, અને જો તેનામા કોઇ પણ પ્રકારના દોષ હોય તો તે દોષોને દૂર કરીને જ બ્રહ્મ
સમીપ તે જઇ શકે છે પહેલા આપણે જોયુ તેમ જીવ ભગવદિચ્છાથી સ્વભાવથી જ સદોષ બને
છે અને બન્ધ વિપર્યય પ્રાપ્ત કરે છે. તે જીવ માટે એક જ માર્ગ ખુલ્લો હોય છે અને તે એ કે
ભગવાનને શરણે જઇ તેણે સેવા કરવી આ માર્ગ વિના બીજો કોઈ પણ માર્ગ મનુષ્યમાત્રને માટે
જગતમા છે જ નહિ, એટલે સર્વેએ–બ્રાહ્મણ, ક્ષત્રિય વૈશ્ય, શૂદ્ર, સ્ત્રી, દેવ, અસુર, યક્ષ વગેરેએ-
ભગવાનને શરણે જઇ સેવા કરવાની જ રહી

શરણ અને સેવા એ શી રીતે સિદ્ધ થાય ? સ્વભાવથી જ દુષ્ટ જીવ નિર્દોષ પ્રભુની સેવા
કેવી રીતે કરી શકે ? જીવની પાસે એક પણ એવી સત્તા છે કે જેથી પોતાનામા દોષ રહે
છતા પણ ભગવાનની સેવા તે કરી શકે ? આ અને આવા અનેક પ્રશ્નો આપણને સ્વાભાવિક
રીતે થાય છે આ શકાનુ સમાધાન બીજા કોઈ આચાર્યથી થઇ શકતુ નથી, માત્ર શ્રીવલ્લભા-
ચાર્યજીએ જ ભગવદાજ્ઞાને અનુસરીને આપણને ઉત્તમ પ્રકારનુ સમાધાન આપ્યુ છે અને તે
સમાધાન બ્રહ્મસબધ સસ્કારજ છે બ્રહ્મસબધ સસ્કારથી જીવ અને તેના સર્વ પદાર્થો નિર્દોષ
બની ભગવત્સેવાને અર્થે બ્રહ્મસમ બને છે જ્યા સુધી બ્રહ્મસબધ કરવામા નથી આવતો
ત્યા સુધી જીવ નિર્દોષ અને નિશ્ચિન્ત બનતો નથી અને તેથી કરીને તેને પ્રભુસેવાનો અધિકાર
પ્રાપ્ત થતો નથી જેમ ત્રણ વર્ણના મનુષ્યો ઉપનયન સસ્કારથી શુદ્ધ બની ગાયત્રીમત્ર, વેદાધ્યયન,
સધ્યા વગેરે વૈદિક કર્મોનો અધિકાર પ્રાપ્ત કરે છે તેમ માત્ર ત્રણ વર્ણના મનુષ્યજ નહિ, પણ
વિશ્વમા જેટલા પ્રકારના મનુષ્યો અને પદાર્થો છે તે સર્વની શુદ્ધિ બ્રહ્મસબધથી જ થાય છે અને
ત્યાર પછી જ ભગવત્સેવાના અધિકારી બને છે ઉપનયન સસ્કાર પહેલા બાળક ગમે તે ખાય છે,

---

१ यो यदंशः स तं भजेत् ।

ગમે તેમ વર્તે છે, અને અનેક રીતે અશુદ્ધ બને છે છતા પણ ઉપનયન સસ્કારથી તે સર્વ અશુદ્ધિ દૂર થઇ જાય છે અને તે બાલકને વૈદિક કર્મોનો અને મોક્ષફલક વેદાધ્યયનનો અધિકાર મળે છે જગતમા પણ આપણે જોઇએ છીએ કે ઉપનયન પહેલા બ્રાહ્મણનો બાલક પણ પોતાના વણિક્ પાડોશીને ત્યા જમે છે અને તે બાલકનાં માતા પિતાને જ્યારે આ વિષયમા પ્રશ્ન કરવામા આવે છે ત્યારે તેઓ વિના સકોચે કહે છે કે હમણા તેને જેમ કરવુ હોય તેમ કરવાદો, ઉપનયન સસ્કાર થશે ત્યારે આ બધુ બળી જશે ધર્મશાસ્ત્ર અને લોકની ભાવનાની એકતાનો આ સુદર દૃષ્ટાત છે ધર્મશાસ્ત્રના ગ્રન્થોમા સામાન્ય રીતે ત્રણ ભાગ હોય છે એક આચાર વિષેનો, બીજો વ્યવહાર વિષેનો અને ત્રીજો પ્રાયશ્ચિત્ત વિષેનો પ્રાયશ્ચિત્તભાગમા એવુ જોવામા આવે છે કે અમુક વિધિનુ પાલન ન કરવાથી જે દોષ પ્રાપ્ત થાય છે તે દોષને દૂર કરવાને અમુક પ્રાયશ્ચિત્ત કરવુ દાખલા તરીકે બ્રાહ્મણે સોળ વર્ષની અદર, ક્ષત્રિયે બાવીસ વર્ષની અંદર અને વૈશ્યે ચોવીસ વર્ષની અદર ઉપનયન સસ્કાર કરવો, અને જો તેટલા સમયમા તે સસ્કાર કરવામા નહિ આવે તો તે દ્વિજ સર્વ ધર્મથી બહિષ્કૃત સાવિત્રીપતિત અને વ્રાત્ય થાય છે આ દોષને—અયોગ્યતાને—દૂર કરવાને માટે તેને વ્રાત્યસ્તોમ નામનો ક્રતુ કરવો પડે છે આ ઉપરાત બ્રહ્મહત્યાનુ પ્રાયશ્ચિત્ત, સુરાપાનનુ પ્રાયશ્ચિત્ત, સ્વર્ણસ્તેયપ્રાયશ્ચિત્ત, ગુરુતલ્પગપ્રાયશ્ચિત્ત વગેરે અનેક જાતના પ્રાયશ્ચિત્તો કરવાથી કરેલા પાપ, દોષ વગેરે દૂર થઇ જાય છે અને તે મનુષ્ય શુદ્ધ થાય છે આવી જ રીતે દોષમાથી મુક્ત થઇ શુદ્ધતા પ્રાપ્ત કરી, ભગવાનને શરણે જઇ તેમની સેવા કરવાનો અધિકાર બ્રહ્મસબધ નામના સસ્કારથી જ મળે છે, અન્યથા નહિ ઉપનયન વગેરે વૈદિક સસ્કારો, ધર્મશાસ્ત્રમા દર્શાવેલા પ્રાયશ્ચિત્તો અને મનુષ્યમાત્રનો ઉદ્ધાર કરનાર બ્રહ્મસબધ સસ્કાર મનુષ્યને શુદ્ધ બનાવે છે શુદ્ધિની આવશ્યકતા એટલા સારુ જ કે શુદ્ધિ વિના જે કાર્ય કરવામા આવે છે તે કાર્ય નિષ્ફલ નીવડે છે આ સર્વ ઉપરથી બ્રહ્મસબધની આવશ્યકતા અને તેનુ પ્રયોજન સ્પષ્ટ માલમ પડે છે ઉપનયનાદિ સસ્કારથી ત્રણ વર્ણની જ શુદ્ધિ થાય છે અને બ્રહ્મસબધથી સર્વ મનુષ્યોની અને સર્વ પદાર્થની શુદ્ધિ થાય છે આથી બ્રહ્મસબધની શ્રેષ્ઠતા સ્વીકારવામા આવે છે અમુક પ્રાયશ્ચિત્ત કરવાથી અમુક પ્રકારનો જ દોષ દૂર થાય છે અને જેટલા જેટલા દોષો થયા હોય તેટલા સર્વ દોષોને માટે જૂદા જૂદા પ્રાયશ્ચિત્તો કરવામા આવે છે બ્રહ્મસબધથી તો એક જ વખતે દેહના અને જીવના સર્વ દોષ અને પાપનો નાશ થાય છે એટલે પ્રાયશ્ચિત્તના કરતા પણ બ્રહ્મસબધની ઉત્કૃષ્ટતા સ્પષ્ટ જણાય છે

બ્રહ્મસબધમા જીવાત્મા અને તેની સાથે સબધ ધરાવતા સર્વ પદાર્થોનુ ભગવાનને નિવેદન થાય છે જગતમા જેમ કોઇ માણસ પોતાનો બગલો વેચે છે ત્યારે તે બગલાની સાથે જ તે બગલાની આજુબાજુની ઓરડીઓ અને ફરનીચર વગેરે બગલો લેનાર માણસને આપવામા આવે છે, તેમ આત્માના સમર્પણ સમયે આત્માની સાથે કોઇ પણ પ્રકારે સબધ ધરાવતી વસ્તુઓનુ પણ સમર્પણ થઇ જ જાય છે એટલે આત્માનો, અહતાના વિષયોનો અને મમતાના વિષયોનો વિનિયોગ ભગવત્સેવામા જ થાય છે આથી જ શ્રીમહાપ્રભુજીએ અહતા દૂર કરવાને તનુજા સેવાનો, મમતા દૂર કરવાને વિત્તજા સેવાનો અને આત્માને માટે સર્વથી ઉત્તમ માનસી સેવાનો ઉપદેશ કર્યો છે તનુજા સેવામા માત્ર દેહનો નહિ, પણ ઇન્દ્રિય, અતઃકરણ વગેરેનો પણ સમાવેશ થાય છે વિત્તજા સેવામા દ્રવ્ય ઉપરાંત સ્ત્રી પુત્ર, પશુ વગેરે સપત્તિનો અતર્ભાવ સહજ રીતે થઇ શકે છે

બ્રહ્મસબધથી સર્વ દોષની નિવૃત્તિ કેવી રીતે થઇ શકે છે એ જોઇએ જગતમા ઘણા ખરા મનુષ્યો સુવર્ણના અલકારોનો ઉપયોગ કરે છે અને આ ઉપયોગમા તેઓ પોતાની રસભાવના દર્શાવે છે ઉપર જણાવ્યુ તેમ રસ વિવિધતામા જ રહ્યો છે, તેથી અનેકવાર તે સુવર્ણના આભુ

પણોને ભાંગી બીજા નવા આભૂષણો કરાવવામા આવે છે, અને તે સિદ્ધ કરવાને જૂના અલકારોને ભાંગી, તેજાપમા નાખી, તદ્દન શુદ્ધ સુવર્ણરૂપે બહાર કાઢે છે અલકારોમા જેટલી મલિનતા હતી તે બધી અગ્નિસ્વરૂપ તેજાપથી જતી રહે છે અને સુવર્ણ પોતાના પ્રકાશવાન્ મૂલસ્વરૂપને પ્રાપ્ત કરે છે અગ્નિમય તેજાપના સબધથી મલિન સુવર્ણ પણ અગ્નિમય-શુદ્ધ થાય છે સુવર્ણને પોતાની શુદ્ધિ કરી મૂલસ્વરૂપની પ્રાપ્તિ કરવાને માટે અગ્નિમય તેજાપનો સબધ કરવો પડે છે ગગા, યમુના વગેરે પવિત્ર નદીઓના સબધમા પણ આ જ ભાવના રહેલી છે કોઇના ઘરમા દસ દિવસની દુર્ગંધથી ભરેલી છાસ હોય તો તે માણસ તેની દુર્ગંધથી કટાળી તેને ફેકી દે છે પણ આ જ છાસને એક પાત્રમા લઇ જઇ ગગા કે યમુના જેવી પવિત્ર નદીમા નાખી દે તો તે છાસની દુર્ગંધ જતી રહે છે અને જાણે સર્વથા શુદ્ધ ન થઇ હોય એમ ગગામય કે યમુનામય બની જાય છે ગગાનો પ્રવાહ તો ચાલુ જ હોય છે તેથી આગળના સ્નાનાદિ કરવાના ઘાટ ઉપર કોઇ શ્રદ્ધાળુ માણસ ઉભો હોય અને પોતાના દેશમા ગગાજલ લઇ જવાના વિચારથી ગગાજલ પાત્રમા ભરતો હોય અને કદાચ તે જ જલમા પેલી દુર્ગંધ છાસવાળુ જલ આવી ગયુ હોય તો તેને ખબર પડતી નથી કે આ છાસવાળુ જલ છે, પણ બધુ ગગાજલ જ છે એમ માની તેને હર્ષથી પાત્રમા ભરે છે, અને જ્યારે તે ઘેર આવે છે ત્યારે તે જ જલનુ ઘણી ધામધૂમથી પૂજન અને બ્રહ્મભોજન કરે છે આ દૃષ્ટાન્તમા આપણને જણાય છે કે ગગાજીના સબધથી છાસની દુર્ગંધ જતી રહી અને તે ગગામય બની ગઇ જગતમા પણ આપણે જોઇએ છીએ કે ગમે તે કુલની કન્યા હોય-અતિશૂદ્રની કન્યા હોય-અને તે જ્યારે રાજાને પરણાવવામા આવે છે ત્યારે લોકો આ નવી સ્ત્રીને શૂદ્ર તરીકે નથી માનતા પણ પોતાના રાજાની પ્રિય રાણી માની આદર સત્કાર કરે છે અહીં પણ એટલુ તો સ્પષ્ટ છે કે અતિશૂદ્ર-ચાણ્ડાલ-ની કન્યા પણ ઉચ્ચ કોટિના રાજા સાથે જ્યારથી સબધમા આવી ત્યારથી તેનુ શૂદ્રત્વ જતુ રહ્યુ અને રાજાની રાણી થવાનુ માન પ્રાપ્ત કર્યુ પારસમણિ સાથે લોઢાને જ્યારે સબધ થાય છે ત્યારે લોઢુ સુવર્ણ થઇ જાય છે એમ લોકો માને છે લોઢાને અગ્નિમા નાખીએ છીએ ત્યારે તે અગ્નિમય થઇ જાય છે વિચાર કરતા આવા અસખ્ય દૃષ્ટાન્તો આપણને મળી આવે છે આ સર્વ દૃષ્ટાન્તો ઉપરથી એક જ વાત સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે અને તે એ કે અત્યન્ત સારા પદાર્થના સમાગમમા આવવાથી હલકો પદાર્થ પણ ઉત્તમ થઇ જાય છે આ જ વિચારણા બ્રહ્મસબધના વિષયમા જોવામા આવે છે જીવાત્માનો અને તેની અહતા અને મમતાના વિષયભૂત પદાર્થોનો જ્યારે બ્રહ્મ સાથે સમર્પણરૂપે સબધ થાય છે ત્યારે તેમના સર્વ દોષો જતા રહે છે અને બ્રહ્મની માફક નિર્દુષ્ટ રહે છે તેજોમય બ્રહ્મની સાથે જેવો સબધ થાય છે કે તરત જ તેજાપમા નાખેલા સુવર્ણની માફક જીવાત્મા અને અન્ય પદાર્થો તેજોમય જ બને છે અને નિર્દોષતા પ્રાપ્ત કરે છે આથી મનુષ્યમાત્રને દોષરહિત કરી પવિત્ર બનાવવાની બ્રહ્મસબધના સામર્થ્ય વિષે કોઇને પણ અસભાવના થશે નહિ, અને બ્રહ્મસબધથી જ સર્વ દોષોની નિવૃત્તિ થાય છે એ શ્રીમહાપ્રભુજીની આજ્ઞા દરેકની બુદ્ધિમા ઉતરશે

આ બ્રહ્મસબધનો અધિકાર માત્ર ત્રણ જ વર્ણનો છે એમ નથી પરતુ સર્વનો છે મર્યાદા માર્ગમા તો ત્રણ જ વર્ણનો અધિકાર હોય છે અને તેથી સ્ત્રીઓ અને શૂદ્રોનુ સ્વતત્ર રીતે તેમા સ્થાન હોતુ નથી શ્રીમહાપ્રભુજીના પ્રાકટ્ય પૂર્વે આ મર્યાદામાર્ગની રીત સર્વત્ર પ્રચલિત હતી અને તેથી સ્ત્રીએ અને શૂદ્રે પોતાના પતિદ્વારા પોતાનો ઉત્કર્ષ સાધવાનો હતો પણ આ સમયમા ત્રણ વર્ણના મનુષ્યોની એવી સ્થિતિ હતી કે તેઓ પોતાનો ઉદ્ધાર કરી શકે એમ ન હતા. તો પછી તેમના ઉપર આધાર રાખનારા શૂદ્રો અને સ્ત્રીઓનો ઉદ્ધાર કરવા તેઓ કેવી રીતે સમર્થ થઇ શકે? કર્મમાર્ગ, જ્ઞાનમાર્ગ ઉપાસનામાર્ગ, ભક્તિમાર્ગ વગેરે

પરમાત્માને મેળવવાના માર્ગો તે સમયે હતા, પણ તે સમયના મનુષ્યોની સ્થિતિ એવી હતી કે બધા માર્ગોમાથી એક પણ માર્ગને બરોબર રીતે તેઓ અનુસરી શકે નહિ સમય અને સ્થલ પણ ઘણા પ્રતિકૂલ હતા આવી વિષમ સ્થિતિમા ત્રૈવર્ણિકને પોતાનો ઉદ્ધાર કોઇ પણ રીતે થવાનો નથી એમ જાણી ખેદ થાય એ સ્વાભાવિક છે જ્યા ત્રૈવર્ણિક પુરુષોની જ આવી સ્થિતિ હોય ત્યા તેમની મદદથી જ તરી શકનાર સ્ત્રી અને શૂદ્રનુ તો શુ જ કહેવુ ? સમય એવો પ્રતિકૂલ હતો કે કર્મમાર્ગના યાગાદિને માટે શુદ્ધ સ્થલ, પદાર્થ વગેરે અપેક્ષિત વસ્તુઓ પણ મળી શકતી નહિ શુદ્ધ જ્ઞાન આપનાર ગુરુઓના અભાવથી જ્ઞાનમાર્ગનો પણ લાભ લઇ શકે એમ ન હતુ ઉપાસના અને ભક્તિનો વિવેક કોઇ જાણતુ ન હતુ અને ઉપાસનાને જ ભક્તિ માની સર્વ સતોષ માનતા ઉપાસનાના ઉપયોગમા આવતા મન્ત્રોના અધિષ્ઠાતા દેવો પણ જાણે તિરોહિત ન થઇ ગયા હોય એમ મન્ત્રોની બીલકુલ અસર થતી ન હતી. યોગમાર્ગ વગેરે સાધનો પણ સર્વથા છિન્નભિન્ન જ થઇ ગયા હતા આવી સ્થિતિમા મનુષ્યો બીચારા શુ કરે ? આ દયાજનક સ્થિતિ જોઇને કયા સત્પુરુષને દયા ન આવે ? ભગવાનને આ વસ્તુસ્થિતિ જોઇને પોતાના મુખરૂપ શ્રીમહાપ્રભુજીને ભૂતલ ઉપર પ્રકટ કર્યા અને શ્રાવણ શુક્લ એકાદશાની રાત્રિએ સર્વનો ઉદ્ધાર કરવાને સમર્થ એવા બ્રહ્મસબધની આજ્ઞા આપી અને કહ્યુ કે બ્રહ્મસબધથી જ મનુષ્યમાત્રનો, અરે સર્વ જીવોનો, ઉદ્ધાર થઇ શકશે શ્રીમહાપ્રભુજીએ આ સસ્કારનો પ્રચાર કરી અસખ્ય મનુષ્યોના ઉદ્ધાર કર્યો તેમા યવનો, શૂદ્રો, અને અતિશૂદ્રોનો પણ ઉદ્ધાર થઇ ગયો છે એમ સામ્પ્રદાયિક ઇતિહાસ સાક્ષી પૂરે છે બ્રહ્મસબધની આવી સર્વવ્યાપકતા અને સર્વોપયોગિતા દરેકને આશ્ચર્યચકિત કરી નાખે છે જેમ ખ્રીસ્તિમતમા ક્રાઇસ્ટને માટે Saviour of man-મનુષ્યના ઉદ્ધારક-કહેવામા આવે છે, જેમ શ્રીમદ્ભાગવતમા ભગવાનને માટે **सर्वोद्धारप्रयत्नात्मा कृष्ण प्रादुर्बभूव हि**-સર્વનો ઉદ્ધાર કરવાના પ્રયત્નવાળા શ્રીકૃષ્ણનો પ્રાદુર્ભાવ થયો-એમ કહેવામા આવે છે તેમ શ્રીમહાપ્રભુજીને માટે પણ આપણે વિના સકોચે કહી શકીએ કે આપશ્રી સર્વના ઉદ્ધારક છે, અને આથી જ બ્રહ્મસબધના સર્વ અધિકારી છે અને આજ ભાવનાથી **ब्रह्मसबधकरणात् सर्वेषा देहजीवयो सर्वदोषनिवृत्ति** એ ઉપદેશવચનમા **सर्वेषाम्** એ પદ મૂકી બ્રહ્મસબધની વ્યાપકતા સ્પષ્ટપણે દર્શાવી છે કેટલાક ટીકાકારો જૂદી રીતે અન્વય લે છે પણ અમને તે સતોષકારક જણાતો નથી

સર્વ વસ્તુનુ ભગવાનને નિવેદન કરવા રૂપી બ્રહ્મસબધના સ્વરૂપનો, સર્વ દોષનુ નિવારણ કરી નિશ્ચિન્તતા આપવા રૂપી તેના પ્રયોજનનો અને ભગવત્સેવાનો અધિકાર મળવારૂપી તેના ફલનો આપણે વિચાર કરી ગયા હવે પ્રશ્ન એ થાય છે કે બ્રહ્મસબધ કર્યા પછી વૈષ્ણવના સદાચાર કેવા હોવા જોઇએ કે જેથી અમુક જીવને બ્રહ્મસબધ થયાનુ પ્રસજ્ઞ અનુમાન થઇ શકે ? આનુ સ્પષ્ટીકરણ શ્રીમહાપ્રભુજીએ સિદ્ધાન્તરહસ્યમા કર્યુ છે આપશ્રી ઉપદેશ કરે છે કે જેણે બ્રહ્મસબધ કર્યો છે તેણે અસમર્પિત વસ્તુનો સર્વથા ત્યાગ કરવો કારણ કે જે પદાર્થો ભગવાનને સમર્પવામા નથી આવ્યા તે સદોષ હોય છે પદાર્થોના દોષની નિવૃત્તિ ભગવાનને સમર્પણ કરવાથી જ થાય છે એમ અનેક રીતે આપણે ઉપર સિદ્ધ કરી ગયા છીએ માટે જે પદાર્થ પ્રભુને સમર્પવામા ન આવ્યો હોય તે પદાર્થમા દોષો હોય છે આ દુષ્ટ પદાર્થ સાથે બ્રહ્મસબધ લીધેલા માણસનો સસર્ગ થાય, એ ઇષ્ટ નથી, કારણ કે તે દોષવાળા પદાર્થના સસર્ગથી તે માણસ પણ પોતાની નિર્દોષતા ગુમાવી દોષવાળો બને છે અને સેવાનો અધિકાર ખોઇ બેસે છે આ હેતુથી બ્રહ્મસબધ લેનારા માણસે પ્રથમ એ લક્ષમા રાખવાનુ કે જે વસ્તુનુ ભગવાનને નિવેદન કરવામા નથી આવ્યુ તે વસ્તુનો સબધ કોઇ પણ અગે રાખવો નહિ. તેથી જ શુદ્ધ વૈષ્ણવો કોઇ પણ પદાર્થનો ઉપયોગ કરતા પહેલા

